# દાદા ભગવાનનું તત્વદર્શન

સયોજક :

રણછોડભાઇ પટેલ

પ્રકાશક :

જય સચ્ચિદાનંદ સંઘ વતી
શ્રી ખેતશી નરશી શાહ
૨૦/૧૦, એંજલ લૅન્ડ,
૩૭, નાયગામ ક્રૉસ રોડ,
વડાલા, મુંબઈ-૪૦૦ ૦૩૧



પ્રથમ સંસ્કરણ
પ્રત : ૨૦૦૦

મૂલ્ય :

'પરમ વિનય
અને
હું કંઈ જ જાણતો નથી'
એ ભાવ.

મુદ્રક :

શ્રીમતિ એસ. બી. દેસાઈ
પ્લસ આર્ટ
જામ્બુડીકુઈ, દાલિયાવાડી પાસે,
વડોદરા-૩૯૦ ૦૧૭

આવરણકાર : શ્રી સૂર્યકાન્ત પટેલ
મે. દીપ્લીકા ડીઝાઈનર

# સૂચિ

## ખંડ ૪



## ખંડ ૫



## ખંડ ૬

## ખંડ ૭



## ખંડ ૮



## ખંડ ૯

# નિવેદન

પ્રસ્તુત પુસ્તકનું અસ્ખલિત પ્રેરક બળ શ્રી ખેતશીભાઈ નરશી શાહ રહ્યા છે. ગ્રંથનું અધ્યયન કરીને કિંમતી સૂચનો આપવા બદલ શ્રી જશુભાઈ શાહનો, અને ગ્રંથ-મુદ્રણના આકાર-પ્રકારની સતત સહવિચારણા કરનાર શ્રી રસિકભાઈ કાંતિભાઈ પટેલનો હું અત્યંત ઋણિ છું.

ગ્રંથનું મુદ્રણકર્મ જેના દ્વારા સફળ થયું છે તેવા નિપુણ વહીવટકર્તા શ્રી ભૂપેશભાઈ દેસાઈનો આભાર માન્યા સિવાય કેવી રીતે રહી શકાય ?

આ ટાણે પૂ. દાદાના જ્ઞાનના મૂળ પ્રસવસ્ત્રોતની ગંગોત્રીને સંગૃહિત કરનાર શ્રી નટુભાઈ ભાઈલાલભાઈ પટેલ, ડૉ. નીરુબહેન અમીન અને દીપક-યોગેશના યુગ્મને અભિનંદવા-બિરદાવવાની ઉત્કટતાને રોકી શકતો નથી; આ ગ્રંથમાં તો એ મૂલસ્ત્રોતની નહેરોનાં પાણીની મેં માત્ર સિંચાઈ કરી છે.

ગ્રંથનું પ્રાક્કથન સહર્ષ લખવા બદલ ડૉ અનંત ગણેશ જાવડેકરનું ઋણ સ્વીકારવું રહ્યું.

પૂ. દાદાનું પરાદર્શન ગ્રંથ-પાઠકને ભવસાગર ઓળંગવામાં મહદ્અંશે સહાયભૂત થાઓ એ જ અભીપ્સા.

–રણછોડભાઈ પટેલ.

# શ્રેયસ્ભાવ

શ્રી સીમંધર સ્વામીને અત્યંત ભક્તિપૂર્વક નમસ્કાર હો !

દાદા ભગવાનના અસીમ જયજયકાર હો !

જગતના જીવોનું કલ્યાણ હો, કલ્યાણ હો, કલ્યાણ હો !

હું જ્ઞાનપ્રકાશ માટે ઠેકઠેકાણે રખડી રખડીને થાકેલો. અંતે પૂ. દાદાશ્રીના અમૂલ્ય દિવ્ય કલ્યાણકારી જ્ઞાનથી પ્રભાવિત થયો, અને તેઓશ્રીની સાથે સંબંધ સ્થાપિત થયો. એ પુણ્યનો ઉદય થયો તા. ૯-૮-૧૯૭૩ના સુભગ દિવસે.

માંદગી હોય ત્યારે પૂ. દાદાશ્રીના સત્સંગમાં ન જવાય, ત્યારે પૂ. દાદાશ્રીના નિકટના સંબંધી મહાત્માશ્રી કનુભાઈ મારા ઘેર આવીને મારી જ્ઞાન-તૃષા છિપાવતા

પૂ. દાદાશ્રીની દૃષ્ટિ વિશાળ છે, તેમનું ધ્યેય ઊર્ધ્વ છે. સંકુચિતતા નામે નથી. તેમના જ્ઞાનનો લાભ ઘણા ઘણા સાહિત્યકારો, પત્રકારો, પ્રાધ્યાપકો, વકીલો ઈત્યાદિએ લીધો છે, અને પરમાનંદ પામ્યા છે. હવે આ પરમાનંદનો લાભ અન્ય જીવોને આપવાનો છે.

જે કોઈ જિજ્ઞાસુને એમના જ્ઞાન પર કિંચિત્‌માત્ર શંકા-કુશંકા હોય, તો પૂ. દાદાશ્રી સાથે સત્સંગ કરી સ્પષ્ટતા કરી લેવી જરૂરી છે. પૂ. દાદાશ્રી

એના માટે સદા તૈયાર જ હોય છે. તેમનો સત્સંગ દિવસના દસ–અગિયાર કલાક ચાલે છે. તેઓશ્રીના શ્વાસે શ્વાસે જગતકલ્યાણનો મંત્ર રટાય છે. તેઓ તો કરુણાસાગર છે.

જો પૂ. દાદાશ્રીના જ્ઞાનને અલગ અલગ રીતે પોતપોતાની આગવી શૈલીથી જનસમુદાય સમક્ષ રજૂ કરી શકાય, તો તે વધારે ફલપ્રદ નીવડવાનો સંભવ છે. પણ એ કાર્ય પારખુઓ જ કરી શકે, જેને એમના જ્ઞાનથી સંપૂર્ણ સમાધાન થયું હોય.

પૂ. દાદાશ્રી એમની છોતેર વર્ષની ઉંમરે યુવાનને પણ શરમાવે એટલા ધગશ અને ઉત્સાહથી નિરંતર જ્ઞાનપિયૂષ પીરસ્યા જ કરે છે. જગતની ચાર અબજની વસતીમાં આ તો એક ટીપુ જ કહેવાય. આ જ્ઞાનાવતારી પુરુષ આવા વિષમ કાળમાં પ્રગટ થયા છે, અને શહેરેશહેર, ગામેગામ અને દેશવિદેશમાં ફરી અનેક ઉપસર્ગ અને પરીષહગ્રસ્ત જીવોને પરમાનંદનો આસ્વાદ કરાવી રહ્યા છે. મારી ઈચ્છા છે કે દરેક મહાત્મા એમના જગતકલ્યાણના કાર્યમાં જોડાઈ જાય.

શ્રી રણછોડભાઈ પટેલને હું મારા મુરબ્બી માનું છુ. એમનાં પ્રામાણિકતા, શુભમાં તન્મયતા અને અધ્યાત્મ માટેનો પુરુષાર્થ જબરો છે. એમનો નિખાલસ સ્વભાવ સર્વ કોઈને આકર્ષે છે. તેમનો કૃષ્ણમૂર્તિના દર્શનનો અભ્યાસ ઊંડો છે. પૂ. દાદાશ્રીના તત્ત્વજ્ઞાનમા પણ તેમણે સારું એવું અવગાહન કર્યું છે. એટલે એમની કલમમાંથી નીકળેલું પુસ્તક દરેક મુમુક્ષુને માર્ગનિદર્શક નીવડશે, એમાં બે મત નથી.

જગતના જીવમાત્રનું કલ્યાણ હો !
જગતના જીવમાત્ર સુખશાંતિ પામો !
જગતના જીવમાત્ર મોક્ષને પામો !

જય સચ્ચિદાનંદ !

— ખેતશી નરશી શાહ

# ૧. જગત

## જગત કોણે બનાવ્યું?

જગત શું છે? જગત કોણે બનાવ્યું? શા માટે બનાવ્યું? જગતને ચલાવનાર કોણ છે?

અંગ્રેજો કહે છે કે, "ગૉડ ઈઝ ધ ક્રિયેટર ઑફ ધ વર્લ્ડ." મુસલમાનો કહે છે કે, "જગત અલ્લાને બનાયા." હિંદુઓ કહે છે કે, "જગત ભગવાને બનાવ્યું."

દરેક ધર્મ તેના દૃષ્ટિબિંદુથી સાચો છે, પણ જે નિરપેક્ષ, પર્યાપ્ત સત્ય છે તેનાથી તે ઘણે દૂર પણ હોઈ શકે. જો ભગવાન કર્તા હોય તો તેને કર્મ બંધાય, અને તેથી પાછું ભોક્તા થવું પડે. જો ભગવાનનેય કર્તા-ભોક્તાપણું હોય, કર્મબંધન હોય, તો તેને ભગવાન શી રીતે કહી શકાય? તો પછી તે અને આપણે સરખા!

આ જગતને બનાવનાર ભગવાન હોય તો તે એવો કેવો કે તેની દુનિયામાં બધા જ દુઃખી, કોઈ સુખી નહીં.

જગત જાતે જ કોયડો છે. જગત કોઈએ બનાવ્યું નથી; તે સ્વયં

બનેલુ છે. આ જગત Scientific Circumstantial Evidence (વૈજ્ઞાનિક સાંયોગિક પુરાવા) થી ચાલે છે એને 'વ્યવસ્થિત' શક્તિ કહેવાય. તે બધાને વ્યવસ્થિત રાખે છે.

જગત અનાદિ–અનંત છે. ગોળ જેવું છે. ગોળમાં આદિ કેવુ અને અંત કેવો ? અનાદિ અનંત છે એવું તો તું જ્યારે બુદ્ધિથી પર થઇને જ્ઞાની થઈશ એટલે એની મેળે સમજાઈ જશે.

જગત એક સમસ્યા છે. આ સમસ્યાનું સમાધાન બે દૃષ્ટિબિંદુઓથી થઈ શકે—નિરપેક્ષ (રિયલ) અને સાપેક્ષ (રેલટિવ). સાપેક્ષ દૃષ્ટિબિંદુથી "તમે નટુભાઈ", પણ નિરપેક્ષ દૃષ્ટિબિંદુથી "તમે શુદ્ધાત્મા."

આ બે દૃષ્ટિબિંદુઓથી જગતને જોશો તો બધા જ કોયડા ઉકલી જશે. આ જ 'દિવ્ય ચક્ષુ' છે.

શુદ્ધ વેદાંતીઓ કહે છે કે, "બ્રહ્મ સત્ય જગત મિથ્યા". જો મિથ્યા છે તો દેવતામાં હાથ નાખી જો ને ! જો મિથ્યા હોય, તો કોઈએ કહ્યું હોય કે, "ચંદુલાલમાં અક્કલ નથી," તો તે વાત ત્યાં ને ત્યાં પુરવાર થઈ જ જવી જોઈએ. પણ ચંદુલાલ રાતે બે વાગે ઊંઘમાથી ઊઠે અને તેની અસર ચાલુ થઈ જાય કે મને આવું કહેલું, તો પછી તેને મિથ્યા કેમ કહેવાય ?

જગતેય સત્ય છે અને બ્રહ્મ પણ સત્ય છે. જગત 'રેલટિવ' (સાપેક્ષ) સત્ય છે, અને બ્રહ્મ "રિયલ" (નિરપેક્ષ) સત્ય છે જગત ચંચળ, ક્ષણભંગુર છે; બ્રહ્મ શાશ્વત છે.

# ૨. પુરુષ અને પ્રકૃતિ

## પુરુષ થા.

ક્રમિક માર્ગમાં આખી પ્રકૃતિને ઓળખ્યા પછી પુરુષ ઓળખાય. અક્રમ માર્ગમાં જ્ઞાની પુરુષના 'જ્ઞાન'-પ્રદાનથી પોતે પુરુષ થઈને આખી પ્રકૃતિને સમજી જાય. પછી બન્ને કાયમનાં છૂટાં ને છૂટાં જ રહે. પુરુષ થઈને પ્રકૃતિને ઓળખવાની છે. તો જ પ્રકૃતિનાં પરમાણુએ પરમાણુ ઓળખાય. પ્રકૃતિના ત્રણ ગુણથી મુક્ત એવો તું 'પુરુષ' થા.

## પ્રકૃતિ બધું કરાવે, છતાં કહેઃ "મેં કર્યું."

દરેક મનુષ્યની અંદર બે વસ્તુઓ છે-વસ્તુ પુરુષ અને અવસ્તુ પ્રકૃતિ. 'પોતે' પુરુષ થાય, તો 'પોતે' જ પરમાત્મા છે. 'પુરુષ' થયો નથી માટે કષાય ફરી વળે.

આપણે બધાં આત્માએ કરીને એક-સ્વભાવી છીએ, પણ પ્રકૃતિએ કરીને જુદા જુદા છીએ. પ્રકૃતિ ત્યાગ-ગ્રહણ કરાવે. પ્રકૃતિ નાચ નચાવે, અને ભ્રાંતિથી માણસ કહેઃ " હું નાચ્યો. " ઉદય કર્મના આધારે થયું,

તો એમ કહે કે, " મેં કર્યું. " ' પોતે ' પુરુષ ના થયો ત્યાં સુધી ભમરડો રહ્યો. આ તો પ્રકૃતિ રડાવે ત્યારે કહે, " હું રડું છું. " પ્રકૃતિ હસાવે ત્યારે કહે, " હું હસું છું. " પ્રકૃતિ ગુસ્સો કરાવે અને માને કે, " મેં ગુસ્સો કર્યો. " પ્રકૃતિ પરાણે કરાવે છે, ત્યારે " હું કરું છું" એમ કેમ કહેવાય ? ગીતા ઉદ્‌બોધે છે :

" પ્રકૃતિના ગુણોથી જ સર્વે કર્મો સદા થતાં,
અહંકારે બની મૂઢ માને છે નર, 'હું કરું'.' ૩:૨૭

આ પ્રકૃતિ નાચ નચાવે ત્યારે મૂઢાત્મા કહે કે, "હું નાચ્યો." અલ્યા ભમરડો ફરે છે તેમાં તારો શો પુરુષાર્થ ? લાખ કમાયો ત્યારે કહે કે હું કમાયો અને ખોટ જાય ત્યારે કહે કે ભગવાને ખોટ ઘાલી.

પ્રકૃતિ પરાણે કરાવે છે ને કહે છે કે, "હું કરું છું." જપ, તપ, ધ્યાન, દયા, અહિંસા, સત્ય, દાન એ બધાં જ પ્રાકૃત ગુણો છે. સુટેવો અને કુટેવો એ પણ પ્રાકૃત ગુણો છે. કોઈ કહેશે કે આજે મેં ચાર સામાયિક કર્યાં અને પ્રતિક્રમણ કર્યાં, અને બે કલાક શાસ્ત્રો વાંચ્યાં. તેય પ્રકૃતિ કરાવે છે, અને તું કહે છે કે, "મેં કર્યું." જો તું સામાયિકનો કર્તા હોઉં તો બીજે દહાડે પણ કર ને ! ત્યારે બીજે દહાડે કહે કે, "આજે તો મારાથી નથી થતું. આજે પેટમાં દુઃખે છે, અને માથું ચઢી ગયું છે." જો કરનારો તું હોય તો ક્યારેય "નથી થતું " એમ બોલાય જ નહીં. "નથી થતું" એનો અર્થ એ કે તું કરનારો નથી. આ બ્રહ્મચર્ય પણ પ્રકૃતિ પરાણે પળાવે છે, છતાં કહે છે કે, "હું બ્રહ્મચર્ય પાળું છું." કેટલો બધો વિરોધાભાસ !

## પ્રાકૃત ગુણો

પ્રકૃતિના ત્રણ ગુણ - સત્ત્વ, રજ અને તમ.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પ્રબોધે છે :

"સુખમાં જોડતો સત્ત્વ, કર્મમાં જોડતો રજ;
ઢાંકી જ્ઞાનને જોડે પ્રમાદે તો તમોગુણ." ૧૪ :૯

આ ત્રિગુણાત્મક પ્રકૃતિથી મુક્ત થઈ તું પુરુષ થા.

રાગ-દ્વેષ, દયા-નિર્દયતા, લોભી-ઉદાર, સત્ય-અસત્ય એ બધાં દ્વંદ્વો છે. તે પ્રકૃતિના ગુણો છે, અને 'પોતે' દ્વંદ્વાતીત છે.

પ્રાકૃત ગુણોનું કાયમી અસ્તિત્વ નથી. તે વાત, પિત્ત અને કફને આધીન છે.

પોતાના ગુણો સ્વાવલંબી છે. પ્રકૃતિના ગુણો પરાવલંબી છે. 'પોતે' શુદ્ધાત્મા તરીકે સ્વવશ છીએ, અને પ્રકૃતિએ કરીને પરવશ છીએ. પુરુષ બન્યા પછી પ્રકૃતિની સાથે કંઈ જ લેવા-દેવા નથી. બન્યું તે પ્રકૃતિ, તેના પર રાગદ્વેષ ના થયો તે શુદ્ધાત્મા. પ્રકૃતિની પૂજાનું ફળ સંસાર, અને પુરુષની પૂજાનું ફળ મોક્ષ.

## પ્રકૃતિ એટલે શું ?

પ્રકૃતિ એટલે શું ? પ્ર = વિશેષ અને કૃતિ = કાર્ય. સ્વાભાવિક કરેલ વસ્તુ નહીં, પણ વિભાવમાં જઈને વિશેષે કરીને કરેલી વસ્તુ તે પ્રકૃતિ.

પ્રકૃતિ એ 'ભમરડા' સ્વરૂપ છે. ભમરડો એટલે શું ? દોરી વીંટાય એ સર્જન, ઊકલે ત્યારે ફરે તે પ્રકૃતિ. દોરી વીંટાતી હોય ત્યારે કળામય વીંટાય અને ઊકલે ત્યારે કળામય ઊકલે. ભમરડા પર વીંટાય એ પૂરણ અને દોરડી ઊકલે અને ભમરડો ફરે એ ગલન. બાળક હોય તો પણ ખાય તો કોળિયો મોંમાં નાખવાને બદલે કાનમાં નાખે ? સાપણ મરી ગઈ હોય અને તેનાં ઈંડાં ફૂટયાં અને બચ્ચાં નીકળ્યાં તેય તરત જ ફેણ મારવા માંડે.

ભમરડો ફરે તે એની મર્યાદામાં ફરે. વિચાર અને લાગણીને પણ તેની મર્યાદા હોય છે. દરેક ગુણની અમુક હદ હોય છે. વિચારને આવવાની આટલી મર્યાદા ! મોહ થાય તો આટલી જ મર્યાદામાં થાય. મોહની મર્યાદા આવે ત્યાંથી તે પાછો ઊતરે. બધું નિયમથી થાય છે. જેટલી માત્રામાં પૂરણ થયું હોય તેટલી માત્રામાં જ તેનું ગલન થાય, અને જેવા સ્વરૂપનું પૂરણ તેવા જ સ્વરૂપનું ગલન.

## તત્ત્વો, ગુણધર્મો, પર્યાયો

જગતમાં બધાં તત્ત્વો તેમના ગુણધર્મો અને અવસ્થાઓ (પર્યાયો) સાથે હોય છે. તત્ત્વો શાશ્વત, અને અવસ્થાઓ ' ટેમ્પરરિ (ક્ષણભંગુર) હોય છે.

આપણે માટે પ્રકૃતિના ગુણો એ પર-ગુણો છે, સ્વ-ગુણો, આત્માના ગુણો નથી. પ્રાકૃત ગુણો તો કલાકમાં લુપ્ત થઈ જાય. સદ્‌ગુણો એ પ્રાકૃત ગુણો છે. ક્ષમા રાખતા હોય, ગુસ્સો ના કરતા હોય, છતાં એ બધા પ્રાકૃત ગુણો છે. શુભાશુભ એ બધા પ્રાકૃત ગુણો છે. તે કયારે ભાગી પડે, તૂટી જાય એ ખબર ના પડે. જ્યારે 'પોતાના' ગુણો તો કયારેય બદલાય નહીં. 'પોતે' પુરુષ નથી ત્યાં સુધી આ પ્રકૃતિ જ ચલાવે છે. શાસ્ત્ર વાંચે, ધ્યાન ધરે, સામાયિક કરે, એ બધું જ પ્રાકૃત છે. લોકો તો પ્રકૃતિના ગુણોને છોડાવે છે, તે કયારે પાર આવે ? આપણે આ દુકાનમાથી ઊતરી ગયા અને કહ્યું કે, "આ દુકાન મારી ન હોય !" આ તો દુકાનમાંથી એક એક ચીજ ખાલી કરીએ તો કયારે પાર આવે ? એના કરતાં "ન હોય મારી દુકાન" કરીને નીકળી ગયા એટલે પત્યું !

પ્રકૃતિનું એક વિજ્ઞાન છે. પેલા દર્દીને કેળા ના ખાય એ લાભદાયી હોય અને બીજાને તે અનુકૂળ હોય. ચા તમને માફક ના આવે, તમને કૉફી ફાવે. આ પ્રકૃતિને માફક આવે ત્યારે કહે, "મને ભાવે છે," અને ના માફક આવે ત્યારે કહે, "મને ભાવતી નથી."

પ્રકૃતિ પ્રસવધર્મી છે, તેથી અનંતઘણું ઊભું થાય છે. એક સ્પંદન ઉછાળે, તો નવાં સ્પંદન ઊભાં થાય. જો તું સ્પંદન બંધ કરે, તો તારી પછી કેટલા સ્પંદનો આવે ? એક પણ નહીં.

પ્રાકૃત ગુણો સ્થિર ના રહે. જુદી જુદી પ્રકૃતિના માણસો હોય. જો પ્રકૃતિને અનુકૂળ થતાં આવડી જાય, તો કામ થઈ જાય. જો વ્યવહાર એક ફેરો ન કરવો હોય, છતાં થઈ જાય; આપણી ઈચ્છા નથી, છતાંય થઇ જાય. પ્રકૃતિ આપણી ઉપર સવાર થઈને બેઠેલી છે. પ્રકૃતિનો આપણને જે વારસો મળેલો હોય તે ખરો ! આપણે તો માત્ર તેનુ તટસ્થ નિરીક્ષણ કર્યા કરવાનું છે—તેને 'જોવાનુ' અને 'જાણવાનુ' છે. મહાશ્રમણ મહાવીર પણ માત્ર

પોતાની પ્રકૃતિને 'જો, જો' કરતા હતા, પ્રકૃતિ શું શું કરે છે તેને 'જોતા' અને 'જાણતા' હતા.

પ્રકૃતિ નિયમવાળી હોય, જ્યારે મનનો સ્વભાવ અનિયમવાળો હોય. મનનો સ્વભાવ ઘડીમાં દાન આપે, તો ઘડીમાં ચોરી કરે, એનું ઠેકાણું નહીં! પ્રકૃતિ નિયમવાળી; તે ઓળખાય તો વશ થાય. જેમ જેમ જુઓ તેમ તેમ તે ઓગળતી જાય.

જાત જાતની પ્રકૃતિ હોય, કોઈની તપની, તો કોઈની વિલાસી! મોક્ષે જવું હોય તો પ્રકૃતિ ખપાવો.

પ્રકૃતિ પૂરણ- ગલન સ્વભાવની છે, અને 'પોતે' અપૂરણગલન સ્વ-ભાવનો છે.

પ્રકૃતિનો સ્વભાવ લજામણી જેવો છે. હાથ અડાડીએ અને પાંદડાં સંકોચાઈ જાય. આપણે ઘરમાં છોકરાને કહીએ કે, "તારાથી હું કંટાળી ગયો છું", તો તેની પ્રકૃતિ તરત જ લજવાઈ જાય. એને ફરીથી કહેવું જોઈએ કે, "ના, ભાઈ, હું ખરેખર તારાથી કંટાળ્યો નથી", એટલે પ્રકૃતિ લજવાય નહીં. આપણે થાકી ગયા હોઈએ તોયે ના બોલીએ કે, "હું થાકયો છું", નહિતર પ્રકૃતિ લજવાઈ જાય. વધારે ખવાઈ ગયું, અને અજીર્ણ જેવું લાગે, તો બોલીએ નહીં કે, "અજીર્ણ થયું છે."

પ્રકૃતિની સામે થઈએ તો તે સામે થાય. એને તો સમજાવી, પટાવીને કામ લેવાનું. પંપાળીને તેનો ઉકેલ લાવો. સમજ્યા સિવાય કામ ના થાય. આપણામાં આત્મા છે, અને આત્મા પ્રાપ્ત થયા પછી બધું જ આવડે, બધા કીમિયા આવડે, જો ખોળે તો! શોધ કરે, અને રાહ જુએ, તો અંદર દર્શનમાં આવી જાય.

પ્રકૃતિનો સ્વભાવ કેવો છે કે ખાંડનો કંટ્રોલ આવવાનો હોય તે પહેલાં જ તે કૂદાકૂદ કરે કે ખાંડ લઈ આવો, ખાંડ લઈ આવો!

દાદા કહે છેઃ "પ્રકૃતિનો એક પણ ગુણ 'શુદ્ધ ચેતન'માં નથી અને 'શુદ્ધ ચેતન'નો એક પણ ગુણ પ્રકૃતિમાં નથી."

પ્રકૃતિ તો મૂળ સ્વભાવથી જ ચંચળ છે. લોકો સચરને સ્થિર કરવા માગે છે. સ્થિર માત્ર આત્મા છે. અને બીજું બધું જ અસ્થિર છે. જે સ્વભાવતઃ અસ્થિર છે, ચંચળ છે, સચર છે તેને તમે સ્થિર શી રીતે કરી શકશો ? આત્મા જ્ઞાતાદષ્ટા છે અને તે પ્રકૃતિની ગતિવિધિને 'જોવા' અને 'જાણવા'નું જ માત્ર પ્રકાર્ય કરે છે. 'આપણે' જુદા અને પ્રકૃતિ જુદી !

## મન, વચન, કાયા–પ્રકૃતિના ભાગ

મન, વચન, કાયા એ પ્રકૃતિના ત્રણ ભાગ છે. એ ત્રણેય 'ઈફેક્ટિવ' (પરિણામકારક) છે. જે 'ઈફેક્ટ' છે–કાર્ય છે, તે કદી ફરે નહીં. 'ઈફેક્ટ' હોય તો 'કૉઝ' અવશ્ય હોવું જ જોઈએ. 'ઈફેક્ટ' (કાર્ય)માં ભ્રાંતિથી પાછાં 'કૉઝિઝ' (કારણો) ઊભાં થાય, અને તેમાંથી કારણ પ્રકૃતિ બંધાય. આપણે ઉદય કર્મ કરતા હોઈએ અને તેની પર રાગ કે દ્વેષ થાય તો નવાં કારણનાં બીજ નંખાય, જે સમય આવતાં કાર્યરૂપે રૂપકમાં આવે. આમ કારણ–કાર્ય અને કાર્ય– કારણનું ચક્ર ચાલ્યા કરે છે.

## પ્રકૃતિ પ્રતિ અભિગમ

વીતરાગ તો પ્રકૃતિને 'જો જો' કરે; પ્રકૃતિ સીધી ચાલે છે કે વાંકી એને તે 'જોયા' કરે. તે બધે જ 'જ્ઞાતાદષ્ટા' રહે.. જ્ઞાતાદષ્ટા એકલો જ આત્માનો ધર્મ : બીજા બધા જ પ્રાકૃત ધર્મ.

બધાં પ્રકૃતિનાં પરમાણુ ચેતન ભાવને પામેલાં છે, એટલે તે કહે કે, " અમે તમારો ઠપકો ખાવા આવ્યાં નથી. "

પ્રકૃતિ વાંકું કરે, પણ અંદર તું સીધું કરજે. પ્રકૃતિ ક્રોધ કરવા માંડે ત્યારે 'આપણે' મનુભાઈને શું કહેવું ? " મનુભાઈ, આ ખોટું થઈ રહ્યું છે, આવું ના હોવું જોઈએ"–એટલે તારું કામ પૂરું થઈ ગયું. પ્રકૃતિ તો કાલે સવારે અવળી નીકળે ને સવળીયે નીકળે. એની સાથે 'આપણે' લેવાદેવા નથી. આપણે જુદા, પ્રકૃતિ જુદી.

## પ્રકૃતિનાં પરમાણુ

આ પ્રકૃતિનાં બધાં પરમાણુ એને 'મિશ્રસા' કહેવાય. 'મિશ્રસા' જ્યારે રસ આપીને જાય ત્યારે એ 'વિશ્રસા' થઈ જાય. ચોખ્ખાં પરમાણુને 'વિશ્રસા' કહે છે. તેમાં ભાવ કર્યો કે તે 'પ્રયોગસા' થઈ જાય. આ પ્રકૃતિનાં પરમાણુનો ગુણ ચેતન-ભાવને પામેલો છે, માટે તેને સમજાવી, પટાવી શકાય. પ્રકૃતિ મિશ્રચેતન છે.

પરમાણુ જૈન હોય કે વેદાન્ત, જે હોય તે, પણ એ બધાં જ પરમાણુ ખલાસ થશે ત્યારે મોક્ષ થશે. એનું એક પણ પરમાણુ હશે ત્યાં સુધી મોક્ષની સંભાવના નથી.

## પ્રકૃતિની સાહજિકતા

પ્રકૃતિ સહજ થાય તો આત્મા સહજ થાય અને આત્મા સહજ થાય તો પ્રકૃતિ સહજ થાય.

સહજ એટલે પ્રકૃતિનો સ્વભાવ છે તેમાં હસ્તક્ષેપ ન કરવો. મહીંથી ઉદયમાં આવ્યું તે પ્રમાણે ભટકવું એને 'સહજ' કહેવાય. ભમરડો 'સહજ' ફરે છે. સહજ પ્રકૃતિ એટલે જેવું વીંટાયું હોય એવું જ ફર્યા કરે -એવું જ ઊકલે.

જો આત્મા જ્ઞાતાદષ્ટા રહે તો એ સહજ થાય. "આવું હોય તો સારું", "આવું ના હોય તો સારું" એમ દરમ્યાનગીરી કરવા જાય એટલે તે અસહજ થાય.

સહજ તો મનમાં જેવા વિચાર આવે તેવું જ કરે.

દાદા કહે છેઃ "આ 'જ્ઞાન' આપેલું હોય, તેને ગાડીમાં ચઢતાં ક્યાં જગ્યા છે અને ક્યાં નથી એવો વિચાર આવે ત્યાં સહજ રહેવાય નહીં. 'જ્ઞાન'માં જ રહો તો પ્રકૃતિ સહજ થાય."

ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી સહજ દશા હોય નહીં. ત્યાં "આ ત્યાગ

કરું, તે ત્યાગ કરું. આ કરાય, આ ના કરાય" એવી કડાકૂટ અંત સુધી રહે.

આત્મા સહજ થાય, પછી દેહ સહજ થાય. પ્રયાસ થયો એટલે સહજ રહ્યું નહીં. ચા પીઓ, નાસ્તો કરો એ બધું સહજભાવે થયા જ કરે છે. એમાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વાપરવાં નહીં. જેમાં એ વપરાય તે અસહજ થઈ જાય. દાદા કહે છે: " કરવા જેવુંય કશું રહેતું નથી અને ના કરવા જેવુંય કશું રહેતું નથી. જગત 'જાણવા' જેવું છે"

## ૩. 'વ્યવસ્થિત'

જે 'વ્યવસ્થિત'ના આધારે ચાલે છે.

કુદરત એટલે 'વૈજ્ઞાનિક સાંયોગિક પુરાવાઓ.'

સૂર્ય, ચંદ્ર, તારા બધું જ 'વ્યવસ્થિત'ના નિયમના આધારે ચાલે છે. વરસાદ પડે છે તે ઉપર કોણ પાણી બનાવવા જાય છે ? બે Hનાં અને એક Oનાં પરમાણુઓ ભેગાં થાય અને બીજા કેટલાક સંયોગો જેમ કે હવા, વગેરે ભળે ત્યારે પાણી બને અને વરસાદરૂપે પડે.

અમુક સંજોગો ભેગા થાય ત્યારે સહજતઃ આકાશમાં મેઘધનુષ્ય બને છે. વરસાદનાં નાના નાનાં ટીપાં વડે સૂર્યના સફેદ પ્રકાશનું વિભાજન થાય છે. સાત રંગના પ્રકાશ છૂટા પડે છે અને મેઘધનુષ્ય સર્જાય છે.

આ 'વ્યવસ્થિત' શક્તિ શું કરે છે ? તમારા પુણ્યનો ઉદય આવે તો બધા અનુકૂળ સંયોગ ભેગા કરી આપે અને પાપનો ઉદય આવે તો તે બધા સંયોગો વિખેરી નાખે. બધું પરસત્તામાં ચાલી રહ્યું છે, પછી સારાં કર્મો હોય કે ખોટાં કર્મો હોય !

દાદા કહે છે : "આ સંસાર જે છે તે આત્માની હાજરીથી ચાલે છે.

આત્મા જરાય ભળે નહીં, તોય એ ચાલે એવો છે. તેથી અમે 'વ્યવસ્થિત'ની શોધખોળ કરી છે." અક્રમ વિજ્ઞાનમાં 'વ્યવસ્થિત' બધું ચલાવી લે છે, આત્મા નહીં.

## 'વ્યવસ્થિત'નું સ્વરૂપ

'વ્યવસ્થિત' એટલે ખુલ્લી આંખે રસ્તા પર સાવધાનીપૂર્વક ગાડીઓ ચલાવવી અને પછી અકસ્માત થાય તો 'વ્યવસ્થિત' કહેવું; પણ બંધ આંખે ચલાવીએ એને 'વ્યવસ્થિત' કેમ કહેવાય? 'વ્યવસ્થિત'નો અર્થ જો કદી એમ હોય કે બનનાર હોય તે બનવાનું જ તો પછી આંખો મીંચીને જ ચાલવું જોઈએ ને! બનનાર ફરવાનું જ ના હોય તો આંખો મીંચીને ચાલવામાં શો વાંધો છે? દાદા કહે છે: "ઉઘાડી આંખે ગાડીઓ ફેરવો અને પછી અથડાય તો 'વ્યવસ્થિત' છે." પહેલેથી 'વ્યવસ્થિત' બોલવું એ ગુનો છે. કાર્ય કર્યે જાઓ અને પછી અકસ્માત થાય તો 'વ્યવસ્થિત' છે.

તમારે પ્રયત્નો બધા કરી જોવા અને પછી ના થાય તો 'વ્યવસ્થિત', પણ પ્રયત્ન કરનાર કોણ? કરનાર હોતો જ નથી. આ તો 'કરવું' એમ ભાષા બોલવી પડે, સતત પ્રયત્નો થઈ જ રહ્યા છે! એમાં આ 'વ્યવસ્થિત' છે એમ કહીને ડખલ કરે છે. તેથી પોતે ચાલતી મશીનરીને મુશ્કેલીમાં મૂકી દીધી 'વ્યવસ્થિત' એટલે તદ્દન ન્યાયની બહાર ચાલ્યું જ નથી, પણ 'વ્યવસ્થિત' કહેવાય નહીં.

ભૂતકાળ ગયો, ભવિષ્ય 'વ્યવસ્થિત'ને તાબે, અને આપણે વર્તમાનમાં રહેવું.

'વ્યવસ્થિત' પૂર્વનિશ્ચિત છે, પણ જ્યાં સુધી આપણને સંપૂર્ણ 'જ્ઞાન' નથી ત્યાં સુધી આપણે બોલવું ના જોઈએ કે 'વ્યવસ્થિત' જ છે. આ મન, વચન, કાયા 'વ્યવસ્થિત'ને તાબે છે. આ હાથ ઊંચો કરે, મહીં વિચાર કરે, અંદર પ્રેરણા થાય એ બધું 'વ્યવસ્થિત'ને તાબે છે. આપણે શુદ્ધાત્મા અને બીજું બધું એને તાબે, એટલે આપણે એમાં હાથ ઘાલવો નહીં. જે છે, જે થઈ રહ્યું છે એને 'જોયા' કરો. શુદ્ધાત્મા થયા પછી જ્ઞાતાદ્રષ્ટા રહેવાની જરૂર છે.

જ્યારે દેહાધ્યાસ હતો ત્યારે સહીં ભાવ કરે કે મારે પરણવું છે. તેવો વિચાર આવે. તેમાં આત્મા તન્મયાકાર થાય એ 'અવસ્થિત' થયો કહેવાય. મનની અવસ્થામાં તન્મયાકાર થયો તે 'અવસ્થિત' થયો કહેવાય. 'અવસ્થિત' એ યોજનારૂપે છે અને 'વ્યવસ્થિત' એ રૂપક રીતે છે. 'અવસ્થિત'માં એવું નક્કી કરે કે મારે સ્ત્રી પરણવી છે, તો 'વ્યવસ્થિત'માં સ્ત્રી એકલી ના આવે, પણ સાસુ આવે, સસરા આવે, સાળો આવે, કાકીસાસુ આવે, માસીસાસુ બધું આવે. ખરું સર્જન તો આપણાથી થાય છે. તેય નૈમિત્તિક ભાવથી થાય છે અને વિસર્જન 'વ્યવસ્થિત' કરાવે છે. 'ડિસ્ચાર્જ' સ્વરૂપે જે થાય છે તે 'વ્યવસ્થિત'ના તાબામાં છે. 'ચાર્જ' આપણા હાથમાં છે, પણ તે સ્વતંત્ર રીતે નહીં, નૈમિત્તિક ભાવે. સ્વતંત્ર રીતે હોય તો પોતે ગુનેગાર થાય.

કર્મ પુદ્‌ગલેય નથી કરતું અને આત્માય નથી કરતો. આત્માની હાજરીથી અહંકાર ઊભો થાય છે એ જ કર્મ કરે છે.

## પ્રારબ્ધ અને 'વ્યવસ્થિત'

કોઈ પણ માણસ પ્રારબ્ધને માને તો લોકો આવીને શું કહે કે, "તું પુરુષાર્થ કર, નકામો પ્રારબ્ધ ઉપર બેસી ના રહીશ." એટલે પ્રારબ્ધ એ અવલંબનવાળી વસ્તુ છે, અને 'વ્યવસ્થિત' નિરાલંબ છે, બરાબર તેમ જ છે.

## નિયતિ અને 'વ્યવસ્થિત'

નિયતિવાદ થાય તો એ આગ્રહ થઈ ગયો. નિયતિ એકલું કારણ નથી, સમુચ્ચય કારણોથી થયેલું છે. તેથી દાદા કહે છે કે, "માત્ર વૈજ્ઞાનિક સાંયોગિક પુરાવા છે." નિયતિવાદ હોત તો નિરાંત થઈ જાત ! નિયતિવાદ એટલે અહીંથી દરિયામા નાખ્યું એટલે કિનારે પહોંચ્યું જ.

પ્રારબ્ધ એ નિયતિ નથી. નિયતિ એટલે આ સંસારના જીવોનો જે પ્રવાહ ચાલી રહ્યો છે એ કોઇ નિયતિના નિયમને અનુસરીને ચાલી રહ્યો છે, પણ બીજાં કારણો ઘણા બધાં આવે છે, જેમ કે કાળ છે, ક્ષેત્ર છે.

## 'વ્યવસ્થિત' ક્યારે સમજાય ?

'વ્યવસ્થિત' તો આત્મા પ્રાપ્ત થયા પછી જ સમજાય. આત્મા પ્રાપ્ત થયા પછી 'હું' કર્તા રહેતો નથી, ત્યારે કર્તા 'વ્યવસ્થિત' છે. મારું બધું 'વ્યવસ્થિત' ચલાવે છે. અહંકાર 'વ્યવસ્થિત'ના તાબામાં છે, પણ પોતે કહે કે, "હું છું" એટલે બન્ને વચ્ચે અથડામણ થાય.

આ જગતમાં કર્તાપણું મટે તો 'વ્યવસ્થિત' સમજાય. કર્તાપણું ના મટે ત્યાં સુધી 'વ્યવસ્થિત' સમજાય નહીં.

અશુભનો કર્તા છૂટીને શુભનો કર્તા થયો તોય કર્તા છે, એટલે સંકલ્પ-વિકલ્પ થયા વગર રહે જ નહીં. આ 'વ્યવસ્થિત' સમજાય નહીં એટલે "મારું હવે શું થશે" એવો વિચાર આવે. જીવ જન્મ પૂર્વેની અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશિમાં આવ્યો તે મોક્ષે જતાં સુધી 'વ્યવસ્થિત' છે.

## આ બધું 'વ્યવસ્થિત'!

છોકરો મરી ગયો તો ચિંતા ના કરીશ. 'વ્યવસ્થિત' છે. ખોટ જાય તો ચિંતા ના કરીશ. 'વ્યવસ્થિત' છે. નફો આવે તો કૂદાકૂદ ના કરીશ. એ બધું 'વ્યવસ્થિત' છે, રાત, દિવસ, સંધ્યા, ઉષા એ બધું કેવું નિયમમા છે ! એવું મનનુંય 'વ્યવસ્થિત'ના તાબામાં છે.

દાદા કહે છે : "પ્રારબ્ધ કહીએ તો અમે નિરંતર સૂઈ જઈએ. પાછો પુરુષાર્થ કહો છો તે વહેલુ ઊઠવું કે સૂઇ રહેવું ? એટલે આ અદબદ મને નહોતુ પસંદ. ત્યારે શું હકીકત છે ? ત્યારે અમે કહ્યું 'વ્યવસ્થિત'. એટલે બધું બરાબર !"

જે બને તેને 'જોયા' કરો. એ પર છે અને પરાધીન છે. જે બની રહ્યું છે એ જ ન્યાય થઇ રહ્યો છે, અને એ જ 'વ્યવસ્થિત' છે. સારા માણસને ફાંસીએ ચઢાવે એ ન્યાય છે, અને નઠારો છૂટી જાય એ પણ ન્યાય છે.

ગાડીમાંથી આમ ઉતારી પાડે તો જાણવું કે 'વ્યવસ્થિત' છે. પાછો ફરી બોલાવે તોય 'વ્યવસ્થિત' છે. ફરી ઉતારી પાડે એય 'વ્યવસ્થિત' છે. આમ સાત વખત ઉતારી પાડે એ 'વ્યવસ્થિત'. આ જેને વર્તે છે તેને કેવળજ્ઞાન થશે.

## 'વ્યવસ્થિત' જાણ્યા પશ્ચાત્

આ 'વ્યવસ્થિત'નું જ્ઞાન પામ્યા પછી માણસ સંપૂર્ણ જ્ઞાની તરીકે જ રહી શકે એમ છે. સંકલ્પ–વિકલ્પ જ ઊભો ના થાય. આપણું 'વ્યવસ્થિત' હશે તો એય છોડવાનું નથી માટે ડર શાનો ? વિકલતા કેમ ?

આ શરીર, મન, વચન બધું એને ખોળે છે. 'તું' તો શરીર જે કરે છે તેને 'જોયા' કર, આ વીરચંદભાઈ શું કરે છે તેને 'જોયા' કર.

દાદા કહે છે : " 'હું શુદ્ધાત્મા છું' અને કર્તા 'વ્યવસ્થિત' છે એમ સમજાયું તો કર્મબંધ ના પડે."

જો 'વ્યવસ્થિત'ની સત્તા સમજાય તો 'પોતે' તદ્દન નવરો પડી જાય. પછી પોતાના સ્વરૂપમાં જ રહી શકે.

આ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર બધું 'વ્યવસ્થિત'ના તાબે છે. એના તાબામાં હોય પછી તમારે એનું રક્ષણ કરવાની જરૂર ખરી ?

કોઈ નિર્ણય લઈ શકાતો ના હોય, અહીં બેસી રહેવું કે જવું એમાં નિર્ણય ન આવતો હોય તો જવા માંડવું, અહીં બેસી રહેવાનું હશે તો 'વ્યવસ્થિત' તને પાછો તેડી લાવશે.

કુંવરજી તો 'વ્યવસ્થિત'ના તાબે છે. 'વ્યવસ્થિત' પ્રેરણા આપે અને કુંવરજીભાઈ ભમરડાની જેમ ફર્યા કરે. કુંવરજીની બહુ મોટી ભૂલ હોય ત્યારે તમારે કહેવાનું કે, "કુંવરજીભાઈ, આવું કર્યે નહીં પોષાય."

## ૪. સંકલ્પ-વિકલ્પ

વિકલ્પ એટલે 'હું' અને સંકલ્પ એટલે 'મારું'. "હું ચંદુલાલ" એ વિકલ્પ. "મારી પત્ની, મારાં બાળકો, મારો બંગલો" એ સંકલ્પ.

# ૫. આત્મા

## આત્મા અને તેના ગુણધર્મો

"જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું." – શ્રીમદ્ રાજચંદ્ર

આત્મા પ્રકૃતિના ગુણે કરીને નિર્ગુણ છે અને સ્વ-ગુણોથી ભરપુર છે. અનંત જ્ઞાનવાળો, અનંત દર્શનવાળો, અનંત શક્તિવાળો, અનંત સુખનું ધામ છે. આત્માના સ્વ-ગુણો તો અનંત છે. આત્મા એના ગુણોથી જુદો નથી. સોનું એના ગુણધર્મથી કંઈ ભિન્ન ના હોય. ફૂલ અને સુગંધ બન્ને ભિન્ન ના હોય.

આત્મા અવર્ણનીય, અવ્યક્તવ્ય, નિઃશબ્દ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય જેનું સ્વરૂપ છે, અને પરમાનંદ જેનો સ્વભાવ છે. આત્માના મુખ્ય બે ગુણ છે—જ્ઞાન અને દર્શન. બીજા તો પાર વગરના ગુણો છે—અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખ. દાદા કહે છેઃ "આત્મા આકાશ જેવો છે."

આત્મા અગુરુ-લઘુ સ્વભાવનો છે. આત્મા ગુરુ નથી, લઘુ નથી, જાડો નથી, પાતળો નથી, ઊંચો નથી, નીચો નથી. અગુરુ-લઘુ સ્વભાવનો આત્મા છે. બીજું બધું ગુરુ-લઘુ સ્વભાવનું છે. ક્રોધ, માન, માયા, લોભ, રાગ,

દ્વેષ એ બધાં ગુરુ-લઘુ સ્વભાવનાં છે. ક્રોધ આવે ત્યારે શરૂઆતમાં થોડો હોય પણ પછી વધતો વધતો ટોચે જાય, અને ત્યાંથી પાછો ઉતરવા માંડે તે ખલાસ થાય તેમ ખબર પડે. આત્મામાં ચઢ-ઉતર હોય જ નહીં.

ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેપ એ આત્માના અન્વયગુણો નથી, વ્યતિરેક ગુણો છે. અન્વય ગુણ એટલે સહચારી ગુણ, કાયમ સાથે રહેનારા ગુણ. રાગદ્વેષ અન્વય ગુણ હોત તો સિદ્ધ ભગવતોને રાગદ્વેષ ના છોડે. આત્મા અને પુદ્‌ગલના સામીપ્યથી વ્યતિરેક ગુણ ઉત્પન્ન થાય છે. સૂર્યનારાયણની હાજરીથી આરસનો પથરો બપોરે ગરમ થઈ જાય તેમાં આરસનો પથરો ગરમ સ્વભાવનો નથી. એ તો મૂળ ઠંડા સ્વભાવનો જ છે. એ તો સૂર્યનારાયણના પ્રભાવથી ગરમ થાય છે. દરિયાકાઠે પડેલા લોખંડના ટુકડાને દરિયાના સાન્નિધ્યમાત્રથી કાટ ચઢે છે.

આત્મા અરૂપી છે, પણ અરૂપી કરીને આત્માને ભજવા જઈશ તો બીજાં પુદ્‌ગલ સિવાયનાં તત્ત્વો પણ અરૂપી છે એમા ફસાઈ જઈશ. હવાને રૂપ છે ? આકાશ નિરાકારી છે.

આત્મા ટંકોત્કીર્ણ છે. તેલ અને પાણી ગમે તેટલું મિશ્રિત થવા જાય પણ તે એકાકાર કદી થતું નથી. ભેગા થાય, પણ એકાકાર ના થાય, કારણ કે મૂળ તત્ત્વો ટંકોત્કીર્ણ સ્વભાવનાં છે. પુદ્‌ગલ અને આત્માને ગમે તેટલું સાથે વલોવ વલોવ કરીએ પણ તે એકાકાર થતાં નથી. ભેગા થાય પણ એકરૂપ ના થાય. પર-પુદ્‌ગલમાં રહેવા છતા શુદ્ધચેતન ટંકોત્કીર્ણ સ્વભાવથી કયારેય એકત્વ ભાવને પામ્યુ નથી; સર્વથા જુદુ જ રહ્યુ છે

'આત્મા' શબ્દ મૂકયો છે તે સંજ્ઞાસૂચક છે, બાકી આત્મા વસ્તુ જ એવી છે કે જેનું નામ ના હોય, રૂપ ના હોય.

આત્મા અવ્યાબાધ સ્વરૂપ છે. તેનુ સ્વરૂપ એવું છે કે તે કોઈ જીવને કિંચિત્‌માત્ર કયારેય પણ દુઃખ ન કરી શકે. એ સત્તાનું સ્વરૂપ પણ એવુ છે કે એને દુઃખ કયારેય પણ ના થાય. આપણને સામો પણ દુઃખ ના દઈ શકે એ અનુભવ થઈ જાય.

આત્મા અવ્યય છે મન, વચન, કાયાનો વ્યય થઈ રહ્યો છે, પણ આત્મા અવ્યય છે.

આત્માને નિરંજન નિરાકાર કહ્યો છે. નિરંજન એટલે એને કર્મ લાગી શકતાં નથી. નિરાકાર એટલે એની કલ્પના કરી શકાતી નથી. બાકી એને આકાર છે, અને તે સ્વાભાવિક આકાર છે. આત્મા ભાજનના પ્રમાણમાં સંકોચ–વિકાસ કરે છે. ભાજન પ્રમાણે પ્રકાશ કરે છે. કીડીમા નાનો અને હાથીમાં મોટો હોય છે.

આત્મા પરમ જ્યોતિ સ્વરૂપ છે. તે સ્વપર પ્રકાશક છે. જ્ઞાન અને દર્શન ભેગાં થાય એટલે જ્યોતિસ્વરૂપ થાય.

આત્મા સર્વવ્યાપક છે. પ્રમેય પ્રમાણે પ્રમાતા. પ્રમેય એટલે ભાજન. ઘડામાં, ઘરમાં, ખંડની બહાર દીવો મૂકો તો તેનો પ્રકાશ જેવું પાત્ર–જેવું ભાજન તેટલો ફેલાઈ જાય. આત્મા સંકોચ-વિસ્તારના ગુણના પ્રતાપે જુદે–જુદે સમયે જુદા જુદા દેહપરિમાણ ધારણ કરી શકે છે.

આત્મા અનંત પ્રદેશાત્મક છે. આત્મા એક જ છે, પણ તે અનંત પ્રદેશોવાળો છે.

આત્મા બધાનો એક છે કે જુદો જુદો ? આત્મા એક હોય તો એકને સુખ થાય તો બધાને સુખ થાય, એક મોક્ષે જાય તો બધાં જ મોક્ષે જાય. એટલે આત્મા બધામાં એક નથી, પણ તેનો સ્વભાવ બધે એક સરખો છે.

આત્મા સ્વ–ભાવનો કર્તા છે. ક્રિયા એ આત્મા નથી. આત્મા જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયાનો જ કર્તા છે, બીજે કયાંયે એનું સક્રિયપણું નથી. માત્ર આત્માની હાજરીથી બધાં તત્ત્વોની સક્રિયતા ઉત્પન્ન થઈ જાય છે.

આત્મા ચૈતન્યઘન સ્વરૂપ છે. જ્ઞાન, દર્શન ભેગું કરીએ તો 'ચૈતન્ય' કહેવાય બીજી કોઈ વસ્તુમા ચૈતન્ય નથી, માત્ર આત્મામાં જ અનંત જ્ઞાન, અનંત દર્શન છે. તેથી તેને ચૈતન્યઘન કહ્યો.

જ્યાં સુધી આત્માનું અસ્પષ્ટ વેદન છે ત્યાં સુધી દુઃખને વેદે, અર્થાત્ દુઃખતી દાઢના જ્ઞાતા–દષ્ટા રહેવાના પ્રયત્નમાં હોય, જ્યારે જ્ઞાની પુરુષ કે જેમને આત્માનું સ્પષ્ટ વેદન છે તે દુઃખને વેદે નહીં, પણ કેવળ જાણે. દાદા કહે છે કે, "આત્માને વેદન હોય જ નહીં. આત્મા જો કદી અશાતા

વેદે તો એ આત્મા જ ન હોય. આત્મા પોતે અનંત સુખનો ધણી છે. આ બરફ પર દેવતા મૂક્યો હોય તો બરફ દઝાય ?

શુદ્ધાત્મા નિર્લેપ છે, અસંગ છે. એને સંગ અડતો જ નથી. આત્માનો સ્વભાવ સંગમાં રહેવા છતાં અસંગી છે.

નિશ્ચયતઃ આત્મા ભાવનોય કર્તા નથી. ભાવનોય કર્તા સ્વરૂપની અજ્ઞાનતા. સ્વરૂપની અજ્ઞાનતા હોય ત્યારે ભાવ અને અભાવ થાય. 'જ્ઞાન' હોય તો ભાવ ના હોય, સ્વભાવ હોય. મિથ્યાત્વ છે ત્યાં ભાવ કે અભાવ છે. સમકિત હોય ત્યા તે નથી. પણ કુન્દકુન્દાચાર્ય કહે છે કે, " આત્મા પોતાના સ્વભાવને અનુરૂપ કર્મ કરતો થકો પોતાના ભાવનો કર્તા છે. નિશ્ચય દષ્ટિએ આત્મા પુદ્‌ગલ કર્મસમૂહનો કર્તા નથી, એ જિન વચન છે." નેમિચંદ્રજી કહે છેઃ "શુદ્ધ નિશ્ચય નય પ્રમાણે એ સ્વકીય શુદ્ધ ભાવસમૂહનો કર્તા છે."

## આત્મા દ્વૈતાદ્વૈત

જૈન પડ્યા દ્વૈતમાં અને વેદાંતી પડ્યા અદ્વૈતમાં. જૈન એકાંતિક દ્વૈતમાં પડ્યા. વેદાંતી કહે, "હું આત્મા છુ", તો પછી મંદિરમાં શા માટે જાય છે ? શાસ્ત્ર શા માટે પઢે છે ?" તે એકાંતિક અદ્વૈતમાં ડૂબ્યો છે.

આ તો અદ્વૈત દષ્ટિ જ ઉત્પન્ન થઈ નથી ને ! આત્માને અદ્વૈત કહેવું એ ગુનો છે. જ્યારે કોઈ મારે કે ગજવુ કાપે ત્યારે એ અદ્વૈત ભાવ ક્યાં જતો રહે છે ? અદ્વૈતવાળો હોય પછી તે આત્માને જાણવા શા માટે ફાંફાં મારે છે ?

આત્મા દ્વૈત સ્વરૂપે નથી અને અદ્વૈત સ્વરૂપે પણ નથી. આત્મા તો દ્વૈતાદ્વૈત છે. આ દ્વૈત થઈ જાય તો એને અદ્વૈતનો વિકલ્પ આવ્યા કરે અને અદ્વૈત સ્વરૂપ થઈ જાય તો એને દ્વૈતનો વિકલ્પ થયા કરે. આત્મા તો દ્વૈતાદ્વૈતથી પર છે, છતાં વ્યવહારમાં કહેવુ હોય તો કહેવાય કે, " આત્મા દ્વૈતાદ્વૈત છે, એકપક્ષી નથી." સાપેક્ષ (રેલટિવ) દષ્ટિથી દ્વૈત છે અને નિરપેક્ષ (રિયલ) દષ્ટિથી અદ્વૈત છે. દાદા કહે છેઃ "દાદા વાત કરે તો

દ્વૈત ભાવમાં હોય અને સ્વરૂપમાં હોય તો અદ્વૈત ભાવમાં હોય." માટે દ્વૈત હોય તો જ અદ્વૈત હોય અને અદ્વૈત હોય તો દ્વૈત હોય છે, કારણ કે બન્ને સાપેક્ષ (રેલટિવ) છે. દ્વૈતાદ્વૈત તો ક્યાં સુધી? દેહ છે ત્યાં સુધી. જો એકલો અદ્વૈત માને તો એકાંતિક થઈ ગયો અને એકાંતિક એટલે મિથ્યાત્વી કહેવાય અને દ્વૈત માને તોયે મિથ્યાત્વી છે. આ તો એકાંતિક ના હોવું જોઈએ, દ્વૈતાદ્વૈત જોઈએ, અનેકાંત હોવું જોઈએ. સિદ્ધગતિમાં જાય ત્યારે વિશેષણ જ નથી હોતું, એ છે નિર્વિશેષ !

અદ્વૈત એ વિકલ્પ છે અને દ્વૈતના આધારે છે. અદ્વૈતના રક્ષણ માટે સામા જોડે વાદમાં ઊતરવું એ જ દ્વૈત છે! જગત આખું એકાંતિક છે; એક વસ્તુ નક્કી જ કરી નાખે કે આમ જ હોય. જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ દ્વૈત છે, અને 'પોતે' પોતાની જાત માટે અદ્વૈત છે. એટલે આત્મા દ્વૈતાદ્વૈત છે. જ્યાં સુધી દેહ છે, સંસાર-અપેક્ષા રહી છે ત્યાં સુધી દ્વૈતાદ્વૈત છે. જો સંસાર-અપેક્ષા ના હોય તો આ દ્વૈતાદ્વૈતની જરૂર રહેતી નથી.

આત્માનું અસ્તિત્વ, વસ્તુત્વ અને પૂર્ણત્વ છે. અસ્તિત્વનું ભાન તો બધાને છે, પણ વસ્તુત્વનું ભાન નથી, જે જ્ઞાની કરાવી શકે. વસ્તુત્વનો બોધ દૃઢ થાય, બરાબર બેસી જાય તો પૂર્ણત્વ થયા કરે. એટલે આત્મા અને પુદ્ગલ પોતપોતાના સ્વભાવમાં નિરાળાં રહે.

## આત્માનો ઉપયોગ

શાસ્ત્રકારોએ કહ્યું છે કે ઉપયોગ રાખો, ખાતી વખતે, પીતી વખતે, દરેક બીજુ કામ કરતી વખતે ઉપયોગમાં રહો. ઉપયોગ એટલે ખાતી વખતે બીજું ના હોય. ચિત્તને હાજર રાખવું એનું નામ 'ઉપયોગ.' આત્માના ઉપયોગ ચાર પ્રકારના છે :

૧. અશુદ્ધ ઉપયોગ: કોઈક જણ દેખીતા કારણ વિના હરણનો શિકાર કરે અને તે ફક્ત શિકાર કર્યાનો આનંદ મેળવવા માટે જ. પાછો ગર્વ કરે કે મેં કેવું માર્યું ! કેવળ મોજ ખાતર મારે તે આત્માનો અશુદ્ધ ઉપયોગ. કોઈનું ઘર બાળીને મલકાય, મનુષ્યનું ખૂન કરે. તેનું ફળ નર્કગતિ.

૨. અશુભ ઉપયોગઃ ઘરનાં કહે કે આજે તો હરણું ખાવું જ પડશે, કારણ કે બીજું કશું જ ખાવાનું ઘરમાં નથી. છોરીછોકરાં ભૂખે ટળવળતા હોય ને પેલો હરણ મારીને ઘેર આપે. મહીં તેને અપાર દુઃખ થાય, પશ્ચાત્તાપ થાય કે મેં જે કર્યું તે ખોટું કર્યું. અશુભ ઉપયોગ એટલે કપટ કરે, ભેળસેળ કરે, સ્વાર્થ માટે જૂઠું બોલે, ક્રોધ, માન, માયા, લોભ કરે. આ છે આત્માનો અશુભ ઉપયોગ. તેનું ફળ તિર્યંચ ગતિ-જનાવરની ગતિ.

૩. શુભ ઉપયોગ : ઘરમાં પત્ની અને બાળકો ભૂખે ટળવળતાં હોય, છતાં પેલો કહે કે કોઈને મારીને મારે ભૂખ નથી મટાડવી. પારકા માટે સારી ભાવના રાખે, લોકોનું ભલુ કરે. દિલ સાચું અને નીતિમય રાખે. મનની શક્તિ, વાણીની શક્તિ, અંતઃકરણની બધી શક્તિ પરહિત માટે વાપરે. આ છે આત્માનો શુભ ઉપયોગ. તે દેવગતિ પામે.

ઉપરના ત્રણ ઉપયોગ પ્રતિષ્ઠિત આત્માના છે, અને ચોથો 'શુદ્ધ ઉપયોગ' પ્રજ્ઞાનો છે.

૪. શુદ્ધ ઉપયોગ : આત્માનો શુદ્ધ ઉપયોગ શ્રેષ્ઠ છે. શુદ્ધ ઉપયોગી 'પેકિંગ' (ખોખું) ના જુએ, પણ અંદરના માલને જુએ—દેહને નહી, પણ આત્માને જુએ. તત્ત્વદૃષ્ટિથી જોવું એ શુદ્ધ ઉપયોગ. પોતે શુદ્ધમાં રહે અને સામાના શુદ્ધાત્માને જુએ. કોઈ ગાળ ભાંડે, કાપી નાખે તોય એના શુદ્ધાત્માને જ જુએ એ શુદ્ધ ઉપયોગ. જગત આખુ નિર્દોષ જણાય શુદ્ધ ઉપયોગ સિવાય બીજો 'પુરુષાર્થ' નથી. શુદ્ધ ઉપયોગ ચૂકવો એને 'પ્રમાદ' કહ્યો શુદ્ધ ઉપયોગ આત્મા પ્રાપ્ત કર્યા પછી જ શરૂ થાય. ઉપયોગ સંપૂર્ણ શુદ્ધ થાય ત્યારે કેવલ જ્ઞાન થાય તેનું ફળ મોક્ષ.

તમે ઘરમાંથી બહાર નીકળો એટલે શુદ્ધ ઉપયોગ મૂકો. એટલે 'રિયલ' અને 'રેલટિવ' બધું જોતાં જોતાં આગળ જવાય. અહી કોઈની જોડે વાતચીત કરવા માંડી તે ઘડીએ શુદ્ધ ઉપયોગ મહીં રાખ્યા કરાય. વાતચીત કરે એ 'માણેકલાલ' અને 'આપણે' બધું 'જોયા' કરીએ. ઉપયોગ એ રીતે રહી શકે; કંઈ બહુ અઘરી વસ્તુ નથી.

શુદ્ધ ઉપયોગમાં રહ્યા કે સંવર અને નિર્જરા થયા જ કરે.

શુભ ઉપયોગ અને શુદ્ધ ઉપયોગને જ ઉપયોગ ગણાય. બાકીના તો ખાલી ઓળખાણ માટે જ કહેવાય કે આ કઈ જાતનો ઉપયોગ છે. અશુભ

ઉપયોગ અને અશુદ્ધ ઉપયોગ એ 'મિકેનિકલ' છે શુભ ઉપયોગમાં અંશ જાગૃતિ હોય.

બહાર નીકળ્યા અને ગધેડા જતાં હોય, કૂતરાં ફરતાં હોય, બિલાડી છૂપાતી હોય, અને આપણે જોઈએ નહીં, અને ઉપયોગ વિના ચાલ્યા જઈએ તો સમય બગડ્યો. એ બધામાં આત્મા જોતા જોતા જઈએ તો એ શુદ્ધ ઉપયોગ કહેવાય. દાદા કહે છે કે, "આવો શુદ્ધ ઉપયોગ એક કલાક જો રાખે તેને ઈન્દ્રનો અવતાર આવે એટલી બધી કીમતી વસ્તુ છે એ!" ધંધો કરતો હોય કે ગમે તે કરતો હોય, પણ સ્વરૂપ-જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી, પોતે પુરુષ થયા પછી શુદ્ધ ઉપયોગ થાય. સ્વરૂપ-જ્ઞાનની પ્રાપ્તિ પહેલાં કોઈને શુદ્ધ ઉપયોગ થાય નહીં. 'હું'માં પરમાત્મા જોઈને વ્યવહાર રાખવાનો વ્યવહાર વ્યવહારમાં વર્તે છે, તેમાં 'તમે' આત્માને જુઓ, શુદ્ધ ઉપયોગ રાખો.

## દાદાનો શુદ્ધ ઉપયોગ

દાદા કહે છે : " અમે નિરંતર શુદ્ધ ઉપયોગમાં જ રહીએ. આ દેહ મારો છે એવું એક ક્ષણ પણ અમને ના થાય. આખો માલિકી ભાવ જ અમારો ઊડી ગયો હોય. તે અમને દોષ ના લાગે"

મનમાં તન્મયાકાર પરિણામ ના હોય, વાણીમાં તન્મયાકાર પરિણામ ના હોય અને વર્તનમાં તન્મયાકાર પરિણામ ના હોય એનું નામ ' શુદ્ધ ઉપયોગ. '

જુઓ, આ પૈસા ગણો, સો સોની નોટો, ત્યારે કેવો ઉપયોગ રહે છે? તે ઘડીએ ઉપયોગ ચૂકો છો?

દાદા કહે છે : " તમે મારી જોડે વાતચીત કરતા હોય ને તમારું ચિત્ત બીજે હોય તે એ 'ઉપયોગ' ના કહેવાય."

દેરાસરમાં જાય, શાસ્ત્રો વાંચે એ બધો શુભ ઉપયોગ કહેવાય. તમારો શુદ્ધ ઉપયોગ હોય, તો સામાને ગમે તે ઉપયોગ હોય તોય તમને તે ના અડે. શુદ્ધ ઉપયોગ હોય ત્યાં સાથે વિરતિ અને નિર્જરા થયા કરે.

## આત્માનું પ્રકાર્ય

આત્મા તો 'જ્ઞાતાદષ્ટા' છે.

તો આત્મા સાંભળે નહીં, કાન જ સાંભળે. જો આત્મા સાંભળતો હોય તો બહેરો માણસ સાંભળી શકે. ચેતન તત્ત્વ તો કોઈ દહાડોય કશું સાંભળતું જ નથી. એ તો જ્ઞાતાદષ્ટા અને પરમાનંદી છે. સાંભળવું એ કાનનો ધર્મ છે. જેના કાન એના ધર્મમાં ના હોય તે બધિર.

ચૈતન્ય તત્ત્વની હાજરીથી જ આ બધું જગત ચાલે છે. ચૈતન્ય તત્ત્વ કે આત્મા ના હોય તો આ શરીર ખલાસ થઈ જાય.

કાન કાનના ધર્મમાં છે, આંખ આંખના ધર્મમાં છે, નાક નાકના ધર્મમાં છે, સહુ સહુના ધર્મમાં છે. આત્માએ પણ એના ધર્મમાં જ રહેવું જોઈએ.

# ૬. પ્રતિષ્ઠિત આત્મા

'પ્રતિષ્ઠિત આત્મા' એ આ જગતનું મોટામાં મોટું અધિષ્ઠાન છે.

તમે 'પોતે' શુદ્ધાત્મા, તો બીજું અહીં રહ્યું કોણ? અંદરની સૂક્ષ્મ ક્રિયાઓ કોણ કરે છે? એ બધું પ્રતિષ્ઠિત આત્માથી થાય છે.

પ્રતિષ્ઠિત આત્મા એટલે પાછલા ભવમાં જે જે કર્મ કરેલાં, જે જે પ્રતિષ્ઠા કરેલી તેનાથી પ્રતિષ્ઠિત આત્માનું બંધારણ થયું. પ્રતિષ્ઠા કેવી રીતે કરી? "હું ચંદુભાઈ", "આ મારો દેહ", "આ મારું મન", "જે જે કંઈ થયું તે મેં કર્યું" એ બધી પ્રતિષ્ઠા થઈ. તે પછી પ્રતિષ્ઠિત આત્મા થઈને આ ભવે ફરી પાછો દેહમાં આવે છે. બીજા શબ્દોમાં તેને 'આરોપિત આત્મા' કહેવાય. પ્રતિષ્ઠિત આત્મા ક્યારે કહેવાય? જ્યારે અહંકાર (હું) અને મમતા (મારું) ભેગું કરીએ ત્યારે.

પ્રતિષ્ઠિત આત્મા જ આ બધું કાર્ય કરી રહ્યો છે; શુદ્ધાત્મા કંઈ જ કરતો નથી. હાલવું ચાલવું એ અનાત્માના ગુણધર્મ છે, આત્માના નથી. આત્મા રાતેય ઊંઘતો નથી અને દહાડેય ઊંઘતો નથી. અનાત્મા ભાગ ઊંઘે છે જે ક્રિયા કરે છે તે જ ઊંઘે છે. જે ક્રિયા કરે તેને આરામની જરૂર છે. શુદ્ધાત્મા તો ક્રિયા કરતો જ નથી, એટલે એને વિશ્રામની શી જરૂર? શુદ્ધાત્મા પ્રતિષ્ઠિત આત્માની કોઇ પણ ક્રિયામાં હસ્તક્ષેપ કરતો નથી. તે તો કેવળ

'જુએ' છે અને 'જાણે' છે. શુદ્ધાત્મા મુખ્યતઃ જ્ઞાતા, દ્દષ્ટા અને પરમાનંદી છે. શુદ્ધાત્મા એ સ્વ-પર પ્રકાશક છે, જ્યારે પ્રતિષ્ઠિત આત્મા પર-પ્રકાશક છે. શુદ્ધાત્મા પ્રતિષ્ઠિત આત્માને પણ 'જુએ' અને 'જાણે', એટલે પ્રતિષ્ઠિત આત્મા જ્ઞેય છે. શુદ્ધાત્મા અને પ્રતિષ્ઠિત આત્માને જ્ઞાતા-જ્ઞેયનો સંબંધમાત્ર છે.

તું શુદ્ધાત્માને જાણે, એને ઓળખે અને તેમાં જ નિરંતર રહે તો તું 'શુદ્ધાત્મા,' અને જો તું "ચંદુલાલ" અને "આ દેહ મારો," તો તું પ્રતિષ્ઠિત આત્મા. પાંચ ઈન્દ્રિયોથી અનુભવે છે તે પ્રતિષ્ઠિત આત્મા. પ્રતિષ્ઠિત આત્માએ શું જાણ્યું, શું અનુભવ્યું તે 'જુએ' અને 'જાણે' છે તે શુદ્ધાત્મા.I ઇન્દ્રિયગમ્ય જ્ઞાન તે પ્રનિષ્ઠિત આત્મા, અતીન્દ્રિય જ્ઞાન તે શુદ્ધાત્મા. પ્રતિષ્ઠિત આત્માએ પૂરણ કરેલી શક્તિઓનું ગલન થયા કરે છે.

જ્યાં સુધી 'પોતે' શુદ્ધાત્મા થયો નથી ત્યાં સુધી તે પ્રતિષ્ઠિત આત્મા છે, અને તેથી કર્તાભોક્તા પદમાં છે. ભોક્તા-પદમાં પાછો કર્તા થઈ બેસે છે અને નવી પ્રતિષ્ઠા કરી નવો પ્રતિષ્ઠિત આત્મા ઊભો કરે છે. પ્રતિષ્ઠિત આત્મા સાપેક્ષ છે.

પ્રતિષ્ઠિત આત્માના હાથમાં ભાવના ભાવવા સિવાય બીજી કોઈ શક્તિ નથી.

અંતઃકરણનો માલિક પ્રતિષ્ઠિત આત્મા છે. પણ તે તેનાથી જુદો છે. મન કહે કે અમુક કરવું છે, પણ પ્રતિષ્ઠિત આત્મા કહે કે આ નથી કરવું તો તે ના થાય. આમાં જે ભાવ છે તે પ્રતિષ્ઠિત આત્માનો છે. શુદ્ધાત્મા જ્ઞાતા-દ્દષ્ટા છે.

પ્રતિષ્ઠિત આત્મા મિશ્ર-ચેતન છે. જે જે અંતઃકરણની અંતરતમ ક્રિયાઓ થાય છે તે પ્રતિષ્ઠિત આત્માના આધારે થાય છે. પ્રતિષ્ઠાની કેટલી બધી શક્તિ છે ! વિજ્ઞાનના બધા આવિષ્કારો એ પ્રતિષ્ઠિત આત્માના છે. તો શુદ્ધાત્માની અનંત શક્તિઓની તો વાત જ શી કરવી ?

## જગતની અધિકરણ ક્રિયા

પ્રતિષ્ઠિત આત્મા એ આ જગતનું મોટામાં મોટું

અધિષ્ઠાન છે. આ પ્રતિષ્ઠિત આત્માની અધિકરણ ક્રિયા કઈ? 'અજ્ઞા શક્તિ'થી અધિકરણ ક્રિયા ચાલે છે. "હું નટુભાઈ છું'" એ જે ભ્રાંતિથી બોલે છે, તેની માન્યતા (બિલીફ)માં અને વર્તનમાં પણ "હું નટુભાઈ છું" એ જ છે. એ જ આ જગતની અધિકરણ ક્રિયા છે. જ્યાં પોતે નથી ત્યાં આરોપ કરે છે કે, "હું નટુભાઈ છું", અને એ આરોપિત ભાવમા જ બધું કરે છે અને પોતાને કર્તા માને છે. એનાથી અધિકરણ ક્રિયા થઈ રહી છે. બીજા શબ્દોમાં કહીએ તો, "હું નટુભાઈ છું, આ મારો દેહ છે, જે જે કંઈ થયું તે મેં કર્યું" એ બધી પ્રતિષ્ઠા થઈ. પાછલા ભવમાં જે જે કર્મ કરેલાં, જે જે પ્રતિષ્ઠા કરેલી, તેનાથી આ ભવમાં પ્રતિષ્ઠિત આત્માનું બંધારણ થયું. હવે આ ભવમાં પ્રતિષ્ઠિત આત્મા 'ડિસ્ચાર્જ' (ગલન) થાય છે. ત્યારે ભ્રાંતિ ઊભી ને ઊભી રહી છે, કર્તાભાવ રહ્યો છે. માટે નવી અધિકરણ ક્રિયા ચાલુ જ રહે છે, અને તેનાથી આવતા ભવનો પ્રતિષ્ઠિત આત્મા બંધાય છે. જે જે 'ચાર્જ' થયું તે તે 'ડિસ્ચાર્જ' અવશ્ય થવાનું જ.

જ્યારે શુદ્ધાત્મા જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહે અને પ્રતિષ્ઠિત આત્મા કેવળ 'ડિસ્ચાર્જ' સ્વરૂપમાં રહે ત્યારે નવું 'ચાર્જ' ના થાય, ત્યારે અધિકરણ ક્રિયા સંપૂર્ણ બંધ થઈ જાય, અને આવતા ભવ માટેનો નવો પ્રતિષ્ઠિત આત્મા ના બંધાય. પછી આપણે જે પ્રતિષ્ઠિત આત્મા લાવેલા હોઈએ તેનો સમભાવે નિકાલ કરવાનો રહે છે. એટલે નવું પૂરણ ના થાય, જેનું પછી ગલન થવાની સંભાવના જ રહેતી નથી.

જ્ઞાની પુરુષ એકલા જ આ અધિકરણ ક્રિયાને 'સીલ' (બંધ) મારી શકે. તે શુદ્ધાત્મા અને પ્રતિષ્ઠિત આત્મા બન્નેને છૂટા પાડી આપે. બેની વચ્ચે ભેદરેખા (લાઈન ઑફ ડીમાર્કેશન) નાખી આપે. એટલે બેઉ નિરંતર છૂટા ને છૂટા જ રહે.

પ્રતિષ્ઠિત આત્મા પુદ્ગલ છે, પણ ચેતન ભાવને પામેલું છે. એને આપણે 'ચાર્જ' થયેલું ગણીએ છીએ. એ વિશેષભાવે પરિણમતું પુદ્ગલ છે. 'ચાર્જ' માં પોતે હોય, 'ડિસ્ચાર્જ'માં પ્રતિષ્ઠિત આત્મા હોય.

પ્રતિષ્ઠિત આત્મા એ અહંભાવનું પૂતળું છે.

'સાયન્ટિફિક સર્કમ્સ્ટેન્શલ એવિડન્સ' (વ્યવસ્થિત) પ્રતિષ્ઠિત

આત્માને લાગુ પડે છે. પ્રતિષ્ઠિત આત્મામાંય બહુ શક્તિ છે. તમે નટુભાઈ અહીં બેઠા બેઠા શારદાબહેન માટે સહેજ પણ અવળો વિચાર કરો તો તે તેમને ઘેર પહોંચી જાય તેમ છે!

જ્યાં આત્મા નથી ત્યાં "હું છું" એવી પ્રતિષ્ઠા કરી માટે પ્રતિષ્ઠિત આત્મા થયો. એ 'મિકેનિકલ' ચેતન છે, દરઅસલ આત્મા નથી. મિકેનિકલ ચેતન ચંચળ સ્વભાવનું છે, દર અસલ આત્મા અચલ છે.

અંતઃકરણમાં ક્રોધ, માન, માયા, લોભ અને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ બધાને 'પ્રતિષ્ઠિત આત્મા' જ કહેવાય. શુદ્ધાત્મા સિવાય ઈતર આખોય પ્રતિષ્ઠિત આત્મા છે પછી પૂછો એટલે અંતઃકરણ જુદું, ઈંદ્રિયો જુદી, મન જુદું એમ જવાબ તો આપવો પડે ને!

## પ્રતિષ્ઠિત ક્રિયાકલાપ

પ્રતિષ્ઠિત આત્મા અંતરતમમા સૂક્ષ્મ ક્રિયાઓ કરે છે. તે પંચેન્દ્રિયથી અનુભવ કરે છે. તે કર્તા-ભોક્તા છે. ભાવ ભાવવા એ એની શક્તિ છે. તે અદ્‌ભુત શક્તિઓનો ખજાનો છે.

આત્મા ચિંતવે તેવો થઈ જાય. કયો આત્મા? પ્રતિષ્ઠિત આત્મા. તે જ ચિંતવે છે, દરઅસલ આત્મા કદી પણ ચિંતવતો નથી. પ્રતિષ્ઠિત આત્મા જ ચિંતવે છે. શુદ્ધનું ચિંતવન કરશે તો તે રૂપ થઈ જશે. બીજું ચિંતવન કરે તો તેવો થાય

## નૈમિત્તિક કર્તા

પુદ્‌ગલ કર્તા સ્વભાવનું છે, પણ એ સ્વતંત્ર કર્તા ગણાય જ નહીં. જોડે ચૈતન્યની હાજરી જોઈએ. પુદ્‌ગલના ધક્કાથી આત્મા કર્તા થયો. તેને 'નૈમિત્તિક કર્તા' કહ્યો.

પુદ્‌ગલની પોતાની જુદી જુદી શક્તિઓ છે કે એ આત્માનું આકર્ષણ

કરે છે. આત્મા પુદ્‌ગલની આ શક્તિ જાણવા નીકળ્યો છે કે આ શું છે, કઈ શક્તિ છે. હવે એમાં એ જ પોતે ફસાયો. પરમાત્મા પોતે જ ફસાયા. પરમાત્મા અરૂપી છે અને રૂપી પરમાણુની અધાતુ સાંકળીથી બંદીવાન થયા છે. હવે શી રીતે છૂટે ? પોતાના સ્વરૂપનું ભાન થાય ત્યારે જ છૂટે.

## વ્યવહાર આત્મા

શુભ અને અશુભ ભાવ પ્રતિષ્ઠિત આત્મા કરે તે વખતે તે પ્રતિષ્ઠિત આત્મા ગણાતો નથી; તે ઘડીયે 'વ્યવહાર આત્મા' ગણાય છે. જ્ઞાન પહેલાં પ્રતિષ્ઠિત આત્મા કહેવાય નહીં, વ્યવહાર આત્મા કહેવાય.

## પ્રતિષ્ઠાનું નિરસન

શુદ્ધાત્મા-પદ પ્રાપ્ત કર્યા પછી આપણે પ્રતિષ્ઠા કરતા નથી. પહેલાંની કરેલી પ્રતિષ્ઠાથી વ્યવહાર ચાલે છે. નવું ચિતરામણ થતું બંધ થઈ જાય છે.

સ્વરૂપ-જ્ઞાન થઈ ગયું એટલે પ્રતિષ્ઠા બંધ થઈ.

આપણને "મેં કર્યું" એવું આપણી માન્યતામાં નથી હોતું. આપણે 'વ્યવસ્થિત' કરાવડાવે છે એમ જાણીએ છીએ, એટલે પ્રતિષ્ઠા થવાની બંધ થઈ

## મિકેનિકલ આત્મા

જગત જેણે આત્મા માની રહ્યું છે એ 'મિકેનિકલ આત્મા' છે. જે જ્ઞાન ખોળ-ખોળ કરે છે એ મિકેનિકલ આત્માનું ખોળે છે. મૂળ આત્માનું તો ભાન જ નથી. તપ કરીને, ત્યાગ કરીને, ધ્યાન કરીને જેને સ્થિર કરવા જાય છે તે ચંચળને જ સ્થિર કરવા જાય છે,

અને આત્મા તો પોતે સ્વભાવથી જ અચળ છે.

## અચિંત્ય ચિંતામણિ

આત્માનો સ્વભાવ કેવો છે ? અચિંત્ય ચિંતામણી છે, એટલે જેવું ચિંતવે તેવું તરત જ થઈ જાય. આત્મા કલ્પ-સ્વરૂપ છે. પોતે જાતે ચિંતવે નહીં, પણ જેવું અહંકારનું આરોપણ થઈ ચિંતવાય એટલે તેવાને તેવા વિકલ્પ સ્વરૂપે થઇ જાય. તબિયત નરમ હોય તો એવું કહેવું કે ગિરધરલાલની તબિયત નરમ રહે છે, નહીં તો "મારી" તબિયત નરમ રહે છે કહ્યું કે પાછી અસર થાય. ચિંતવે તેવો થઈ જાય. આપણે કહેવું પડે કે નવનીતભાઈને ઉધરસ છે પણ શુદ્ધાત્માને કંઇ ઉધરસ છે ? એ તો જેની દુકાનનો માલ હોય તેને જાહેર કરવો પડે, પણ આપણા માથે લઈએ એ શું કામનું ? ચોરી કરવી જોઈએ એવું ચિંતવન કરવા માંડ્યું તો ચોર થઇ જ જાય.

આત્મા તો શુદ્ધ જ રહે છે, પણ આ અહંકાર જે કરે છે, જેવું ચિંતવન કરે છે તેવો થઈ જાય છે. એને !'વ્યવહાર આત્મા', 'મિકેનિકલ આત્મા' કે 'પ્રતિષ્ઠિત આત્મા' કહેવાય. "હું નાદાર છું" એની સાથે નાદાર થઈ જાય. "હું માંદો છું" એની સાથે માંદો થઇ જાય. "હું સુખમય છું" એમ ચિંતવે તો સુખમય થઇ જાય છે.

એક ફેર શુદ્ધાત્માનું ચિંતવન પ્રાપ્ત થાય તો ત્યાર પછી એ એની મેળે જ રહ્યા કરે. આપણે તો "હું શુદ્ધાત્મા છું, શુદ્ધાત્મા છું" બસ એટલું જ હોવું જોઈએ.

જ્યારે બહારના સંયોગોના દબાણથી આત્મામાં કંપનશક્તિ ઉત્પન્ન થાય છે ત્યારે પરમાણુ ગ્રહણ કરે છે. કંપનશકિત એક કલાક બંધ થઇ જાય તો મોક્ષે જાય.

આ બધું બોલે કરે, ખાયે, પીએ, ધંધો કરે, શાસ્ત્રો વાંચે, ધર્મ-ધ્યાન કરે એ બધું મિકેનિકલ આત્મા કરે છે; એ ન હોય દર અસલ આત્મા. આ બધો વ્યવહાર જે કરે છે તે મિકેનિકલ આત્મા કરે છે. જપ, તપ, ધ્યાન એ બધું મિકેનિકલ

આત્મા કરે છે. "હું આત્મા છું," એવું જેને માને છે તે મિકેનિકલ આત્મા છે, અને તેને સુધારવા ફરે છે. ક્રોધ, માન, માયા, લોભને દબાવવા માટે, એનું છેદન કરવા માટે ધમાલ ધમાલ કરી મેલે છે, પણ એ તો આત્માના વ્યતિરેક ગુણો છે, અન્વય ગુણો નથી. અન્વય ગુણો એટલે આત્માના સ્વાભાવિક ગુણો, નિરંતર સાથે રહેનારા ગુણો, જ્યારે વ્યતિરેક ગુણો એટલે આત્માની ખાલી હાજરીથી જ ઉત્પન્ન થતા આત્માના ગુણો.

મિકેનિકલ આત્મા એ આત્માથી પ્રતિબિંબ ઊભું થયેલું, તેવા સ્વરૂપે દેખાય. એમા દરઅસલ આત્માના ગુણધર્મ ના હોય, પણ તેવાં લક્ષણ દેખાય. મિકેનિકલ આત્મામાં અચળતા ના હોય.

'જ્ઞાન' લીધા પછી 'પ્રતિષ્ઠિત આત્મા' કહેવાય. દાદા કહે છે: "આપણે 'જ્ઞાન' આપીએ છીએ ત્યારે શુદ્ધાત્મા અને પ્રતિષ્ઠિત આત્મા એમ બે વિભાગ પડે. આપણે શુદ્ધાત્મા થયા અને બીજો ભાગ શું રહ્યો ? પ્રતિષ્ઠિત આત્મા. આ "હું છું" એનો પ્રતિષ્ઠિત આત્મા ઊભો થયેલો; તે હવે ગલનરૂપે રહે છે."

# ૭. નિશ્ચેતન-ચેતન

## નિશ્ચેતન-ચેતન

નિશ્ચેતન-ચેતનમાં લક્ષણ ચેતનનાં છે, પણ ગુણ એકુંય ચેતનનો નથી. પિત્તળને 'બફિંગ' કરે તો તે સોના જેવું જ જણાય. તેમાં લક્ષણ ભલે સોનાનાં હોય, પણ તે સોનું નથી, કારણ કે તેનામાં સોનાના ગુણધર્મ નથી.

દેહ એ નિશ્ચેતન-ચેતન છે. 'આપણે' શુદ્ધ ચેતન છીએ. જગતને જે ચલાવે છે તે વિભાવિક ગુણ છે, જે અચેતન-ચેતન છે. વિભાવિક ગુણ એટલે આત્માની ભ્રાંતિથી ઉત્પન્ન થયા છે તે. ચલાયમાન થયેલું મિશ્રચેતન.

નિશ્ચેતન-ચેતન એ 'મિકેનિકલ' (યાંત્રિક) ચેતન છે.

ભાવ-મન અને દ્રવ્ય-મન એ નિશ્ચેતન-ચેતન છે. શુદ્ધચેતન તો જ્ઞાની પુરુષ આપે તે, બાકી તો બધી 'મશીનરી' છે. આ 'મશીનરી' ચાલે છે તેને કહે કે, "હું ચલાવું છું."

જ્યાં સુધી તમે શુદ્ધાત્મા નથી થયા ત્યાં સુધી તમે નિશ્ચેતન-ચેતન છો.

# મિશ્રચેતન પ્રતિ અભિગમ

મિશ્રચેતન માટે જરા અવળો વિચાર આવે કે તરત જ તેને ભૂંસી નાખવો, પ્રતિક્રમણ કરીને તેને કાઢી નાખવો. દાદા કહે છે કે, "મિશ્રચેતન જોડેના વ્યવહાર હોય ત્યાં અમે ટકોર મારીએ." અચેતન હોય ત્યાં વાંધો નહીં. આ ખીંટી છે તે અચેતન છે; ત્યાં અમે વાંધો ના લઈએ. ત્યાં પ્રતિક્રમણ ના કરે તો ચાલે. મિશ્ર-ચેતનમાં આપણે છોડીએ તોયે સામાવાળો ના છોડે.

જે જે અવસ્થાઓ આવે છે તે નિશ્ચેતન-ચેતન છે, અને આપણે ખરી રીતે શુદ્ધચેતન છીએ. "હું શુદ્ધાત્મા છું" એનું લક્ષ રહે, તો ફરી નિશ્ચેતન-ચેતનમાં ના જાય. નિશ્ચેતન-ચેતનની જે જે અવસ્થાઓ આવે તેને 'જોવાની' અને 'જાણવાની' એનો ઝટ સમભાવે નિકાલ કરવાનો. અવસ્થામાં ચીટક્યા એટલે દુઃખી થશો. નિશ્ચેતન-ચેતન એ પરસત્તા છે.

# ૮. આત્મા અને પુદ્‌ગલ

## આત્મા-અનાત્મા છૂટા પાડી શકાય.

આત્મા અને અનાત્મા બન્નેય પોતપોતાના ગુણધર્મ સાથે રહેલા છે, અને તેમને છૂટા પાડી શકાય તેમ છે. સોનામાં તાંબુ, પિત્તળ, રૂપું એ બધી ધાતુઓનું મિશ્રણ થઈ ગયું હોય તો કોઈ વૈજ્ઞાનિક એના ગુણધર્મ ઉપરથી છૂટા પાડી શકે કે નહીં ? તરત જ પાડી શકે. તેવી જ રીતે જે આત્મા-અનાત્માના ગુણધર્મો પૂર્ણતઃ જાણે છે તેવા જ્ઞાની પુરુષ તેનું પૃથક્કરણ કરી તેમને છૂટા પાડી શકે.

આ છે ભેદવિજ્ઞાન !

## આત્મા અને પુદ્‌ગલ

શુદ્ધાત્મા સિવાય બીજાં બધાં જ પરમાણુઓ છે. તે 'ફિઝિકલ' (ભૌતિક) છે. તે અનંત છે. તેની અંદર ભગવાન ફસાયા છે. આ જડની પણ એટલી બધી શક્તિ છે કે એણે ભગવાનને પણ આંતર્યા છે. 'વૈજ્ઞાનિક સાંયોગિક પુરાવા' ભેગા થવાથી આત્માને વિકલ્પ પડ્યો છે. આ વિકલ્પ બહારના સંજોગોના દબાણથી પડયો છે. સંસાર-પ્રવાહ છે એમાં

જતાં સંજોગોનું દબાણ બહુ આવે છે, અને તે ફરજિયાત છે. કોઈ અજાણ્યા લત્તામાંથી આપણે જતા હોઈએ અને ત્યાં કોમી-હુલ્લડ ચાલતું હોય તો આપણે માર ખાવો પડે એના જેવું છે.

આ પુદ્ગલની શક્તિથી તો આ જગત બધું દેખાય છે. આત્મા કોઈ જગ્યાએ દેખાતો નથી. આ પુદ્ગલનીય કેટલી બધી શકિત છે! તેનું નિરંતર પરિવર્તન થયા કરે છે. આ એક પુદ્ગલ જ છે, પણ એના અનંત પર્યાય, અનંત ભાગે પરિવર્તન થયા કરે છે.

આત્મા તત્ત્વ સ્વરૂપે છે અને પુદ્ગલ પણ તત્ત્વ સ્વરૂપે છે. ગમે તેટલી અવસ્થા બદલાય છતાં પણ કોઈ ચીજ રાઈ માત્ર ઘટતી નથી, વધતી નથી.

પરમાણુઓ એક જ જાતના છે, જેમ આત્મા એક જ જાતનો છે.

પરમાણુઓ ચેતનવાળા થયા છે. ચેતનભાવને પામી ચેતનવાળા થયા છે.

આત્માની ચૈતન્યશકિત એવી છે કે ખોટી માન્યતાથી વિકલ્પ થાય છે. "હું ચંદુલાલ છું" એ ખોટી માન્યતા (રૉન્ગ બિલિફ) છે.

આત્માને પુદ્ગલ તત્ત્વ જ મૂંઝાવે છે. પુદ્ગલનું સક્રિયપણું એવું છે કે પોતે અજીવ છે છતાં જીવ જેવું ભાસે છે.

આ જગતમાં આત્માય કર્તા નથી અને પુદ્ગલેય કર્તા નથી. જો પુદ્ગલ કર્તા હોય તો પુદ્ગલે ભોગવવું પડે. આત્મા કર્તા હોય તો આત્માએ ભોગવવું પડે. બેમાંથી એકેય ભોગવતું નથી, પણ અહંકાર ભોગવે છે, કારણ કે તે કર્તા છે.

પુદ્ગલના માધ્યમથી આત્માનું જ્ઞાન પ્રગટ થાય છે. શ્રુતજ્ઞાન, જાતિ-સ્મરણ જ્ઞાન, અવધિજ્ઞાન એ બધાં જ્ઞાન પુદ્ગલના માધ્યમથી પ્રગટ થાય છે.

પુદ્ગલની પોતાની જુદી જુદી શક્તિઓ છે કે એ આત્માનું આકર્ષણ કરે છે.

આત્મા જોડે જે જે પુદ્ગલ સ્પર્શ્યું તે વિભાવિક થયું કહેવાય. આ

દેહ અનંત પરમાણુઓનો બનેલો છે, પણ તે વિભાવિક પરમાણુઓનો છે, જ્યારે બહાર બીજાં બધાં પરમાણુઓ છે તે સ્વાભાવિક છે. પુદ્ગલ જે મૂળ સ્વાભાવિક છે તે શાશ્વત છે. આ વિભાવિક પુદ્ગલ ક્ષણભંગુર (ટેમ્પરરિ) છે.

આત્મા સત્ છે, પુદ્ગલ પણ સત્ છે. આત્મા અવિનાશી છે, પુદ્ગલ પણ અવિનાશી છે. આત્માના પર્યાયો છે. પુદ્ગલના પણ પર્યાયો છે. આત્માના પર્યાયો પોતાના પ્રદેશમાં રહીને બદલાય છે. આત્મા સત્, ચિત્, આનંદ-સ્વરૂપ છે, અને ચિત્-આનંદ એ પુદ્ગલનો ગુણધર્મ નથી. પુદ્ગલમાં સત્ પુદ્ગલ પૂરણ-ગલન સ્વભાવનું છે. જે જે વસ્તુરૂપે હોય, ગુણરૂપે હોય અને સ્વતંત્ર અને અવિનાશી હોય તેને સત્ કહે છે.

પુદ્ગલભાવને જે જાણે છે તે આત્મભાવ છે.

## પુદ્ગલ

પુદ્ગલ એટલે પૂર્+ગલ. જે પૂરણ-ગલન થાય છે તે બધુ પુદ્ગલ કહેવાય.

પુદ્ગલ તો સ્વતંત્ર ગુણોવાળું છે. રૂપ, રસ, સ્પર્શ અને ગંધ એના ગુણો છે. પણ ક્ષાયકભાવ એનામાં નથી. પુદ્ગલ પોતે જાણી શકે નહીં. વળી એને લાગણીનો અનુભવ થતો નથી.

જ્ઞાન આત્માનું અને કરામત બધી જ પુદ્ગલની. આત્મા આવી કરામત ના કરે. આ હિમાલયમાં બરફ પડતો હોય તો એકદમ મહાવીરનું 'સ્ટૅચ્યૂ' (બાવલું) થઈ જાય. એ પુદ્ગલની કરામત છે. પુદ્ગલ એવું સક્રિય છે કે જેથી કરીને જાત જાતનું પરિવર્તન થાય છે.

વઘાર થયો અને બધા છીંકવા મંડ્યા. આ કોની કરામત? તમારી છીંક ખાવાની ઈચ્છા નથી. જો તું કર્તા હોઉ તો બંધ કરી દે ને આ છીંકો! એ તો પુદ્ગલની કરામત છે.

પુદ્ગલ તો કેવું શક્તિશાળી છે! ખુદ પરમાત્મા જ એમાં ફસાયા છે.

એક પ્યાલામાં જરાક ઝેર ઓગાળીને પીવડાવો તો શું થશે ? ખેતરમાં બીજ નાખી આવીએ તે અનેકગણુ થઈને આવે છે.

પુદ્‌ગલનો સ્વભાવ એવો છે કે તમે જે વસ્તુ તરછોડશો તે પછી ક્યારેય ભેગી ના થાય. આ ભવમાં તો કદાચ મળે પણ બીજા ભવમાં ના મળે.

આખું જગત પુદ્‌ગલ પરમાણુઓથી ભરેલું છે. શુદ્ધ સ્વરૂપે રહેલા પરમાણુઓને 'વિશ્રસા' કહ્યા. હવે સંજોગોના દબાણથી કોઈની જોડે ગુસ્સો થયો ત્યારે તે વખતે "હું હિંમતભાઈ છું", અને "મેં આ કર્યું" એવું જે જ્ઞાન છે તે બહારના પરમાણુઓને ખેંચે છે. બીજા શબ્દોમાં કહીએ તો ભ્રાંતિથી આત્મા પુદ્‌ગલ પરમાણુઓમાં તન્મયાકાર થાય છે. તે ભાસ્યમાન પરિણામને પોતાનાં માને છે તેનાથી પરમાણુઓ 'ચાર્જ' થાય છે. પ્રયોગ થયો માટે તેને 'પ્રયોગસા' કહેવાય છે. એ પ્રયોગસા એ કારણ-દેહરૂપે રહે છે. ને આવતે ભવ 'મિશ્રસા' થઈ જાય, અર્થાત્ 'ઈફેક્ટિવ બૉડી' (કાર્ય-શરીર) થઈ જાય. હવે 'સાયન્ટિફિક સર્કમ્સ્ટેન્શલ એવિડન્સ' ના આધારે એ પ્રયોગસા પરમાણુઓ જ્યારે 'ડિસ્ચાર્જ' થાય એટલે કડવાં મીઠાં ફળ આપીને જાય તેને 'મિશ્રસા' કહેવાય. 'ડિસ્ચાર્જ' થઈ જાય પછી પાછાં શુદ્ધ થઈને "વિશ્રસા" થાય. બાકી પુદ્‌ગલ તો વીતરાગ છે.

પુદ્‌ગલ અવસ્થામાં આત્મા અજ્ઞાનભાવે અવસ્થિત થયો તે પ્રયોગસા. પછી તેનું ફળ 'વ્યવસ્થિત' આપે છે ત્યારે મિશ્રસા. પ્રયોગસા થયા પછી ફળ આપવાનું 'વ્યવસ્થિત'ના તાબામાં જતું રહે છે. પછી કાળ, ક્ષેત્ર ઈ. સંયોગો ભેગા થાય ત્યારે તે રૂપકમાં આવે.

આ શરીર પરમાણુઓનું બનેલું છે. જાતજાતના પરમાણુઓ છે. આ બધી પરમાણુઓની અવસ્થાઓમાં આત્મા તન્મયાકાર થાય નહીં અને છૂટો રહે તો તેને ક્રોધ, માન, માયા. લોભ કહેવાય નહીં. એ તો ખાલી ઉગ્રતા કહેવાય. એ ક્રોધમાં તાંતો કે હિંસક ભાવ ના હોય. એટલે એને 'ક્રોધ' ન કહેવાય.

આ બધું જગત ગલન સ્વરૂપ છે. જેનું જેવું પૂરણ (પ્રોગ્રેસ્ડ) કર્યું હશે તેનું તેવું ગલન થશે. તેમા 'તું' શુદ્ધાત્મા શું કરવા કડાકૂટો કરે છે ?

મનનાંય પરમાણુઓ બદલાયા કરે છે. જે 'ચાર્જ' થયેલું છે તે જ નીકળે છે. પરમાણુઓ વધઘટ ન થાય.

## આત્મા અને પુદ્‌ગલનું સ્વરૂપ

આત્મા વસ્તુ છે, દ્રવ્ય છે. જ્ઞાન–દર્શન તેના પ્રધાન ગુણ છે, અને બીજા અનંત ગુણો હોય છે. ગુણ કાયમી, શાશ્વત હોય છે. સોનું છે, તેનો રંગ પીળો છે, તે વજનદાર છે. તેને કાટ ચઢતો નથી; આ એના ગુણધર્મો છે. સોનાને જેમ ગુણધર્મો છે તેમ આત્માને પણ ગુણધર્મો છે. સોનું જેમ એના ગુણધર્મોમાં અભેદ ભાવે સોનું છે, તેમ આત્મા તેના બધા જ ગુણોમાં અભેદભાવે આત્મા છે. આત્માના ગુણધર્મો બદલાય નહીં, પણ તેના જ્ઞાનપર્યાય પરિવર્તિત થાય છે.બાહ્ય અવસ્થાઓને જોનાર જ્ઞાન છે. તે અવસ્થા બદલાય તેમ જ્ઞાનપર્યાય બદલાય છે. પર્યાયનું નિરંતર પરિવર્તન થયા કરે છે, છતા તેમાં જ્ઞાન શુદ્ધ જ રહે છે–સંપૂર્ણ શુદ્ધ રહે છે, સર્વાંગ શુદ્ધ રહે છે. હા, પોતાના પર્યાયને જે જાણે છે તે પોતે શુદ્ધાત્મા છે. આ ફૂલ છે તો જ્ઞાનનો સ્વભાવ છે કે જ્ઞેયના આકારે થઈ જાય, છતાં પોતે શુદ્ધ જ રહે. એક જ્ઞેય જાય તો બીજું જ્ઞેય આવે. તે 'પોતે' પાછો જ્ઞાનાકાર થાય, પણ બન્ને ચોંટી પડતાં નથી. જ્ઞેયમાં જ્ઞેયાકાર પરિણામ તે 'પર્યાય'. વસ્તુની સૂક્ષ્મ અવસ્થાને પર્યાય કહેવાય.

પુદ્‌ગલને પણ દ્રવ્ય ગુણ, અને પર્યાય હોય છે. અગુરુ–લઘુ એ દ્રવ્યનો સામાન્ય ગુણ છે. તેમાં વધઘટ ના થાય. દરેક પોતાના પર્યાયે કરીને પૂર્ણ છે અને મૂળ સ્વભાવે કરીને શૂન્ય છે. પોતે સ્વભાવમાં આવે તો શૂન્ય છે.

જ્ઞેય પ્રમાણે આત્માના પર્યાવ થઈ જાય, પણ આત્માનાં દ્રવ્ય અને ગુણ જ્ઞેય પ્રમાણે ના થાય. જ્ઞેય ખસી જાય એટલે પાછું પર્યાય પણ ઊડીને બીજે જાય, એટલે આમ પર્યાયથી પૂર્ણ છે. શૂન્ય એટલે નિર્વિકાર પદ.

જ્ઞેયને જોવામાં કોઈ જાતની હરકત નથી. આત્માને જ્ઞેયો જોડે રાગદ્વેષ-થી બંધન છે, અને વીતરાગથી છૂટકારો છે.

પર્યાય અનંત છે એમાં ગભરાવાનું શું ? માથામાં કરોડ વાળ છે, પણ એક કાંસકો ફેરવ્યો કે ઠેકાણે આવી જાય !

ચેતનના પર્યાય ચેતન હોય અને અચેતનના પર્યાય અચેતન હોય. પર્યાય ફક્ત સત્, અવિનાશી વસ્તુને જ લાગુ પડે છે.

પુદ્ગલ એટલે શું કે તે તદ્દન જડ નથી. તે મિશ્રચેતન છે. આ વિભાવિક પુદ્ગલ છે. એ બધું કરાવડાવે છે. જે શુદ્ધ પુદ્ગલ છે તે આવું તેવું ન કરાવડાવે. પણ પુદ્ગલ તો મિશ્રચેતન છે. આત્માનો વિશેષભાવ અને પુદ્ગલનો વિશેષભાવ એ બે ભેગા થઈને ત્રીજું રૂપ થાય —'પ્રકૃતિ' સ્વરૂપ થાય. એ જ બધું ઘર્ષણ કરાવે.

દાદા કહે છે: "અમે પોતે તો નિરંતર અમારા સ્વરૂપમાં જ રહીએ છીએ, પણ આ પુદ્ગલમાંથી સર્વ કલુષિત ભાવ નીકળી ગયા છે. એટલે આ પુદ્ગલેય લોકપૂજ્ય થઈ પડ્યું છે." કલુષિત ભાવ ગયા પછી ખાય, પીએ, સુંદર વેષભૂષા સજે, ટેલિવિઝન જુએ, છતાંય એમનું લોકપૂજ્યપદ રહે છે. આ અસંયતિ પૂજા !

## પુદ્ગલ પ્રતિ અભિગમ

પુદ્ગલભાવ બધા આવીને જતા રહે છે. તે વિનાશી છે. તે ઊભા ન રહે. દસ મિનિટમાં કે અડધા કલાકમાં જતા રહે. એ બધા સંયોગી છે. આપણને જેનો સંયોગ થાય એનું નામ 'સંયોગીભાવ'. એ સયોગી બધા વિયોગી સ્વભાવના છે. પછી આપણે એને કાઢી મૂકવાના નહીં. ભાડું લીધું તેટલો વખત તેમને રહેવા દેવા પડે !

મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર જે જે પરિણામ લાવે, મનમાં વિચાર આવે, ચિત્તથી દર્શન થાય, બુદ્ધિ નિર્ણય કરે, વગેરે બધું જ પુદ્ગલભાવ છે. આ પુદ્ગલ ભાવને જે જાણે એ આત્મભાવ છે.

ક્રોધ, માન, માયા, લોભ એ પુદ્ગલભાવ છે. તે વધે, ઘટે. આત્માનો સ્વાભાવ વધે નહીં, ઘટે નહીં. કષાયોની વધ-ઘટ અંગે તો માત્ર 'જોયા' કર...આ વધ્યો ! આ ઘટયો ! એટલે 'આપણે' છૂટા રહ્યા. પછી 'આપણી' જોખમદારી નથી. પુદ્ગલમાં ભળ્યા એટલે આપણી જોખમદારી. ભળ્યા નહીં એટલે છૂટયા. મોઢું બગડી જાય, મન બગડી જાય, બધી અસર થઈ જાય,

છતાંય 'આપણે' છૂટા રહી શકાય. પુદ્‌ગલભાવમાં ભળતાંની સાથે જ મહીં બેચાર દંડા વાગે એટલે તરત ખબર પડે કે આપણે હદ ઓળંગી. પુદ્‌ગલ-ભાવ તો બધા પાર વગરના છે. તેના આપણે 'જ્ઞાતા-દ્રષ્ટા'.

કૃપાળુદેવે કહ્યું છે કે, "દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી, ભાવથી જે અપ્રતિબદ્ધ-પણે નિરંતર વિચરે છે તે જ્ઞાની પુરુષ." જે સંયોગ ભેગા થવાના છે એ દ્રવ્ય સ્વરૂપ છે, તેનું બંધન ન થવું જોઈએ. કોઈ સંયોગોમાં ચોંટવાનું નહીં, માત્ર જે છે તેને જોયા જ કરવાનું. અમદાવાદ સાંભરતું નથી ને કોઈ ફેરો ? નહીં. એટલે ક્ષેત્ર બંધનવાળુ થતું નથી. કંઈક બને અને તમે કહો છો ; "મને આમ કેમ થાય ?" હવે આ ખરેખર તમને થાય છે કે પુદ્‌ગલને થાય છે ? અને જો પુદ્‌ગલને થાય છે તો તો ગલન થવું એ એનો સ્વભાવ જ છે. એના સ્વભાવમાં છે તો તું શા માટે તેમાં ડખો કરે છે ? 'સારું' કે 'ખોટું' પુદ્‌ગલમા છે જ નહીં, પણ તું નિરર્થક એવા ભાવ કરે છે. એટલે દ્રવ્યથી બંધન નથી, ક્ષેત્રથી બંધન નથી, ને ભાવથી બંધન નથી. આ ત્રણનાં બંધન ન હોય એટલે કાળથી બંધન હોય નહીં.

## અવસ્થા અને પર્યાય

'સ્વસ્થ' એટલે સ્વમાં મુકામ કરનાર, આત્મસ્થ; તે અવસ્થામાં મુકામ ના કરે. અવસ્થા એ નિકાલી છે. 'સ્વ'માં નિરાકુળ મુકામ હોય.

જગત આખું અવસ્થામાં રહ્યા કરે. ગાડીમાં જગ્યા ન મળે તો ચુન ચુન થાય. ચુન ચુન શા માટે ? કહી દેને કે મારા કર્મનો ઉદય એવો છે.

ગરીબ અવસ્થા આવે, શ્રીમંતાઈ આવે, તાવ આવે. જીવ આ બધી અવસ્થાઓમાં તન્મયાકાર થાય. આત્મા નથી ગરીબ, શ્રીમંત કે તાવગ્રસ્ત ! જીવ તો જે અવસ્થામાં પડયો તેનું જતન કર્યા કરે. બધી અવસ્થાઓ બદલાય છે; અને આત્મા તેના તે સ્વરૂપે રહે છે-કૂટસ્થ ! વસ્તુનો વિનાશ નથી; અવસ્થાઓ ક્ષણે ક્ષણે વિનાશ પામે છે. "હું નગીન, આ મારો દીકરો, આ મારી વહુ, હું એડવોકેટ" એમ અવસ્થાઓમાં જ તંબૂ તાણે છે. પાછો કહે કે, "હું ઘરડો થયો." આત્મા તે કંઈ ઘરડો થતો હશે ? એ બધી પ્રાકૃત અવસ્થાઓ છે, અજ્ઞાથી ઊભી થઈ.

પર્યાય એ અતિ સૂક્ષ્મ વસ્તુ છે, અને અવસ્થા એ જાડી વસ્તુ છે. પાંચ ઇન્દ્રિયથી અવસ્થાનો અનુભવ થઈ શકે, પણ પર્યાય જ્ઞાન દ્વારા સમજાય.

અવસ્થા શું કહે છે કે, "તમે છૂટો." ત્યાં આપણે ઉપયોગપૂર્વક રહીએ એટલે ચોખ્ખેચોખ્ખું છૂટી જાય.

## ૯. શુદ્ધાત્મા અને સંયોગો

દાદા કહે છે; "આ જગતમાં સંયોગો અને આત્મા બે જ છે. સંયોગો સાથે એકતા થાય તો સંસાર અને સંયોગોનો 'જ્ઞાતા' થાય તો ભગવાન."

જગતમાં નિરંતર ફેરફાર થયા જ કરે છે, કારણ કે સંસરણ-સ્વભાવી છે. સંયોગો વિયોગી સ્વભાવના છે. સંયોગો તો સંસરણ થતા જ રહેવાના.

આ મેઘધનુષ્ય દેખાય છે, તેમાં કોઈનેય કશું જ કરવું પડતું નથી. આ મેઘધનુષ્ય દેખાય છે તેમાં કોણ રંગ પૂરવા ગયું હતું? એ તો સાંયોગિક પુરાવાઓ ભેગા થયા; વસ્તુઓનું સંમેલન થયું ત્યારે મેઘધનુષ્ય દેખાયું. સાંયોગિક પુરાવામાં સૂર્ય હોય, વાદળાં હોય, જોનાર હોય, વગેરે કેટલાય પુરાવાઓ ભેગા થાય ત્યારે મેઘધનુષ્ય દેખાય. તેમાં જો સૂર્ય અહંકાર કરે કે હું ના હોત તો તે ના બનત. આવો અહંકાર ખોટો છે, કારણ કે વાદળાં ન હોત, તો મેઘધનુષ્ય શકય હતું? સંમેલન ખસી જાય ત્યારે વિસર્જન થાય. સંયોગોનો વિયોગ થાય ત્યાર પછી મેઘધનુષ્ય ના દેખાય.

સંયોગ માત્ર વિયોગી સ્વભાવના છે, અને પાછા 'વ્યવસ્થિત'ના તાબે છે. સંયોગો ક્યારે, કેવા ભાવે ભેગા થશે તે "વ્યવસ્થિત" છે. આ

દુનિયા કેવી રીતે ઊભી થઈ છે? 'Scientific Circumstancial evidence' માત્રથી. 'વ્યવસ્થિત' એવું છે કે સંયોગ ભેગો કરી આપે જ. વ્યવસ્થિત બધું ચલાવે છે.

સંયોગ જ્યારથી ભેગો થાય ત્યારથી જ એ વિયોગ ભણી જવા માંડે, અને વિયોગ હોય ત્યારથી સંયોગ ભેગો થવા માંડે.

સંયોગમાત્ર દુઃખદાયી છે, પછી તે ગમતા હો કે ના ગમતા હો. ગમતા સંયોગનો વિયોગ થાય તે દુઃખ, અને ના ગમતાનો સંયોગ થાય તેય દુઃખ.

ચેતન એના ખાલી સ્પર્શથી જ બધું ચલાવે છે. સંયોગોના દબાણથી એક માન્યતા ઊભી થઈ કે. "હું કરું છું." આ વિભાવિક ભાવ છે. સંજોગોના દબાણથી આત્માને ખાલી સ્પર્શ થવાથી જ 'કોઝિઝ' ઊભાં થાય છે.

મનમાં વિચાર આવે અને જાય એ સંયોગ કહેવાય. ગમે તે વસ્તુ આવે અને જાય એ સંયોગ કહેવાય, અને જે આવતો નથી અને જતો નથી, જે 'જોનાર' છે એ કાયમ રહે છે. તે જ્ઞાયક છે. આત્મા જ્ઞાયક સ્વભાવમાં જ રહે છે. 'જ્ઞાયક' એટલે જાણ્યા જ કરવાના સ્વભાવમાં રહે. બીજો સ્વભાવ જ આત્માને ઉત્પન્ન ના થાય.

સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે. તેમને કહીએ કે અહીં બેસી રહો તોય એ જાય જ. સંયોગો ના હોય તો આત્મા જુએ શું ? સંયોગોની હસ્તી નહીં તો આત્માનીય હસ્તી નહીં. જ્ઞેય વગર આ જગત કોઈ દહાડોય રહેવાનું નથી ! જ્ઞાતાય રહેવાના અને જ્ઞેયોય રહેવાનાં.

## સંયોગોના પ્રકાર

ખરી રીતે સંયોગો અને શુદ્ધાત્મા સિવાય બીજું કશું છે જ નહીં. સંયોગો પાછા બે પ્રકારના–પ્રતિકૂળ અને અનુકૂળ. એમાં અનુકૂળનો વાંધો ના આવે, પ્રતિકૂળ એકલા જ હેરાન કરે. એટલા જ સંયોગોને આપણે સાચવી લેવાના. અને સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે, એટલે એનો

કાળ પાકે એટલે એ ચાલવા માંડે, બેસ બેસ કહીએ તોય ના ઊભા રહે.

નઠારા સંયોગો વધારે ટકે નહીં. લોકો દુઃખી કેમ છે ? કારણ કે નઠારા સંયોગોને સંભારી સંભારીને દુઃખી થાય છે.

મીઠા સંયોગો તમે વેદો છો, એટલે કડવા પણ વેદવા પડે, અને મીઠાને 'જાણો' તો કડવામાં પણ 'જાણવાપણું' રહે. આત્મા વેદતો જ નથી, જે વેદે છે તે પ્રતિષ્ઠિત આત્મા છે-ભ્રાંત આત્મા છે. પ્રતિષ્ઠિત આત્માનેય આપણે 'જોવો'—અહોહો ! આ પ્રતિષ્ઠિત આત્મા કેવો જલેબીમાં તન્મયાકાર થઈ ગયો છે !

## સંયોગો પ્રતિ અભિગમ

શુદ્ધ સંયોગ ભેગો થાય ત્યારે જ મોક્ષ પ્રાપ્ત થાય. જ્ઞાનીનો સત્સંગ એકલો જ શુદ્ધ સંયોગ છે.

આત્મા અને સંયોગોને તો જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ છે. સંયોગ-વિયોગ એ જ્ઞેય છે, અને તું ' પોતે' જ્ઞાતા છે. જ્ઞાતા જ્ઞેયાકાર થઈ જાય તો જીવ અનંત ભવ રખડચો.

સંયોગોની સાથે શાદી ન કરાય. જ્ઞાનીને તો સંયોગો આવે ને જાય. જ્ઞાની તેમની સાથે હાથ ના મિલાવે. દાદા કહે છે કે, " અમે તો દૂરથી જ જોઈ લઈએ એટલે સંયોગોનો વિયોગ થઈ જાય "

કોઈને માટે સારા ભાવ થાય કે ખરાબ ભાવ થાય તે સંયોગમાત્ર છે. તમને ગમે તે ભાવ આવે પણ તે ' મારા ન હોય' એટલું જ જાણવાની જરૂર છે. દાદા કહે છેઃ "સ્થૂલ સંયોગો, સૂક્ષ્મ સંયોગો, વાણીના સંયોગો પર છે અને પરાધીન છે."

પ્રાપ્ત સંયોગો વિના જગતમાં કોઈ વસ્તુ નથી. પ્રાપ્ત સંયોગો-નો સુમેળ રાખીને સમતા ભાવે નિકાલ કરો. પ્રાપ્ત સંયોગોના આપણે જ્ઞાતા-દૃષ્ટા, અપ્રાપ્તના નહીં.

અગિયાર વાગે કોર્ટમાં જવાનું હોય અને અગિયાર વાગે જમવાની થાળી આવી. આ સંયોગ પ્રાપ્ત થયો કહેવાય. એનો સમભાવે નિકાલ કરવો પડે. શાંતિથી જમી લેવાનું. ઓછું બે હાથેથી જમાય છે ? શાંતિથી જમવાનું એટલે ચિત્ત તે વખતે કોર્ટમાં ના જવું જોઈએ. પહેલાં શાંતિથી જમો, અને પછી કોર્ટમાં નિરાંતે જાઓ. સામાન્યતઃ લોક પ્રાપ્ત સંયોગોને ભોગવી શકતા નથી, અને અપ્રાપ્તની પાછળ રઘવાયા થઈને પડે છે. આવા લોકો બન્નેને ખોઈ નાખે છે. જમવાનું પ્રાપ્ત થયું છે તેને ભોગવ. કોર્ટ તો હજી દૂર છે, અપ્રાપ્ત છે. એની પાછળ કયાં પડયો ?

પુણ્ય હોય તો જ જ્ઞાની પુરુષનો સંયોગ ભેગો થાય.

બહાર ભેગા થાય તે સંયોગ. હવા ઠંડી લાગે, વિચારો આવે એ સંયોગ. પણ બુદ્ધિથી આ ખરાબ છે અને આ સારું છે તેમ દેખાય, અને તેનાથી રાગદ્વેષ કર્યા કરે. જ્ઞાન શું કહે છે કે બન્ને સંયોગ સરખા જ છે, સંયોગોથી તું પોતે મુક્ત જ છે, તો પછી ડખો શું કામ કરે છે ? આ સંયોગ, તને પોતાને શું કરવાનો છે ? આ સંયોગ તો કશું જ કરનાર નથી, પણ બુદ્ધિ એમાં હસ્તક્ષેપ કરે છે. સ્વરૂપનું જ્ઞાન થયા પછી બુદ્ધિ સમ્યક્ થાય, હિતાહિતનું ભાન રહે. સમ્યક્ બુદ્ધિ શું કહે કે, "આ સંયોગ આવ્યો છે તે આપણે ચૂપ રહો, નહીં તો માર પડશે."

દાદા કહે છે : "અમને કોઈ કહે કે, 'દાદા, તમારામાં અક્કલ નથી,', અને કોઈ બીજો કહે કે, 'દાદા તો જ્ઞાની પુરુષ છે,' તો અમને એ બેઉ સંયોગ સરખા જ લાગે. અમે તો 'અબુધ' છીએ. બુદ્ધિ હોય તો તે શું કરે ? 'દાદા તો જ્ઞાની પુરુષ છે' એ સંયોગ ગમે, અને 'દાદામાં અક્કલ નથી' એ સંયોગ ના ગમે.... 'વ્યવસ્થિત' તમને કોઈ પણ સંયોગમાંથી છોડશે નહીં."

'વ્યવસ્થિત' શું કહે છે કે આ સયોગોમાં તો કોઈનું કિંચિત્માત્ર પણ વળે નહીં, બધો જ પાછલા ચોપડાનો હિસાબ જ છે. વીતરાગને મન બધા જ સંયોગો એક સરખા જ છે. આપવા આવ્યો કે લેવા આવ્યો, બધું એક જ છે. સંયોગોના માત્ર જ્ઞાતા-દ્રષ્ટા જ રહેવા જેવું છે.

આ સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે. તે ટકે નહીં. એ તો

એનો વખત થાય એટલે ચાલતો થાય. એને કહીએ કે, "લે, ઊભો રહે, જમીને જા" તોયે એ ના ઊભો રહે. એનો કાળ પાકે એટલે ચાલતો જ થાય.

દરેક સંયોગમાં આપણે ભળવા જેવું નથી. એના તો આપણે ફક્ત જ્ઞાતા-દૃષ્ટા છીએ.

સંયોગો એ તો ફાઈલ છે, અને એનો સમભાવે નિકાલ કરવાનો છે. જો તું સંયોગો સાથે રહીશ તો સંયોગો વિનાશી છે, તે તું પણ વિનાશી થઈ જઈશ, અને સંયોગોથી છૂટો 'સ્વ'માં રહીશ તો તું અવિનાશી જ રહીશ.

ક્યારેક કોઈ માણસ અવળું બોલે તો એને પોતે માને કે મારો હિસાબ કંઈ બાકી હશે, એથી આવો કડવો સંયોગ મળ્યો. પછી તે કડવા સંયોગને મીઠો કરે, સીધો કરે. કોઈ માણસ લઢતો આવે કે, "તમે મને ૨૫ રૂપિયા ઓછા આપ્યા", તો તેને ૨૫ વત્તા ૫ બીજા આપીને રાજી કરીને જે તે રસ્તે એ સંયોગ સુધારીને મોકલવો. સંયોગને અજવાળીને મોકલે તો આવતા ભવે સવળા સંયોગ મળે.

એક નબળો સંયોગ ભેગો થાય એટલે બધા સંયોગ નબળા ભેગા થતા જાય. દુકાળનો સંયોગ આવે તો સાથે ભેંસ મરી જાય, તે ફરી નબળા ઉપર નબળો સંયોગ આવે. જો આ બધા સંયોગ, તો તું કોણ?

સંયોગો અને સંયોગી એમ બે જ છે. જેટલા પ્રમાણમાં સંયોગી સીધો તેટલા પ્રમાણમાં સંયોગ સીધો અને જો સંયોગ વાંકો આવ્યો તો આપણે સમજી લેવાનું કે આપણે વાંકા હતા, અને તેથી એ વાંકો આવ્યો. સંયોગોને સીધા કરવાની જરૂર નથી, પણ આપણે સીધા થવાની જરૂર છે. સંયોગો તો અનંત છે, તે ક્યારે સીધા થાય? પોતે સીધો થાય તો સંયોગો એની મેળે સીધા થાય.

" એગો મે શાષઓ અપ્પા, નાણ દરશણ સંજૂઓ
શેષા મે બાહિરાભાવા, સવ્વે સંજોગ લખ્ખણા".

"હું એક શાશ્વત આત્મા છુ, જ્ઞાનદર્શનવાળો એવો શુદ્ધાત્મા છું. હું સનાતન છું, સત્ એકલો જ છું. આ શેષ રહ્યા તે બધા બહારના

ભાવો છે. એ ભાવોનાં લક્ષણો શાં છે ? એ સંયોગ-લક્ષણવાળા છે." આ શેષ રહ્યા તે બધા બહારના ભાવો છે. એ ભાવોનાં લક્ષણ શાં છે ? એ સંયોગવાળા છે. 'બાહિરાભાવા' કયા ? સંયોગ-લક્ષણ, એટલે કે આડા વિચાર એ સંયોગ, પરણવાના વિચાર કરવા એ સંયોગ. એ બધા બાહિરાભાવા કહેવાય અને એ બધા સંયોગ-લક્ષણવાળા છે. જેનો વિયોગ થવાનો એ બધા સંયોગ.

આત્માની અનંત શક્તિ છે; એ એટલી બધી છે કે એક કલાકમાં જ કરોડ સંજોગો કમાઈ જાય તેમ એક જ કલાકમાં કરોડો સંયોગો કાઢી શકે.

દાદા કહે છે : " આ બધા સંયોગ પર છે અને પરાધીન છે." એને પકડયો પકડી શકાતો નથી, અને ભગાડયો ભગાડી શકાતો નથી. સંયોગ માત્ર જ્ઞેય સ્વરૂપે છે, અને આપણે 'જ્ઞાતા' છીએ.

સંયોગ વિયોગી સ્વભાવનો છે. માટે ' જ્ઞાતાદષ્ટા' રહેશે તો એનો વિયોગ એની મેળે થઈ જશે. ઇચ્છિત કે અનિચ્છિત સંયોગ હોય એનો વિયોગ થાય છે. ગમતા સંયોગને પકડયો પકડી શકાતો નથી, ના ગમતા સંયોગને ભગાડયો ભગાડી શકાતો નથી. માટે નિશ્ચિત રહેવું.

દાદા કહે છે : " ફાંસીનો સંયોગ ઊભો થાય તો તે પણ વિયોગી સ્વભાવનો છે એમ જાણ. આપણી પાસે નાશવંત છે તે જ લઈ જશે ને ? અને તે પાછું 'વ્યવસ્થિત'ના હિસાબમાં આવી ગયેલું હોય, તો તેને કોઈ ફેરડનાર નથી. માટે 'વ્યવસ્થિત'માં જે હો તે ભલે હો ! " આ વાત જેણે આત્મા પ્રાપ્ત કર્યો છે તેને જ લાગુ પડે છે.

# ૧૦. દર્શન અને જ્ઞાન

દર્શન એટલે શ્રદ્ધા, એટલે અનિર્ણિત જ્ઞાન જ્ઞાન એટલે નિર્ણિત જ્ઞાન –અનુભવનું જ્ઞાન.

બગીચામાં બેઠા હોઈએ અને કંઈક ખખડે તે હું કહું કે કંઈક છે, તમેય કહો કે કંઈક છે. આનું નામ 'દર્શન' કે શ્રદ્ધા. તપાસ કરીને જાણીએ કે એ ગાય છે, એટલે એને 'જ્ઞાન', કહેવાય.

સામાન્ય રીતે જાણવું એ 'દર્શન' અને વિશેષ રીતે જાણવું એ 'જ્ઞાન'.

જ્ઞાનદર્શનનું ફળ ચારિત્ર. જેવી માન્યતા તેવું મળે જ્ઞાન અને તેવુ જ વર્તન થઈ જાય.

આત્મા સિવાય બીજા કોઈ પણ તત્ત્વમાં જ્ઞાનદર્શન ક્રિયા ના હોય, બીજી બધી જ ક્રિયા હોય.

આ દેહ તું ચલાવે છે કે કોઈની મદદથી ચાલે છે? આ તો 'વ્યવસ્થિત' શક્તિથી બધું ચાલે છે. કરનાર 'વ્યવસ્થિત' છે. તે બધું કરે છે, એમાં આત્મા કશું જ કરતો નથી. તે તો માત્ર 'જુએ' અને 'જાણે' છે.

દાદા કહે છેઃ " જે જાણે તે કરે નહીં, અને જે કરે તે જાણે નહીં." આનુ કારણ એ છે કે કર્તાપણામાં 'એવિડન્સ' (પુરાવો) જોઇએ, જ્યારે જ્ઞાતાપણામાં 'એવિડન્સ'ની જરૂર ના હોય. કંઈ પણ કરવું પડે તેને સંયોગી પુરાવો જોઈએ, એમને એમ ના થાય."

શ્રદ્ધા કરતાં દર્શન ઊંચી વસ્તુ છે. શ્રદ્ધા તો અશ્રદ્ધા પણ થઈ જાય. શ્રદ્ધા કોઈના પર બેઠી હોય તો એ શ્રદ્ધા ફરી જાય અને દર્શન ફરે નહીં.

# ૧૧. દેહ

## દેહના પ્રકાર

દેહના ત્રણ પ્રકાર—તૈજસ, કારણ અને કાર્ય. આત્મા સાથે નિરંતર સાથે રહે તે તૈજસ દેહ. (સૂક્ષ્મ શરીર). શરીરનું નૂર એને આભારી છે.

જ્યારે માતાનું રજ અને પિતાનું વીર્ય ભેગું થાય ત્યારે નવું કાર્ય-શરીર (ઈફેક્ટ બૉડી) ઉત્પન્ન થાય છે. સ્થૂલ દેહ એ કાર્ય-શરીર છે. રાગ-દ્વેષથી પરમાણુ ખેંચાય. પરમાણુ ખેંચાતાં, પૂરણ થતાં કારણ–દેહ થાય છે.

જીવ શું છે ? જે જીવે છે અને મરે છે તે 'જીવ'. આ બધા જીવો મરે છે ત્યારે સૂક્ષ્મ શરીર અને કારણ-શરીર સાથે લઈ જાય છે. સૂક્ષ્મ શરીર અને કારણ-શરીરનાં પરમાણુઓના સાંયોગિક પુરાવાઓ ભેગા થાય ત્યારે સ્થૂલ-શરીર ઊભું થાય છે.

## મૃત્યુની વેળા

આ દેહમાંથી આત્મા ખસી જાય ત્યારે સૂક્ષ્મ-શરીર અને કારણ-શરીર

જોડે જ રહેવાનાં. આત્મા જ્યારે સ્થૂલ દેહથી મૃત્યુ ટાણે છૂટો પડે ત્યારે તે એક સ્થળેથી નીકળી બીજા સ્થળે એક 'સમય'માં તેના 'વ્યવસ્થિતે' નિશ્ચિત કરેલા સ્થાને પહોચી જાય છે, અને ત્યાં જઈ માતાનું રજ અને પિતાનું વીર્ય ભેગું થતા સ્થૂલ દેહ ધારણ કરે છે. જ્યાં સુધી નવું સ્થાન મળ્યું હોતું નથી ત્યા સુધી આત્મા જૂનું સ્થળ ઘણું કરીને છોડતો નથી. એના સ્થિતિસ્થાપક ગુણને લઈને લાબો થઈને એક છેડો જૂના દેહમાં અને બીજો છેડો નવા કાર્ય-શરીરમા લઈ જાય છે, અને પછી જ જૂનો દેહ છોડે છે.

કેટલાક અવગતિયા જીવ હોય છે, જેમને બીજો દેહ તરત જ મળતો નથી. એવો જીવ ભટકે છે, અને જ્યારે નવો દેહ મળે ત્યારે તેનો છુટકારો થાય છે.

જે દેહે મોક્ષે જવાનું છે અર્થાત્ નિર્વાણ પામનારો દેહ 'ચરમ શરીર' કહેવાય.

શુદ્ધાત્માને કશું અડતુ નથી. સ્થૂલ દેહની કોઈ પણ ચેષ્ટાથી આત્માને કંઈ પણ લેવાદેવા નથી. બધુ દુઃખ સૂક્ષ્મ દેહ ભોગવે છે. સૂક્ષ્મ દેહ જ 'હુ'પણાની પ્રતિષ્ઠા કરે છે, અને પ્રતિષ્ઠિત આત્મા થાય છે.

સમાધિ મરણ એટલે શું કે છેલ્લો કલાક "હુ શુદ્ધાત્મા છું" એવું ભાન રહે એ એનુ સરવૈયુ આવીને ઊભુ રહે છેલ્લા કલાકમા રૌદ્રધ્યાન તો શું પણ આર્તધ્યાન થાય તોય ખલાસ થઈ ગયુ.

"મારે હવે છોડી પરણાવવાની રહી ગઈ !" એવું થાય તો આર્તધ્યાન થયું. તેનાથી ગયો જાનવરમા ! છેલ્લી ઘડીએ તો જિંદગીનું સરવૈયુ યાદ આવે. એટલે પહેલુ કરી લેવુ.

આ દેહને કહીએ, "તારે છૂટવું હોય ત્યારે છૂટી જજે ! મારી ઇચ્છા નથી." એ તો દેહ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન ના થાય એટલા માટે કહીએ કે, "અમારી ઈચ્છા નથી.' આવુ કોણ કહે છે ? પ્રતિષ્ઠિત આત્મા ? ના, પ્રતિષ્ઠિત આત્મા તો મરણધર્મા છે. પ્રતિષ્ઠિત આત્મા જ મરવાનો છે, એ તો બોલે જ નહીં ને આવું ! આ બધું પ્રજ્ઞાનું કામ છે.

# ૧૨. પુનર્જન્મ

જો પુનર્જન્મ ના હોત, અને બધાને ભગવાને ઘડયા હોત, તો બધા જ સરખા હોત. એક જ બીબામાંથી નીકળ્યા હોય તેમ એક સરખા જ હોત. પણ આ તો એક મોટો ને એક નાનો, એક લાંબો ને એક ટૂંકો, એક ગોરો ને એક કાળો, એક ગરીબ ને એક શ્રીમંત એવા ભેદ હોય છે તે ના હોત. એ બધામા જે ફેર દેખાય છે તે તેમના પૂર્વજન્મના આધારે. જેવાં કારણો (causes) ઉત્પન્ન કર્યાં હોય તેવાં જ કાર્યો (effects) આવે છે સારાના સારાં અને ખરાબનાં ખરાબ.

કારણો અટકે તો જ કાર્યો બંધ થાય. જ્યાં સુધી દેહાધ્યાસ છે ત્યાં સુધી કારણો બંધ થાય જ નહીં. જ્ઞાની પુરુષ સ્વરૂપનું ભાન કરાવે તો કારણો બંધ થાય. કાર્યો (effects) તો ભોગવવા જ પડે. તેમને આ જગતમાં કોઇ બદલી શકે તેમ છે જ નહી.

આત્મા નીકળી ગયા પછી બધાં પોતાના મૂળ તત્ત્વમાં આવી જાય છે. મૃત દેહમા ખાલી પુદ્ગલ અને આકાશ બે જ તત્ત્વો રહે છે, અને બીજાં તત્ત્વો ઊડી જાય છે.

જેનો અહંકાર ખલાસ થઈ જાય છે તેનું આવાગમન બંધ થઈ ગયું. અહંકાર એટલે પોતે કરતો ના હોય છતાંય કહેશે કે, "હું કરું"

છું." એ આરોપિત ભાવને 'અહંકાર' કહે છે. અને મારે ચાર બંગલા, બે ગાડીઓ એવું પ્રદર્શન કરે એ અભિમાન; એમાં અહંકાર તો છે જ.

જીવ મરે એટલે તે તરત જ જન્મ લે છે. આમાં જન્મ કોઈ આપનાર નથી કે કોઈ લેનાર નથી. આ બધું સ્વયંસંચાલિત છે. જેમ પાણીનો સ્વભાવ નીચે જવાનો છે તે એ નીચે જ જાય. ગમે તેટલું કરે તોય સ્વભાવ બદલાય જ નહીં.

## ૧૩. અંતઃકરણ

મન, બુદ્ધિ, ચિત્ત અને અંહકાર એ ચાર મળીને અંતઃકરણ થાય.

ચારેય રૂપી છે અને વાંચી શકાય તેમ છે. તે જ્ઞાનગમ્ય છે, ચક્ષુગમ્ય નથી. શુદ્ધાત્માને એની સાથે કશી લેવાદેવા નથી. તે એનાથી સંપૂર્ણ છૂટો જ છે. દરેકનું કાર્ય જુદું જુદું છે, છતાં ચારેયનાં કાર્ય સહકારથી થાય છે.

મન શરીરમાંથી બહાર ન નીકળે. તે જાતજાતનાં 'પેમ્ફલિટ્સ' (પત્રિકાઓ) દેખાડે. બહાર ભટકે છે તે ચિત્ત, તે જેમ છે તેમ ફોટા પાડે છે. બુદ્ધિ સલાહ આપે અને નિર્ણય કરી આપે. અહંકાર તેમાં સંમતિ આપે અને સહી કરે. એટલે કાર્ય થાય.

તમે સાન્તાક્રુઝમાં બેઠા છો. મન પત્રિકા બતાવે કે દાદર જવું છે. હવે ચિત્ત દાદર પહોંચી જશે, અને તેનો હૂબહૂ ફોટો જોઈ શકશે. પછી મન બીજી પત્રિકા બતાવશે કે ચાલો બસમાં જઈએ. એટલે ચિત્ત બસ જોઈ આવશે. પાછું મન ત્રીજી પત્રિકા બતાવશે કે 'ટૅક્સ'માં જ જઈએ. પછી ચોથી પત્રિકા દેખાડશે કે 'ટ્રેઈન'માં જઈએ. ચિત્ત અનુક્રમે બસ, 'ટૅક્સિ' અને 'ટ્રેઈન' બધું જ જોઈ આવશે. ત્યાર પછી ચિત્ત 'ટૅક્સિ' જ દેખાડ દેખાડ કરશે. છેવટે બુદ્ધિ નિર્ણય કરશે કે 'ટૅક્સિ'માં જ જવું છે. અહંકારની સંમતિ મળે એટલે કાર્ય તરત જ થઈ જશે.

મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર બધા જ પોતપોતાના ગુણધર્મમાં જ ચાલે છે. આમાં પોતે કહે કે, "મેં કર્યું" તો ચોંટયુ. આ બધા ગુણ-ધર્મો બરાબર ચાલે છે કે નહીં તેની તપાસ રાખ્યા કરવાની છે. 'પોતે' શુદ્ધાત્મામાં રહે તો કશો જ વાંધો આવે તેમ નથી. મન પત્રિકા (પૅમ્ફ્લિટ) બતાવે, ચિત્ત બહાર જઈ ફોટા પાડે, બુદ્ધિ નિર્ણય કરે અને અહંકાર સહી કરી આપે, એટલે બધું જ બરાબર ચાલે છે. એ એમના ગુણધર્મમાં રહે, અને શુદ્ધાત્મા પોતાના ગુણધર્મમાં રહે–જ્ઞાતાદષ્ટાપદમા રહે–તો કશો જ વાંધો આવે તેમ નથી.

જેમ જ્ઞેયો વધારે તેમ જ્ઞાતાની જ્ઞાનશક્તિ ગજબની ખીલે

## મન

મન તદ્દન પૌદ્‌ગલિક (physical), યાંત્રિક છે. મન શુ છે? મન તો એક ગ્રંથિ છે. તે ગાંઠોનુ બનેલું છે.

મન સૂક્ષ્મ છે–અણુ પણ નહીં ને પરમાણુ પણ નહીં, બન્નેની વચ્ચેની સ્થિતિ છે.

જે જે અવસ્થા ઊભી થાય તેમાં તન્મય થઈ જાય; એ અવસ્થામાં રાગ કે દ્વેષ કરે એટલે મન અવસ્થામાં 'અવસ્થિત' થાય છે. તે કારણ–મન રૂપે તૈયાર થાય છે. તેનું જે ફળ આવે છે તે 'વ્યવસ્થિત' ફળ આપે છે. તે કાર્ય–મન રૂપે હોય છે.

જ્યારે મન 'વ્યવસ્થિત'ના નિયમના આધારે સંયોગ મળતાં ફૂટે છે, ત્યારે તેને વિચાર કહેવાય છે. વિચાર ઉપરથી સમજી શકાય કે શેની ગાંઠ પડેલી છે.

જેની ગાંઠ મોટી તેના વિચાર વધારે આવે, અને જેની ગ્રંથિ નાની તેના વિચાર જૂજ આવે. દાદા કહે છે : "અમારામાં એકેય ગાંઠ ના હોય. અમે નિર્ગ્રંથ કહેવાઈએ."

જ્યારે ગમતા વિચારો આવે છે ત્યારે ભ્રાંતિથી એમ લાગે છે કે,

"હું કેવા સારા વિચાર કરું છું !" જ્યારે ખરાબ વિચારો આવે છે ત્યારે વિચારમાં પડી જાય, અને કહે, "મને ખરાબ વિચાર આવે છે." જો પોતે જ વિચાર કરતો હોય, વિચાર કરવાની પોતાની સત્તા હોય, તો સૌ કોઈ ગમતા જ વિચાર કરે. પણ તેમ બને છે ખરું ? ના. એ તો સારા-માઠા વિચારો, તમારી ઇચ્છા હોય કે ના હોય, પણ સહેજતઃ આવ્યા જ કરવાના. એ તમારા હાથની વાત નથી.

મનની ગાંઠો જાતજાતની હોય. લોભની, માનની, કપટની, ક્રોધની ગાંઠો હોય. લોભના કરતાં માનની ગાંઠ સારી. લોભની ગાંઠ ધણીને પણ ખબર ન પડે. માનની ગાંઠ તો સામાને દેખાઈ જાય. તેથી એની કોઈ ટીકા કરી શકે એટલે માનની ગાંઠ છેદાય. લોભની ગાંઠ તો કદાચ કોઈ દહાડોય ખબર પડે, પણ કપટની ગાંઠની તો ક્યારેય ખબર ન પડે. લોભ અને ક્રોધની ગાંઠો પોતાને અને સામાને માર ખવડાવે.

ગાંઠમાંથી વિચાર જન્મે. ગાંઠ ફૂટે, અને જે ફૂટે તે વિચાર સ્વરૂપ છે. વિચારને પોતે વાંચી શકે. વિચાર તો ઉઠાડે, બેસાડે. આમ લઈ જાય, તેમ લઈ જાય, દોડાવે એને 'વિચાર' કહેવાય.

એક ઑફિસર હોય તે આ ભવે લાંચ લેતો હોય, પણ મનમાં એને એવા ભાવ થયા કરે કે, "આ લાંચ લેવાય છે તે ખોટું છે, આવું ક્યાં લેવાય છે !" તેનાથી આવતા ભવે ના લેવાય. ભાવની જ ભાંજગડ છે, વસ્તુની નહીં. ભાવ એ 'ચાર્જ' છે, અને હકીકત બને એ 'ડિસ્ચાર્જ' છે. એટલે દાદા કહે છે કે, "મન એ આગલા અવતારનો સંકુચિત ફોટો છે."

કામ કર્યે જાઓ. પરિણામ બધું 'વ્યવસ્થિત'ના હાથમાં છે. માટે વિચાર કરશો નહીં, ગભરાશો નહીં. વિચાર કરવાના નહીં, પણ વિચાર થાય તેને 'જોયા' કરવાના.

વિચાર મૂળતઃ શું છે ? તે મનની ગાંઠો છે. ત્યારે ગ્રંથિ મૂલતઃ શું છે ? પહેલાં જે વિચાર થયા તેમાં તમે ભેગા થયા, એટલે ગ્રંથિ પડી. જે વિચારમાં તન્મયાકાર થયા એની ગ્રંથિ પડે.

વિચારો મહીં પડેલી ગાંઠોમાંથી ફૂટે છે. 'એવિડન્સ' (પુરાવા) ભેગા થાય કે વિચાર ફૂટે. બ્રહ્મચારી જેવો દેખાતો હોય પણ રસ્તામાં સંયોગ ભેગો થાય કે વિષયનો વિચાર સ્ફુરે. આ જગતમાં જ્ઞાન એકલો જ પ્રકાશ છે. આ મારું અહિતકારી છે એવું સમજાય, હૃદયથી પસ્તાવો કરે તો એ ગાંઠ છેદી નાખે.

વિચાર પુદ્‌ગલ છે, અને વિચાર કરનારોય પુદ્‌ગલ છે. આત્મા નિર્લેપ, નિઃસંગ છે.

મન એ આપણો 'સ્ટૉક' (કોઠાર) છે. તે આખી જિંદગીનો 'સ્ટૉક' છે. ગઈ જિંદગીનો કાઢેલો છેલ્લો 'સ્ટૉક' (માલનો ભંડોળ) તે આ ભવમાં ઉદય પામે. હવે અત્યારે મહીં નવું મન બંધાઈ રહ્યું છે. જૂનું મન અત્યારે 'ડિસ્ચાર્જ' (ગલન) થાય છે, અને નવું મન બંધાઈ રહ્યું છે-'ચાર્જ' (પૂરણ) થઈ રહ્યું છે.

શરીરનું બધું નિયંત્રણ, પાંચ ઇન્દ્રિયોનું નિયંત્રણ મનના હાથમાં છે. મન આંખને કહે કે તારે આ જોવા જેવું છે એટલે આંખ તરત જોઈ લે, અને મન ના કહે તો આંખ જોતી હોય તો પણ બંધ થઈ જાય. ઇન્દ્રિયોના સ્વભાવ પ્રમાણે ઇન્દ્રિયો વર્ત્યા કરે, પણ મન કહે તેમ તેમને કરવું પડે.

મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એમનું શરીર પર પણ નિયંત્રણ છે. 'પોતાના' હાથમાં નિયંત્રણ આવે તો પછી ભ્રાંતિ તૂટે, અને પુરુષાર્થ ઉત્પન્ન થાય.

## મનનો સ્વભાવ

મનનો સ્વભાવ કેવો ? એને પોતાનાથી ઓછા સુખવાળાને બતાવીએ એટલે મનને વધારે સુખ લાગે.

એ તો એવું છે કે કોઈની પાસેથી જૂઠું બોલીને પાંચ રૂપિયા પડાવી લે, અને પાછો બહાર નીકળે તો કોઈને બે રૂપિયા આપી પણ દે. જેની

પર નિરંતર ફૂલવર્ષા કરતા હોઈએ તેની પર અભાવ ઉત્પન્ન કરી દે તેવું છે. માટે સજાગ, સચેત રહેવાની જરૂર છે. મનના ચલાવ્યા ના ચાલીએ. કબીરે કહ્યું છેઃ "મનકા હાંકા જો ચલે તાકા સર્વસ્વ જાય." મન તમને નચવે.

નવું નવું માગવું એ મનનો ખોરાક છે. ઘડીમાં કહે, "મિયાંને ચૈણ" ને ઘડીમાં કહે, "હિન્દુને ચૈણ." મનની ગતિ સમયે સમયે પલટાતી રહે.

મનનો સ્વભાવ જ એવો છે કે જ્યાં જાય ત્યાં સંસાર ઊભો કરે. હિમાલયમાં જાય, તો ત્યાં પણ સંસાર ઊભો કરે. જેને તે અડે તે પ્રદૂષિત થઈ જાય.

મનનો સ્વભાવ કેવો છે? "મને 'ડિપ્રેશન' (ઉત્સાહભંગ) આવ્યું" કહે, તો એક રતલને બદલે દસ રતલ બોજો થઈ જાય, અને "મને 'ડિપ્રેશન' (હતાશા) નથી જ", તો દસ રતલને બદલે એક રતલ બોજો થઈ જાય. રેડિયો વાગતો હોય, અને મહીં થાય કે, "અવાજથી ઊંઘ નહીં આવે", તો ઊંઘ ઊડી જાય; પણ અંદર થાય કે, "અવાજમાંયે ઊંઘ આવી જશે", તો આરામથી ઊંઘ આવે.

મન એના ગુણધર્મમાં રહે; એમાં આપણે હસ્તક્ષેપ ન કરવો. આપણે આપણા સ્વધર્મમાં રહેવાનું.

વિચાર આવ્યો કે હું પડી જઈશ એટલે પડયો. દાદા કહે છે : "રાત્રે મને વિચાર આવ્યો કે, 'આ ચાદર મેલી છે', પણ પછી 'એડ્જસ્ટ્મન્ટ' (તડજોડ) મૂકી દીધી કે તે એટલી સુંવાળી લાગે કે ના પૂછો વાત !" કોઈ મિત્ર માંદો હોય, તો એના વેર કહેવું પડે કે, "આની દવા કરો". મહીં વિચાર એવો હોય કે આ બચે એમ નથી. આવો અવળો વિચાર વધારે ઢીલા પાડી દે. વિચાર ચંચળ છે, પણ 'તમે' ચંચળ નથી, એ ધ્યાનમાં રાખવું.

પરમ દહાડે આપણો દીકરો 'કાર' લઈને ફરતો આપણે જોયેલો હોય અને આજે કોઈ કહે કે એ 'કાર' અથડાઇને લોચો થઈ ગયેલી છે તો અસર થઈ જાય. પણ પાછું કોઈ કહે કે ના, આ તો ગઈ કાલે જ વેચાઈ ગઈ છે એટલે પાછી તરત જ અસર મટી જાય, મનનો સ્વભાવ જ એવો

છે કે તેની પર અસર થઇ જાય.

ખરાબ વિચાર કરે અને સારા વિચાર પણ કરે. એટલે બન્ને જાતના વિચારો કરવા એ મનનો ધર્મ છે. અને વિચાર જ ના આવતા હોય તો એ ઍબ્સન્ટ–માઇન્ડેડ' (શૂન્યમનસ્ક) કહેવાય. ગાંડાને 'માઇન્ડ' હોય પણ તે છે 'ઍબ્સન્ટ–માઈન્ડેડ' !

આ ગોળની પાછળ માખી ફરફર કર્યા કરે એના જેવું મન એવી એક જગ્યાએ કશી ચીજની પાછળ ભમ્યા કરતું હોય એ 'ઓપન માઇન્ડ' (ખુલ્લું મન) ના કહેવાય. ' ઓપન માઇન્ડ ' જે વખતે જે હોય તેમાં એક તાલ હોય. હસવાની વખતે હસે, વાત કરવાની વખતે વાત કરે, ગાવાની વખતે ગાય, બધામા ખુલ્લું મન હોય.

## મનના પ્રકાર

મન બે પ્રકારનું–સ્થૂલ મન અને સૂક્ષ્મ મન. સૂક્ષ્મ મનને ભાવ–મન, અને સ્થૂલ મનને દ્રવ્ય–મન કહે છે કહોને કારણ-મન અને કાર્ય–મન. ભાવ-મન કારણ ઉત્પન્ન કરે છે, અને દ્રવ્ય–મન કાર્ય ( ઇફેક્ટ ) છે. ભાવ–મન 'ચાર્જ' સ્વરૂપે છે, અને દ્રવ્ય–મન 'ડિસ્ચાર્જ' સ્વરૂપે છે. ભાવ–મન પૂરણ અને દ્રવ્ય-મન ગલન.

'પોતે' શુદ્ધાત્મા થાય, સંપૂર્ણ નિષ્પક્ષપાતી થાય, તો જ ભાવ–મન શુ છે તે સમજાય. બાકી ભાવ–મન પાસે પહોંચી ના શકાય. જ્ઞાની પુરુષ તમારા ભાવ–મન આગળ દારો મારી આપે. એટલે નવું મન 'ચાર્જ' (પૂરણ) ના થાય પછી માત્ર 'ડિસ્ચાર્જ' (ગલન) મન જ રહે, અને તેનાં કાર્યો (ઈફેક્ટ્સ) ને જોવાના' અને જાણવાના'.

દ્રવ્યમન એ સ્થૂલ મન છે અને ભાવમન એ સૂક્ષ્મ મન છે. ભાવમન ફરે તો છૂટે; સ્થૂલ મન વખત ના ફર્યું તો વાંધો નથી. ભાવ પ્રમાણે દંડ આપવામા આવ છે. દ્રવ્યમા હિંસાનો વિચાર હોય, પણ ભાવમાં જુદુ હોય. એટલે ભાવ પ્રમાણે દંડ. દ્રવ્યના દોષનો દંડ મહદ્ અંશે અહીંનો અહીં મળી જાય છે. દ્રવ્ય મનને જે લોકો ફેરવવા જાય છે એ તો કયારેય ફરવુ

નથી. એટલે આપણે સ્થૂલ મનને બાજુએ મૂક્યું. સ્થૂલ ક્રિયાઓને બાજુએ મૂકી, દેહની તમામ ક્રિયાઓને બાજુએ મૂકી. દાદા કહે છે : "અમે સ્વરૂપ જ્ઞાન આપીએ પછી બધો ફેરફાર થાય, નહીં તો દ્રવ્યમનના ધક્કાથી જ માણસ ચાલ્યા કરે."

ભાવમનની કોઈનેય ખબર ના પડે. ભાવમન છે એવી ખબર પડે, પણ એ કઈ રીતનાં કામ કરે છે એની ખબર ના પડે.

## મન વશ કરી શકાય ?

મન તો ક્યારેય વશ થઈ શકે જ નહીં. મનને વશ કરવું એ મોટો વિરોધાભાસ છે. પોતે ચેતન છે અને મન અચેતન છે. એ તો ચેતન ચેતનનું કાર્ય કરે અને મનને મનનું કાર્ય કરવા દે તો જ પ્રશ્ન ઊકલે. હા, જાગ્રતિ રાખવાની કે મનના કાર્યમાં દખલ ન કરવી, તેમાં તન્મય ન થવું.

સંજોગ થતાં અંદરથી ચોરી કરવાની ગાંઠ ફૂટે, ત્યારે ચોરી કરવાનો વિચાર આવે. જો તમે એમ કહો કે, "મેં કેવી ચાલાકીથી ચોરી કરી !", એટલે ચોરીની ગાંઠને ખોરાક મળી જાય, મન તો એક ચલચિત્ર છે; તેમાં જે આવે તે 'જોવાનું' અને 'જાણવાનું', એમાં રડવાનું કે હસવાનું ના હોય. છેક મોક્ષે જવાના અંતિમ સમય સુધી મનનું ચલચિત્ર ચાલુ રહે છે, અને એ પૂરું થાય એટલે નિર્વાણ સાંપડે.

દાદા કહે છે : "અમારે અને વિચારને હાથ મિલાવવા પૂરતો જ સંબંધ હોય; શાદી ના કરી દઈએ." આ લગનમા માણસ દરવાજે ઊભો હોય, તો તેની પાસથી એક એક માણસ 'જે જે' કરતો જાય, તેમ જ્ઞાનીને મનની ગાઠ ફૂટે ને વિચાર સ્વરૂપે એક એક વિચાર આવે ને સલામ કરીને જાય, અને બીજો આવે, વિચારમાં પોતે તન્મય ના થાય.

કાર્ય-મન એ 'ઈફેક્ટ' છે, એટલે તેને રોકી ના શકાય, ફેરવી ના શકાય. તેની 'મશીનરી'માં આંગળી ન ઘાલવી.

જેના પર કાબૂ આણ્યો તે ઉપર ચઢી બેસે એવો નિયમ છે. મનને

જો આંતરવા જશો તો તે બમણા વેગથી દોડશે.

સમયે સમયે આવતા વિચારોને પોતે શુદ્ધાત્મ દશામાં રહીને સંપૂર્ણ જુદા રહીને 'જુએ' અને 'જાણે' તે જ 'નિર્વિચારી પદ' છે.

એવું છે કે જેને જેવી મનની ગાંઠ હશે તેવું તેને એ ચશે. લોભિયાને લોભની ગાંઠ હોય, દાનેશ્વરીને દાનની ગાંઠ હોય, તપસ્વીને તપની ગાંઠ હોય, ત્યાગીઓને ત્યાગની ગાંઠ હોય. તે ગાંઠ જ તેને ત્યાગ કરાવે છે, પણ તે કહે કે, "મેં ત્યાગ કર્યો." ગાંઠને તો 'જોવાની' અને 'જાણવાની'. 'તું' જુદો, તારી મનની ગાંઠ જુદી. મન આપણાથી જુદું એ તો પ્રત્યક્ષ વર્તાય.

એ ગાંઠ ફૂટે તો તમને અનુભવ થાય, અને વગર પૈસે જોવાની 'ફિલ્મ' મળે. એ જ્ઞેય અને તમે જ્ઞાતા. જેટલાં જ્ઞેય વધે તેટલી જ શુદ્ધાત્માની જ્ઞાન-શક્તિ વધે.

મનના દરેકે દરેક પર્યાયને 'જુએ' અને 'જાણે' એ મનઃપર્યાય જ્ઞાન. આપણે અચલ છીએ, અને વિચારો વિચલ છે. બન્નેય છૂટા છે. જ્ઞાતાજ્ઞેયના સંયોગ-સંબંધ સિવાય આપણને બીજો કોઈ સંબંધ નથી. મનમાં દબાણ કે તનાવ થવો; તે કેટલું ઊંચે ગયું કે નીચે ગયું, કેટલો ઉલ્લાસ આવ્યો કે કેટલી હતાશા આવી એ બધા પર્યાય જોવા જોઈએ.

દાદા કહે છે : "આ તો મનઃપર્યાય જ્ઞાન, તે આપણે દુકાને બેઠા હોઈએ તોયે આપણે જાણીએ કે નટુભાઈ માટે આવા પર્યાય અને લલ્લુભાઈ માટે આવા પર્યાય બતાવે છે, એટલે ત્યાં આગળ અમે ચેતીને ચાલીએ."

મન હંમેશાં જ્ઞાનથી બંધાય; બીજા કશાથી મન બંધાય એવું નથી. એકાગ્રતાથી મન જરા ઠેકાણે રહે, પણ તે કલાક અરધો કલાક રહે, પછી પાછું તૂટી જાય.

મનને ગાંઠો કહી છે. મનને પરાયું કહ્યું છે. મનને વશ કરવા તૈયાર થયા તો મન પણ સામે તૈયાર થશે. આપણે ગાંઠોનું કહ્યું, એટલે રહ્યું કશું ?

મન મનના ધર્મમાં હોય ત્યારે અવળા વિચાર આવે અને સવળા વિચાર પણ આવે, પણ એ એના ધર્મમાં છે. હવે 'પોતે' સવળા વિચાર આવે ત્યારે કહે કે, "મને કેવા સારા વિચાર આવે છે !" એટલે 'પોતે'

ભ્રાંતિથી તેમાં તન્મયાકાર થઈ જાય છે. અવળા વિચાર આવે એટલે 'પોતે' તેનાથી છૂટવા મથે અને ત્યારે કહે કે, "મારી ઈચ્છા નથી છતાંય આવા અવળા વિચાર આવે છે." સારા વિચાર આવે તો રાગનું બીજ પડે અને ખરાબ વિચાર આવે ત્યારે દ્વેષનું બીજ પડે. એટલે સંસાર ઊભો રહે.

આત્મા થયા પછી એ બધાંને 'પોતે' છૂટા રહીને 'જુએ' અને 'જાણે'

વિચાર આવે છે તેના આપણે જોખમદાર નથી, કારણ કે એ તો પહેલાંની ગાંઠો ફૂટે છે. મનની ગાંઠો 'જો જો' કરીએ પછી તે ઓગળતી જાય.

દેહ તો જરા જડ છે, અને થોડો ઠપકો આપો તો ચાલી શકે, પણ મનને તો સમજાવવું પડે. મન ચેતન-ભાવને પામેલું છે.

મન દબાવવા જેવી વસ્તુ નથી, તેમ ખુલ્લું મૂકવા જેવુંય નથી. ખુલ્લું મૂકવું એ ગુનો છે. બન્નેય ગુના ! મન શું કહે છે કે મને આતરશો નહીં. મન તો જ્ઞાને કરીને જ બંધાય.

મન ઉપર આપણો પ્રભાવ પડવો જોઈએ. પણ જે મનની પાસે આપણે ખોટું કામ કરતી વખતે મદદ લઈએ, તો પછી એ મન ઉપર આપણો પ્રભાવ શી રીતે પડે ?

મનના રોગ જાય તો પ્રકાશ થાય. મન તંદુરસ્ત થાય તો વાણી તંદુરસ્ત થાય, દેહ તંદુરસ્ત થાય. મન નિરંતર વશ રહ્યા કરે, આઘું પાછું ન થાય, ત્યારે રોગ મટ્યો કહેવાય. ઉપાય 'જ્ઞાન' છે.

આપણે તો વિચારોને કહીએ કે, "આવો તમારે જેટલા આવવું હોય તેટલા આવો." મનમાં જે વિચાર ઉદ્ભવે છે તે તો અંદર જે સંચિત છે તે બહાર નીકળે છે, અને એ નીકળે છે એને 'નિર્જરા' કહેવાય છે. નિર્જરા ક્યારે થાય છે ? કે આપણે શુદ્ધાત્મામાં રહીએ તો. તન્મયાકાર થાય તો કર્મો ચીકણાં થાય. જાતજાતના વિચાર આવે તે 'જોયા' કરવાના અને 'જાણ્યા' કરવાના.

મનને ફટવ્યા પછી સ્થિરતા માગે તો તે કદી સ્થિર રહે ? એ તો મનને પાન કે બીડી એ જ હોય, પણ આ તો ફટવીએ— " રેડિયો લો,

ફ્રિઝ લો, ટેલિવિઝન લો." મનને ફટવ્યા પછી પાંસરું ના થાય. મનને ના ફટવશો, બીજા બધાને ફટવજો. મન તો રાતદહાડો જોડે જ રહે. ફટવેલું મન રાગે ના પડે.

સામાયિકથી જે બહુ મોટી ગ્રંથિ હોય, જે બહુ હેરાન કરતી હોય તે ઓગળી જાય.

વિચાર સહજ આવે ત્યારે તમારે કશું જ કરવાનું નથી. એની મેળે બધું જ થઇ જાય. 'તમારે' 'જોયા' કરવાનું કે શું થઇ રહ્યું છે. એની મેળે બધું જ થઈ જશે.

જે વિચારો આવે છે તે જવા માટે અને આપણે 'શુદ્ધાત્મા' છીએ. બાકી વિચારો બંધ થાય નહીં. એ તો એવી વસ્તુ છે કે પાણીની ટાંકીમાં હોયને ત્યાં સુધી એમાંથી ઝમ્યા જ કરે. એટલે માલ છે ત્યાં સુધી નીકળશે, પછી કશુંય નહીં. વિચારોને જે જોનાર છે એ આત્મા છે. વિચારો ખરાબ કે સારા હોતા નથી. આ તો આપણે ભેદ પાડીએ છીએ, ભગવાનને ત્યાં ભેદ નથી. બધા જ વિચારો જ્ઞેય છે. તમે જ્ઞાતાદૃષ્ટા રહેશો તો નવાં બીજ નહીં પડે. એટલે ધીમે ધીમે બધી ગાંઠો ખલાસ થઈ જવાની. વિચાર સાથે તન્મયાકાર કદી પણ ન થવું.

ભગવાન મહાવીરને પણ ઠેઠ સુધી વિચાર રહેવાના, પણ તેમના વિચાર કેવા હોય કે સમયે સમયે એક વિચાર આવે ને જાય. એને નિર્વિચાર કહી શકાય. કોઈ જગ્યાએ અટકે નહીં. એમની મનની ગ્રંથિ બધી ખલાસ થઈ ગયેલી હોય, એટલે એમને વિચાર હેરાન ના કરે.

મન તો છેલ્લા અવતારમાંય ક્ષણે ક્ષણે ચાલ્યા કરતું હોય, ત્યારે ફક્ત ગાંઠોવાળું મન ના હોય. જેવા ઉદય આવે તેવું હોય.

## બુદ્ધિ શું છે ? બુદ્ધિ અને જ્ઞાન

બુદ્ધિ એ 'ઈન્ડિરેક્ટ' (પરોક્ષ) પ્રકાશ છે, અને તે અહંકારના માધ્યમ દ્વારા આવે છે જ્ઞાન એ આત્માનો 'ડિરેક્ટ' (પ્રત્યક્ષ) પ્રકાશ છે. જેમ છે

તેમ દરઅસલ દેખાડે તે જ્ઞાન. બુદ્ધિ પરપ્રકાશક છે, સ્વયં પ્રકાશક નથી. જ્યારે જ્ઞાન સ્વયંપ્રકાશક છે. સૂર્ય સ્વ-પ્રકાશક છે, જ્યારે ચંદ્ર પરપ્રકાશક છે. સૂર્યનો 'ડિરેક્ટ' (સીધો) પ્રકાશ એ 'ડિરેક્ટ' (સાક્ષાત્) જ્ઞાન જેવું છે. સૂર્યનો પ્રકાશ અરીસા પર પડે, અને અરીસાનું પ્રતિબિંબ ઓરડીને પ્રકાશ આપે એ 'ઇન્ડિરેક્ટ' (પરોક્ષ) પ્રકાશ છે. આત્મા સ્વ-પર પ્રકાશક છે અને બુદ્ધિ પર-પ્રકાશક છે.

જગતના બધા જ વિષયોનું જ્ઞાન હોય, પણ તેમાં અહંકાર હોય, તો તે બુદ્ધિમાં સમાય. બુદ્ધિજન્ય જ્ઞાન યા અહંકારી જ્ઞાન ક્યારે શૂન્ય થઈ જાય તેનો ભરોસો નહીં.

બુદ્ધિ એ પ્રાકૃત ગુણ છે, સ્વ-ગુણ નથી. દર્શન એ સ્વ-ગુણ છે, આત્માનો ગુણ છે. દાદા કહે છે : "અહંકારી જ્ઞાન તે બુદ્ધિ અને નિરહંકારી જ્ઞાન તે જ્ઞાન." બુદ્ધિ ભેદ પાડે, 'મારું'-'તારું' કરાવે, જ્યારે જ્ઞાન અભેદ કરાવે. તમામ શાસ્ત્રનું જ્ઞાન જાણે, પણ પોતાને ના જાણે એ અહંકારી જ્ઞાન, એને 'બુદ્ધિ' કહી. સ્વરૂપનું જ્ઞાન જાણે તો નિરહંકારી જ્ઞાન થઈ જાય, અને એને 'જ્ઞાન' કહેવાય.

બુદ્ધિ છે ત્યાં સુધી અહંકાર છે, અને અહંકારવાળી બુદ્ધિ છે તે અસ્વસ્થ કરાવડાવે.

આત્મા એ પ્રકાશ છે અને બુદ્ધિ પણ પ્રકાશ છે. બુદ્ધિ એ 'ઇન્ડિરેક્ટ' (પરોક્ષ) પ્રકાશ છે, અને આત્મા એ 'ડિરેક્ટ' પ્રકાશ છે. 'ઇન્ડિરેક્ટ' પ્રકાશ એટલે સૂર્યનું અજવાળું અરીસા ઉપર પડ્યું અને અરીસામાંથી પ્રકાશ રસોડામાં પડ્યો.

આ 'ઇન્ડિરેક્ટ' પ્રકાશ થયો. એવી રીતે આત્માનો પ્રકાશ અહંકાર ઉપર પડે છે અને ત્યાંથી બહાર નીકળે છે તે બુદ્ધિ થઈ. અરીસાની જગ્યાએ અહંકાર છે અને સૂર્યની જગ્યાએ આત્મા છે. એટલે અહંકારના માધ્યમથી બુદ્ધિ ઊભી થઈ છે. અહંકારનું માધ્યમ ખલાસ થઈ જાય તો બુદ્ધિ રહે નહીં. પછી 'ડિરેક્ટ' પ્રકાશ આવે. અહંકાર અને બુદ્ધિને ખલાસ કરવાની રહી. આત્મા પોતાના ધર્મમાં આવે તો બન્ને નીકળી જાય.

## બુદ્ધિના પ્રકાર

બુદ્ધિના બે પ્રકાર-સમ્યક્‌બુદ્ધિ અને વિપરીત બુદ્ધિ. સમ્યક બુદ્ધિ એટલે સવળી બુદ્ધિ. વિપરીત બુદ્ધિ એટલે મોક્ષ માટે વિપરીત.

સમકિત થયા પછી જ સમ્યક્ બુદ્ધિ ઉત્પન્ન થાય, અને તે પછી સવળું જ દેખાડે- 'જેમ છે તેમ' દેખાડે.

મહિનામાં બે અડચણ આવી હોય પણ રોજ ભો લાગે એ જ વિપરીત બુદ્ધિ.

## બુદ્ધિનું કાર્ય

બુદ્ધિ સંસારાનુગામી છે, એટલે કે સંસારનું હિતાહિત રાખનારી છે, મોક્ષનું નહીં. લક્ષ્મી પુણ્યથી આવે છે, બુદ્ધિ વાપરવાથી નથી આવતી.

બુદ્ધિ હોય ત્યાં "હું કરું છું" એવો અહંકાર હોય જ, અને તેથી ચિંતા રહ્યા કરે. જેમ જેમ બુદ્ધિ વધે તેમ તેમ બળાપો વધતો જાય.

બુદ્ધિની જરૂર કેટલી ? જ્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી. પણ તે કેટલી ? સંસારમાં પથરા નીચે આંગળી ફસાઈ ગઈ હોય, તો તેને કળથી કાઢી લેવા પૂરતી જ, અને ફરી આંગળી ના આવી જાય તેટલા પૂરતી જ બુદ્ધિ વપરાય. પૈસા કમાવા કે કોઈને છેતરવા બુદ્ધિનો ઉપયોગ ન કરાય. તેમાં જોખમ છે.

બુદ્ધિ તો સંસારમાં જ્યા જ્યાં એની જેટલી જરૂર એટલો એનો સહજ પ્રકાશ આપે જ છે, અને કામ થઈ જાય છે, પણ આ તો વિપરીત બુદ્ધિ વાપરે છે કે વખતે સાપ કરડી જશે તો !

બુદ્ધિ તો જબરજસ્ત માર ખવડાવે. જો ઘરમાં કોઈ બીમાર થયું હોય ને બુદ્ધિ દેખાડે કે આ મરી જશે તો ! બસ, થઈ રહ્યું ! આખી રાત બુદ્ધિ રડાવે.

સ્વચ્છંદ એટલે બુદ્ધિભ્રમ. પોતે પોતાની સમજણે ચાલે તે સ્વચ્છંદ;

તે શુભ કે અશુભ કાર્યમાં હો કે શાસ્ત્ર વાંચવામાં હો. જો એક અવળી સમજણ શાસ્ત્ર વાંચતાં ઉત્પન્ન થાય તો અનંત અવતાર ભટકવું પડે. માટે સ્વચ્છંદથી ચેતતા રહેજો.

ખરી રીતે વસ્તુમાં સુખ કે આનંદ છે જ નહીં. નવી મોટર પર કોઈ ચાર લીટી કરે તો? ગોબો પડે તો? બુદ્ધિ ગ્રાહ્ય જે જે સુખ છે તે અંતે દુઃખપરિણામી છે. વસ્તુના આકર્ષણપણાને લીધે બુદ્ધિ તેમાં સુખનું આરોપણ કરે છે.

ખરી રીતે તો 'વ્યવસ્થિત' જ બધું કરે છે, છતાં બુદ્ધિ ડખો કરાવે છે.

મોક્ષે જવું હોય, તો બુદ્ધિ કામની જ નહીં. બુદ્ધિ તો સંસારમાં રઝળપાટ કરાવનારી છે. જ્યાં જાય ત્યાં નફો-તોટો દેખાડે. ગાડીમાં બેસવામાંય બુદ્ધિ વપરાય કે અહીં બેસું તો નફો છે ને ત્યાં ખોટ છે. બુદ્ધિની આગળ ગયા વિના છૂટકો જ નથી. ત્યાં સુધી મોક્ષ સંભવિત નથી.

આત્મા સહજ સ્વરૂપે જ છે, પણ પ્રકૃતિ સહજ થાય ત્યારે એ સહજ રહે. પ્રકૃતિ સહજ ક્યારે થાય? બુદ્ધિબહેન વિશ્રાંતિ લે ત્યારે પ્રકૃતિ સહજ થાય. આ કૂતરું દેખ્યું, તો બુદ્ધિ કહેશે, "કાલે પેલાને કરડેલું તે આય એવું જ કૂતરું દેખાય છે, મને કરડો જશે તો?" ભલા, એના હાથમાં શી સત્તા છે? 'વ્યવસ્થિત'માં હશે તો કરડશે. બુદ્ધિ, તું બાજુએ બેસ ને! બુદ્ધિ તો શંકા કરાવે. આપણે તો નિઃશંક રહેવું.

જેમ બુદ્ધિ વધે તેમ સ્મૃતિ વધે, તેમ બળાપો વધે. બુદ્ધિ ની વાત જ માનવી ન જોઈએ. બુદ્ધિ 'સેન્સિટિવ' (સંવેદિત) કરે, 'ઈમોશનલ' (લાગણી-વશ) બનાવી દે. બુદ્ધિ 'ટ્રિક' (પેચ) કરતાં શીખવે. 'ટ્રિક' એટલે પોતાની બુદ્ધિથી સામાને યુક્તિથી છેતરવો તે.

દાદા કહે છે : "બુદ્ધિથી આ કશું જ કરવાની જરૂર નથી, સહેજ-સહેજમાં પ્રાપ્ત થાય એવું આ જગત છે." આ સામે બહારવટિયો આવે તો "મારું શું થશે?" એવો વિચાર માણસને આવે. એટલે તે નિરાશ્રિત છે. "હું કેની રીતે ચલાવીશ? મારા વગર ચલાવશે જ કોણ?" એવી જે ચિંતા કરે છે એ બધાં જ નિરાશ્રિત છે. જુઓ, જનાવરો કેવાં ભગવાનનાં આશ્રિત છે!

બુદ્ધિનું કામ શું કે નફો અને ખોટ બતાવે. તમે ગાડીમાં બેસો કે તરત બુદ્ધિ દેખાડે કે પેલી જગ્યા સારી છે, અને દુકાનમાં પેસો ત્યાંય નફો-તોટો બતાવે.

બુદ્ધિ ડખોડખલ કર્યા કરે તો તેનાથી અવળું જોવું. બુદ્ધિનો સ્વભાવ જ છે કે તે તમને સંસારની બહાર નીકળવા ના દે. એટલે એના તરફથી દૃષ્ટિ ફેરવી લેવી. આપણને રસ્તામાં કોઈ ના ગમતો માણસ ભેગો થાય તો આપણે મોઢું ફેરવી લઈએ છીએ ને!

દાદા કહે છે : "લોક મને કહે છે, 'તમે બુદ્ધિ શી રીતે કાઢી નાખી?' ન્યાય ખોળ્યો નહીં એટલે બુદ્ધિ જતી રહે. ન્યાય ખોળીએ અને ન્યાયને આધાર આપીએ તો બુદ્ધિ ઊભી રહે." વ્યવહારમાં શ્રદ્ધા રાખવાની કે જે બને છે તે ન્યાય છે.

## બુદ્ધિનો આશય

જે જેવું બુદ્ધિના આશયમાં ભરી લાવ્યો હોય તેવું જ તેને મળે. બુદ્ધિના આશયમાં લક્ષ્મી પ્રાપ્ત કરવી છે એમ ભરી લાવ્યો એટલે તેનું પુણ્ય તેમાં વપરાયું, તો લક્ષ્મીના ઢગલા થાય. કોઈ બુદ્ધિના આશયમાં લક્ષ્મી પ્રાપ્ત કરવી છે એવું લઈને આવ્યો, પણ તેમાં પાપ કામે લાગે, તો લક્ષ્મી મોઢું જ ના દેખાડે. બધો ચોખ્ખે ચોખ્ખો હિસાબ!

આત્મધર્મ માટે જ બુદ્ધિનો આશય રાખો. અત્યારે તમને જે પ્રાપ્ત છે તે ભલે હો! પણ હવે આશય બદલો. તેને મોક્ષગામી બનાવો.

મારે તો બસ ભણવામાં જ આગળ આવવું છે એવો બુદ્ધિનો આશય હોય તો એવું જ ફળ આપે. કોઈને એમ હોય કે મારે ભક્તિમાં આગળ આવવું છે, તો તેવું ફળ પ્રાપ્ત થાય. બુદ્ધિના આશયમાં એવું હોય કે મને ઝૂંપડામાં જ ફાવશે તો પછી કરોડ રૂપિયા હોય તો પણ તેને ઝૂંપડી વગર ગમે નહીં અને કોઈને બુદ્ધિના આશયમાં મને બંગલા વગર ફાવે નહીં એવું હોય, તો તેને પાંચ કરોડ રૂપિયાનું દેવું હોય તોય બંગલામાં જ રહેવાનું ગમે. બુદ્ધિના આશય પ્રમાણે જ અંદર

બરાબર ગોઠવાઈ ગયેલું હોય.

બુદ્ધિના આશયમાં નોકરી કરવાની નહીં કે "બસ, નોકરી નહીં કરું" તો નોકરી કરવાની ના આવે. એટલે બુદ્ધિના આશય અનુસાર બધું થયા કરે છે.

## બુદ્ધિના આશયનો આધાર

બુદ્ધિનો આશય છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને આધીન છે. એમાં પોતાનું કર્તાપણું નથી. કર્તાપણું માનવામાં આવે, પણ એ ભ્રાંતિ છે—ઝાંઝવાનું જળ છે. બુદ્ધિના આશય પ્રમાણે બધું ભેગું થાય—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ બધું ભેગું થાય. કોઈને કશું કરવું ના પડે. બુદ્ધિના આશયમાં ચોરી કરવાનું હોય અને તેની પાછળ પુણ્ય હોય તો બધું આપોઆપ ભેગું થઈ જાય. સામે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ બધું ભેગું થાય ત્યારે તે પ્રમાણે બુદ્ધિનો આશય ઊભો થાય.

## અબુધ

જ્ઞાન–પ્રકાશ મળ્યા પછી બુદ્ધિને નિવૃત્તિ આપી દેવી જોઈએ. સ્વરૂપ જ્ઞાન એવું છે કે તેમાં બુદ્ધિની જરૂર નથી. બુદ્ધિને તરછોડ મારવાની નથી, કારણ કે એકેય તરછોડ હશે ત્યાં સુધી મોક્ષ પ્રાપ્ત નહીં થાય. માટે તેને સમજાવી, પટાવીને ' પેન્શન ' (જિવાઈ) આપીને વળાવી દો. જો તમારે મોક્ષે જવું હોય તો બુદ્ધિનું જરાય સાંભળશો નહીં, જગતના લોકોનું કામ બુદ્ધિ ચલાવે છે, જ્યારે જ્ઞાનીઓનું 'વ્યવસ્થિત' ચલાવે છે. દાદા કહે છે કે, " અમે અબુધ છીએ " અબુધના સંગથી અબુધ થવાય.

જેની બુદ્ધિ ઓછી હોય તેનું હૃદય કૂણું–કોમળ હોય.

જ્ઞાની પાસે બેસીને, પ્રશ્નો પૂછીને, વાતચીત કરીને, સમાધાન મેળવીને બુદ્ધિ સમ્યક્ થતી જાય. પછી તમારે બુદ્ધિ જ નહીં રહે. બુદ્ધિનો અભાવ થવા માટે ઘણો સમય લાગે, પણ તે પહેલાં બુદ્ધિ સમ્યક્ થવી જોઈએ.

# ચિત્ત

## ચિત્ત એટલે શું ?

" ચિત્ત ચમક્યું, હું તું તે ટળ્યું. " –અખો

અંતઃકરણનું ત્રીજું અંગ ચિત્ત છે. બેઠા બેઠા અમેરિકાની 'ફિલ્મ' જેમ છે તેમ દેખાડે એ ચિત્ત છે. મન આ શરીરની બહાર ન જાય. જે જાય છે તે ચિત્ત અને બહાર ભટક્યા કરે તે અશુદ્ધ ચિત્ત. શુદ્ધ–ચિત્ત એ જ શુદ્ધ આત્મા.

ચિત્ત એટલે જ્ઞાનદર્શન. શુદ્ધ ચિત્ત એટલે જ્ઞાન+શુદ્ધદર્શન. અશુદ્ધ ચિત્ત એટલે જ્ઞાન+અશુદ્ધ દર્શન. ચિત્ત એટલે જ્ઞાન અને દર્શન ભેગાં કરવાથી જે ભાવ ઉત્પન્ન થાય તે. ચિત્તની શુદ્ધિ કરવી એટલે જ્ઞાન–દર્શનની શુદ્ધિ કરવી. જ્ઞાન અને દર્શનને ભેગું બોલવું હોય તો 'ચિત્ત' બોલવું પડે.

અહીં બેઠા હોઈએ અને પરદેશમાં જોઈ આવે, ઘરબાર બધું જોઈ આવે. એ 'જોઈ' આવવાનો, 'જાણી' આવવાનો સ્વભાવ એ ચિત્તનો છે. ચિત્ત દર્શન વત્તા જ્ઞાન છે. તે દેશપરદેશનો પ્રવાસી છે, ફોટોગ્રાફર છે, અને આવતા ભવનો ચિત્રપટદર્શક અને નિર્માતા છે.

ચિત્ત મિશ્રચેતન છે, એ ખરેખર શુદ્ધ ચેતન નથી, અને મન તો બિલકુલ જડ છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ બધામાં ચિત્ત એ મિશ્રચેતન છે, અને પેલાં બાકીનાં તો સ્વભાવે પુદ્ગલ છે. ચિત્ત એ જ્ઞાન-દર્શન છે, અને એ શુદ્ધ થઈ જાય તો શુધ્ધાત્મા થઈ જાય.

દાદા કહે છે: "ચિત્ત એ તો 'રેલટિવ' -આત્મા (વ્યવહાર-આત્મા) છે. ચિત્ત ઠેકાણે બેસે એટલે આખો 'રેલટિવ'-આત્મા (વ્યવહાર-આત્મા) સ્થિર થાય."

દાદાએ તો મહાત્માઓને 'રિયલ' -આત્મા (દરઅસલ આત્મા) આપ્યો જ છે!

## ચિત્તનું કાર્ય

અનાદિ કાળથી ચિત્ત નિજ ઘર ખોળે છે. તે ભટકયા જ કરે છે, તે ભાતભાતનું જોયા કરે છે. એટલે ભાતભાતનું જ્ઞાનદર્શન ભેગું થાય છે. ચિત્તવૃત્તિ જે જે જુએ એનો સંગ્રહ કરે છે, સ્મૃતિમાં સાચવે છે, અને વખત આવ્યે આમ છે, તેમ છે એમ દેખાડે છે.

જો ચિત્ત જે કંઇ જુએ તેમા ચોંટી જાય તો તેનાં પરમાણુઓ ખેંચે છે, અને પરમાણુઓ ભેગાં થઈ તેની ગ્રંથિઓ બંધાય છે, જે મન સ્વરૂપ છે. ચિત્તવૃત્તિનું બંધન ગયું એ જ મોક્ષ છે.

ચિત્તવૃત્તિઓ જેટલી જેટલી જગ્યાએ ભટકે તેટલી તેટલી જગ્યાએ દેહને ભટકવું પડે.

ચિત્ત સ્વ-ઘરને શોધે છે. તે જે જુએ તેમાં સુખ શોધે છે. જ્યાં આગળ ચિત્ત સ્થિર થાય ત્યાં અંતઃકરણનો બીજો ભાગ શાંત રહે. તેથી સુખનો અનુભવ થાય. પણ સ્થિર રહે કેટલી વાર? પાછું ચિત્ત બીજે જાય. એટલે તેને બીજામાં સુખ લાગે, અને પહેલું દુઃખદાયક થઈ પડે. જે બાહ્ય સુખ ખોળે છે તે પારિણામિક દુઃખદાયક છે, કારણ બુદ્ધિ તેમાં આરોપ કર્યા વગર રહે જ નહીં કે આમાં સુખ નથી. એટલે પાછું ચિત્ત ભટકે. જ્યાં સુધી ચિત્તવૃત્તિ નિજ ઘરમાં સ્થિર ન થાય ત્યાં સુધી આનો

અંત આવે તેમ નથી. સાચું સુખ ચાખે તો કલ્પિત સુખ આપોઆપ મોળાં પડી જાય. પછી જે ભટકે છે તે અશુદ્ધ ચિત્ત, અને તેને જેમ છે તેમ 'જોનાર' અને 'જાણનાર' શુદ્ધ ચિત્ત. અશુદ્ધ ચિત્તના પર્યાય પછી ધીમે ધીમે ઓછા થતા થતા બંધ થઈ જાય, અને પછી કેવળ શુદ્ધ ચિત્તના પર્યાય રહે. તે જ 'કેવળ જ્ઞાન'.

ચિત્ત હંમેશ ફોટા પાડે, ઝાંખા કે ચોખ્ખા. તમે જેવા ફોટા પાડશો તેવી 'ફિલ્મ' પડશે. તે 'ફિલ્મ' પાછી જોવી પડશે, ભોગવવી પડશે. માટે ફોટા પાડો તો સારા પાડજો.

## ચિત્તનો સ્વભાવ

ચિત્ત પોતાની ગમતી જગ્યાએ અને ભયની જગ્યાએ વિશેષ ભટકે છે. બપોરે ઓરડીમા સાપ જોયો હોય તો સૂતી વખતે પણ તે યાદ આવે. ચિત્તને ભય લાગે છે ત્યારે તે ત્યાંનું ત્યાં જ જાય છે. જડ પણ નહીં અને ચેતન પણ નહીં એવું મિશ્ર-ચેતન—અશુદ્ધ ચિત્ત ગમે ત્યાં ભટકે છે.

પૂર્વે જે જે પર્યાયોનું ખૂબ વેદન કર્યું હોય તે અત્યારે વધારે આવે. ચિત્ત ત્યાં ચોંટી રહે, કલાકોના કલાકો રહે. ત્યાં આગળ બહુ ભારે બીજ પડે. જે પર્યાયો પાતળા થઈ ગયા હોય તેની ચોટ ચિત્તને વધારે ના રહે. ચોંટે, પણ છૂટું પડી જાય.

પહેલાં કોઈ અવસ્થામા ચિત્ત એકાગ્ર થયું હોય, તો તે તેમાં ને તેમા રહે. એટલે અવસ્થાથી બંધાયેલાનો બોજો રહે, અને ચા પીતા હોઈએ ત્યારે પણ એ બોજા નીચે ચા પીવાય.

વ્યવહારમાં તો ચિત્ત એ જ ચેતન છે. તેની હાજરી દરેક કાર્યમાં રહેવી જોઈએ. ખાતા હોઈએ અને ચિત્ત હાજર ના હોય તો તે ખાધેલું શું કામનું ?

જે ચિત્તને ડગાવે તે બધા જ વિષય છે. જે જે વસ્તુમાં- ચિત્ત ગયું

તે બધા જ વિષય છે. ભજિયાં ખાધાં તેનો વાંધો નથી, પણ તેમાં ચિત્ત ચોંટ્યું, અને પુનઃ પુનઃ તે યાદ આવ્યા કરે તે વિષય છે.

## ચિત્ત પ્રતિ અભિગમ

જમવાની થાળી આવે તો એકચિત્તે શાંતિથી જમજે. ચિત્ત ઠેકાણે હશે તો સ્વાદિષ્ટ લાગશે, અને બેચિત્ત હઈશ તો બત્રીસ ભાતનું ભોજન ભાવશે નહીં. કૂતરું પણ ખાતી વખતે રસાક્રાંત થઈ પૂંછડી પટપટાવે છે. બધાંય જાનવરોનું ચિત્ત ખાય છે ત્યારે ખાવામાં જ હોય છે. જ્યારે ચિત્ત ખાતી વખતે ઑફિસ, દવાખાનું કે કારખાનામાં હોય તો એનું પરિણામ રક્ત-દબાણ કે હૃદય-હુમલામાં આવે. બેચિત્તથી ખાય છે તેથી મહીં નસો બધી સજ્જડ થઈ જાય છે. જમતી વખતે ચિત્તને હાજર રાખવાનું, એટલે ખબર પડે કે ભજિયાંમાં મીઠું વધારે છે કે ઓછું, મરચું વધારે છે કે ઓછું. આ તો ચિત્તની ગેરહાજરીમાં જમે તે ખબરેય ના પડે કે આ ગોળની છે કે ખાંડની! ભલા, સંયોગ જે અત્યારે ભેગો થયો છે તેને સારી રીતે ભોગવ. ચિત્ત ગેરહાજર હોય ત્યારે જમશો નહીં.

આ વિચારનો પ્રચાર થાય તો ઘણા રોગ ઓછા થાય. દાદા કહે છે: "જેનું ચિત્ત કોઈ જગ્યાએ જાય નહીં તેને નમસ્કાર." જો ચિત્ત પાસે જ રહે તો બહુ શક્તિ વધે.

આખું જગત અનંત-ચિત્તમાં પડ્યું છે. આજે તો વેપારીઓ, સંન્યાસીઓ અનેક-ચિત્તમાં છે. એક-ચિત્ત જોવા મળતું નથી. "આ મારા કાકા, આ મારા માસા, આ મારી સાસુની કાકીની દીકરી" એ 'અનંત-ચિત્ત' થઈ ગયું. આ અનંત-ચિત્ત થવાથી બધું યાદેય રહે.

અનંત-ચિત્ત તો છે જ. એમાંથી અનેક-ચિત્તમાં આવો. અનેક-ચિત્તમાંથી એક-ચિત્તમાં આવો. આપણું 'જ્ઞાન' છે તેનાથી એક ચિત્ત ભણી જવાય. આ અનંત-ચિત્તમાથી અનેક-ચિત્તમાં એટલે શું કે આપણી ગણતરી થાય કે અહીં અહીં ચિત્ત ગયું.

એક-ચિત્ત વિરલ છે. આખું જગત ચિત્તને એકાગ્ર કરવા માટે

ફાંફાં મારે છે, પણ એ શુદ્ધ થાય તો જ એકાગ્ર થાય. 'જ્ઞાની' મળે તો જ ચિત્ત શુદ્ધ થાય. ચિત્તની નિર્મળતા સારી હોય તો ભણતર એક ફેરો વાંચે ને યાદ રહી જાય.

ચિત્તને જ્યાં મોકલવું હોય ત્યાં જાય. પગે મચ્છરાં કરડે તે છો ને કરડે, ચિત્તને ત્યાંથી ખેંચી લઈએ એટલે વાંધો ન આવે. અને હિસાબ વિના કોઇ કરડે છે ?

ચિત્તને પોતાના સ્વરૂપમાં રાખવાનુ છે. જે નિરંતરનું હોય એમાં ચિત્ત રાખો. તેને સનાતન વસ્તુમાં રાખવાનુ છે. મંત્રો એ સનાતન વસ્તુ નથી. એક આત્મા સિવાય આ જગતમાં કોઇ વસ્તુ સનાતન નથી. સનાતન વસ્તુમા ચિત્ત બેસી ગયું, પછી તે ભડકે નહી, અને ત્યારે એની મુક્તિ થાય. મંત્ર-જાપમા ચિત્ત કયાં સુધી રહે ? આ જપ-યોગની જરૂર છે ખરી, પણ જ્યાં સુધી સનાતન વસ્તુ ના મળે ત્યાં સુધી. ચિત્ત સનાતનમાં મળી ગયું એ શુદ્ધ ચિત્ત થઈ ગયું. એટલે વિદેહી થઈ ગયા.

શુદ્ધાત્માને શું કહેવાય? શુદ્ધ ચિદ્રૂપ. જેનું જ્ઞાન-દર્શન શુદ્ધ થયુ છે એવું જે સ્વરૂપ પોતાનું તે જ શુદ્ધ ચિદ્રૂપ. શુદ્ધ ચિદ્રૂપ અને શુદ્ધાત્મા એક જ શબ્દ છે. દાદા કહે છે; "અમે સ્વરૂપનું જ્ઞાન આપીએ ત્યારે તમારું ચિત્ત સંપૂર્ણ શુદ્ધ થઈ જાય છે."

ચિત્ત એકલું જ ભટકવાનું, પછી શુદ્ધ થાય એટલે ભટકે નહીં. અશુદ્ધ ચિત્ત ભટક ભટક કરે. અષ્ટાવક્રગીતા ઉદ્‌બોધે છે : "જ્યારે ચિત્ત કોઈ પણ દષ્ટિમાં -વિષયોમાં આસક્ત થઈ જાય છે ત્યારે બંધન થાય છે. જ્યારે ચિત્ત બધીય દષ્ટિ અર્થાત્ વિષયોમાથી અનાસક્ત થઈ જાય છે ત્યારે મોક્ષ થાય છે." ૮ : ૩ "જ્યારે ચિત્ત ઈચ્છા નથી કરતું, શોક નથી કરતુ, છોડી નથી દેતું, ગ્રહણ નથી કરતુ , હર્ષ નથી પામતું કે કોપ નથી કરતુ ત્યારે મોક્ષ થાય છે." ૮ : ૨

## ચિત્તશુદ્ધિ

અશુદ્ધ ચિત્તની શુદ્ધિ કરવા માટે જગતના બધા ધર્મો ફાંફાં મારે છે

ક્રમિક માર્ગમા શુદ્ધ કરાતા ચિત્ત ઉપર છેલ્લે મેલ રહે જ. તેને સંપૂર્ણ શુદ્ધ તો તે જ કરી શકે કે જે સ્વયં સંપૂર્ણ શુદ્ધ, સર્વાંગ શુદ્ધ છે. એ કામ જ્ઞાની પુરુષનુ છે.

મોક્ષ-માર્ગમાં મનને કશું જ કરવા જેવું નથી, માત્ર ચિત્તને જ શુદ્ધ કરવાનું છે. ચિત્ત શુદ્ધ થાય એટલે તે મનની 'ફિલ્મ' જોયા કરે છે.

વૃત્તિમાં અન્ય ભાવ ન રહે તે શુદ્ધ કહેવાય.

દાદા કહે છે: "શુદ્ધ ચિત્ત થાય એટલે કર્મની નિર્જરા થઈ ગઈ કહેવાય."

# અહંકાર

## અહંકાર એટલે શું ?

અંતઃકરણનો ચોથો અને અંતિમ ભાગ તે અહંકાર. મન કે ચિત્ત સાથે ભળી બુદ્ધિ જે નિર્ણય કરે, તેની પર સહી કરી આપે એ અહંકાર. જ્યાં સુધી અહંકાર સહી ન કરે ત્યાં સુધી કોઈ પણ કાર્ય થાય જ નહીં.

" હું ચંદુલાલ " એને જ જ્ઞાની પુરુષે મોટામાં મોટો અહંકાર કહ્યો છે. એનાથી આખું જગત ઊભું રહ્યું છે. આ અહંકાર જાય તો મોક્ષે જવાય, પોતે જ્યાં નથી ત્યાં આરોપ કરવો તે અહંકાર. 'રિલેટિવ' (સાપેક્ષ) વસ્તુને "હું છું" કહ્યું તે જ અહંકાર.

અહંકાર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને આધીન છે. દેખાવમાં એવું લાગે કે આ અહંકાર પોતે કરે છે, પણ સંજોગો કરાવડાવે છે. 'સાયન્ટિફિક સર્કમસ્ટેન્શલ એવિડન્સ ' કરાવડાવે છે, અને પોતે માને છે કે, " મેં કર્યું. " આ છે અહંકાર, કારણ કે કરે છે બીજો અને " મેં કર્યું" માને છે.

અહંકાર આંધળો હોય. તે ઘવાય ત્યારે સારાનરસાનું ભાન ન રહે.

અહંકાર કોઈ 'વસ્તુ' નથી. ' આપણે ' જે માનીએ કે " હું આ છું " એ અહંકાર. સારું કરવા પ્રેરે તે અહંકાર અને ખોટું કરવા પ્રેરે તેય અંહકાર. સારામાંથી ખોટું ક્યારે કરશે તેય કહેવાય નહીં, કારણ કે તે આંધળો છે. તમે જેને દાન આપતા હોય, અને એ માણસ કશુંક એવું બોલી જાય તો તમે તેને મારવા ફરી વળો !

એ અહંકાર તો એની મેળે હોય જ. અહંકાર આપણે રાખ્યો રહે નહીં. આવીને પેસી જાય !

તમારા મનમાં કદી એમ થાય કે હું ના હોઉં તો શું થાય? આપણે નથી જ એવું માનો ! વગર કામના અહંકાર કરો છો !

## અહંકાર શું કરે ?

તમે નિશ્ચય કરો કે સવારે પાંચ વાગે ઊઠવું છે તો ઊઠાય જ. નિશ્ચય એટલે અહંકાર. અહંકાર કરીને શું ના થાય?

જ્યાં સુધી અહંકાર સંમતિ ન આપે અને સહી ના કરે ત્યાં સુધી મરણ પણ ન આવી શકે. પથારીમાં રિબાય કે અત્યંત દુઃખ આવી પડે ત્યારે સહી કરી જ આપે કે આના કરતાં તો મરી ગયા હોત તો સારું ! તે સહી થઈ જ જાય. અહંકારની સહી વગર બુદ્ધિનો નિર્ણય રૂપકમાં આવે જ નહીં. જો મન અને બુદ્ધિ એક થાય, તો અહંકારને સહી કરવી પડે.

આત્મા પોતે કશું ભોગવતો નથી. ભોગવે છે તે તો ખાલી અહંકાર કરે છે કે, "મેં ભોગવ્યું." ઈન્દ્રિયો 'ઈફેક્ટિવ' છે. 'કૉઝિઝ' (કારણો)ના આધારે 'ઈફેક્ટ' (કાર્ય) થાય છે, ત્યારે ભ્રાંતિથી અહંકાર કરે છે કે, "હું કરું છું", "હું ભોગવું છું." જો આ ભ્રાંત જાય, તો "હું કર્તા નથી."

કેટલાક પોતાને નિર્માની માને છે, પણ એ નિર્માનીનો જે કેફ ચઢે છે તે તો આ સ્થૂલ માની કરતાય બહુ ભટકાવી મારે છે. સ્વરૂપજ્ઞાન સિવાય સંપૂર્ણ અહંકાર જાય જ નહીં. 'રિયલ' (દરઅસલ) 'હું'માં ભ્રાંત 'હું'ને બેસાડી દઈએ તો અંતઃકરણનો અહંકાર જે રહે છે તે તમારો વ્યવહાર ચલાવી લેશે.

## કુરૂપ-સુરૂપ અહંકાર

આ કોઈને ત્યાં સરસ ચેવડો ભાવથી મૂક્યો તો તે કહે, "મને આ ન ફાવે; મારે નહીં જોઈએ" એમ ચીઢથી બોલે. આ કુરૂપ અહંકાર. અક્રમ જ્ઞાનીનો અહંકાર રૂપાળો હોય. તે હરિજનવાસમાં જઈને બેસે અને તમારી જોડે પણ બેસે, પણ ક્યાય કદરૂપો ના દેખાય. ક્રમિક માર્ગના જ્ઞાની તો પોતાની નીચેના હોય તેને ત્યાં ના જાય; કહે, "હું મારું કોડી લઈશ, પણ ત્યાં નહીં જાઉં."

"હું કંઈક છું" એમ માની બેઠા હોય તે 'કદરૂપો અહંકાર' કહેવાય. તમે ચાર જણના હૃદયમાં બેઠા હો તોય સારું, તે એ અહંકાર રૂપાળો કહેવાય. આ તો જ્યાં જાય ત્યાં દરેક જણ કહે, "આ જાય તો સારું!" એ જ કુરૂપ અહંકાર.

## અહંકાર-વિમોચન

"હું ચંદુલાલ છું" એ મહા અહંકાર. "હું શુદ્ધાત્મા છું" એ શુદ્ધ અહંકારથી મોક્ષે જવાય. "હું છું," એટલે અસ્તિત્વ તો છે. એટલે "હું છું" એમ બોલવાનો અધિકાર તો છે.

જગત તો ચાલ્યા જ કરે છે, માત્ર અહંકાર કહે છે કે, "હું ચલાવું છું."

જો તમારે મોક્ષે જવું હોય તો વસ્તુઓને ત્યાગવાની જરૂર નથી. એક અહંકાર અને મમતા એમ બે ચીજ ત્યાગી એટલે બધું જ આવી ગયું. અહંકાર એટલે 'હું' અને મમતા એટલે 'મારું'. એ બે જ ત્યાગવાના છે. જ્ઞાની શુદ્ધાત્મા ગ્રહણ કરાવે, પછી ગ્રહણ-ત્યાગની કશી જ ભાંજગડ ના રહે. અષ્ટાવક્ર ગીતા કહે છે :

"જ્યારે 'અહં' નથી ત્યારે મોક્ષ છે, જ્યારે 'અહં' છે ત્યારે બંધન છે, એમ સહજ વિચારી કશાનું પણ ગ્રહણ કે ત્યાગ કર નહિ." ૮:૪

સ્વજ્ઞાન પામ્યા. મૂળ વસ્તુ હાથ લાગી. હવે અહંકારનો રસ ખેંચી લેવાનો છે. કોઇ રસ્તે ચાલતાં કહે, " અરે, તમે અક્કલ વગરના છો, સીધા ચાલો." એ વખતે અહંકાર ઊભો થાય. " આપણે શુદ્ધાત્મા," એટલે હવે આપણને રીસ ચઢવા જેવું કશું રહેતું જ નથી. અહંકારનો જે રસ છે તે ખેંચી લેવાય એટલે પત્યું. માત્ર અહંકારને નીરસ બનાવી દેવાનો છે.

અહંકારનો સ્વભાવ છે કે નાટકીય બધું જ કામ કરી આપે, જો તમારો કડવો-મીઠો રસ નીરસ થઇ ગયો હોય તો ! અહંકારને મારવાનો નથી, નીરસ કરવાનો છે.

અહંકાર એ જ્ઞેય સ્વરૂપે છે. તમે પોતે જ્ઞાતા છો. જ્ઞેય-જ્ઞાતાનો જ્યાં સંબંધ છે ત્યાં જ્ઞેયનું રક્ષણ તો ના જ કરાય ને ! એક અહંકારનું રક્ષણ કરો એટલે બધાંયનું રક્ષણ કરવું પડે, કારણ કે બધાં જ જ્ઞેય છે. અનંત જ્ઞેયો છે. તેમાં તન્મયાકાર ના થવાય એટલું જ ધ્યાન આપવાનું છે. એને માટે પળે પળની સજાગતા (awareness)ની અનિવાર્ય આવશ્યકતા છે. આવી સજાગતા એ જ તપ, ' અદીઠ તપ.' નિશ્ચય કરો એટલે તપ થયા જ કરે. જ્ઞેય જ્ઞાતા ન થઇ જાય એ જાગૃતિ. અહંકારનો રસ ઓગાળી નાખવા જે જાગૃતિ રાખવી પડે એ જ 'અદીઠ તપ.'

કંઇક વ્યવહારની વાત ચાલતી હોય અને હું પૂછું કે વડોદરાથી આવતાં શું ભાંજગડ થઇ હતી, તો કોઇ વચમાં બોલી ઊઠે તે 'સેન્સિટિવ' (શીઘ્ર લાગણીવશ) કહેવાય. આ અહંકારનો ગુણ છે.

અટકણ પણ અહંકારની જ વિશેષ કરીને હોય છે. અટકણ એટલે ઘોડું બહું તાકાતવાળું હોય, પણ કંઈક મસ્જિદ જેવું કે કબર જેવું આવે એટલે તે ત્યા જ અટકી પડે. દરેક મનુષ્યને અટકણ તો હોય જ. અટકણથી ભટકણ.

અટકણને તો જોવાથી છૂટી જાય, પણ 'સેન્સિટિવ' ( ભાવગ્રાહી ) ગુણને તોડતા ભારે જાગૃતિની જરૂર રહે છે.

જેવો ભરેલો માલ છે તેવો જ બહાર નીકળવાનો, પણ તેને 'જોતા' રહો. તમે જે માલ ભરી લાવ્યા છો તે 'જોવા' અને 'જાણવા'થી જતો જ રહેશે, જ્ઞાતાદષ્ટા રહેજો.

માન-અપમાન બન્નેની અસર થાય છે ને ? એટલે અહંકાર અહંકાર-ના ધર્મમાં છે. એટલે કાન કાનના ધર્મમાં, આંખ આંખના ધર્મમાં, નાક નાકના ધર્મમાં છે. સહુ સહુના ધર્મમાં છે. આત્મા એના ધર્મમાં આવે તો બુદ્ધિ અને અહંકાર ખલાસ થાય.

જ્યાં પોતાનું સ્વરૂપ છે ત્યાં અહંકાર નથી. કલ્પિત જગ્યાએ "હું છું" બોલવું એ અહંકાર અને મૂળ જગ્યાએ "હું છું" એને અહંકાર ના કહેવાય. એ નિર્વિકલ્પ જગ્યા છે.

કબીર કહે છે :

"ક્રિયા કરાયા સબ ગયા, જબ આયા અહંકાર;
કોટ કરમ લાગે રહેં 'અહંકારકી લાર."
"નહીં અહંતા આનિયે, હરિ સિહાસન દેય;
જો દિલ રાખે દીનતા, તો સાંઈ નિજ કર લેય."

"માણસ ગમે તેવું સત્કાર્ય કરે પણ જો તે કામમાં અહભાવ રાખે — "મેં કર્યું" એવો ભાવ રાખે તો કર્યું – કારવ્યું ધૂળ મળે-કર્મમેલ ચોંટે અને ભવભ્રમણ થાય, પણ જે કાંઈ સત્કાર્ય કરવાં તેનો યશ પરમાત્માને જ અર્પણ કરવો એ જ કર્મયોગીનો ધર્મ છે. એક અહંકાર સાથે કરોડો કર્મ લાગી રહ્યાં છે તે બરાબર યાદ રાખવું."

"અહંતા નહિ લાવનાર મનુષ્યને હરિ પોતાનું સિંહાસન આપે છે. જેઓ એવી દીનતા-નમ્રતા રાખે કે સારાં કામનો યશ પોતે ન લેતાં કહે કે, 'હું તો નાલાયક છું', જે કાંઈ સારું થયું હોય તે પ્રભુનો પ્રતાપ છે', તે માણસને પરમાત્મા પોતાનો કરી લે છે."

કોઈ પણ માણસને અજ્ઞાનનો ભ્રમ દૂર થયો એમ કયારે જાણવું કે જ્યારે એને સારા ખોટા બનાવથી હર્ષ કે ગુસ્સો તો શાનો થાય પણ અચંબો સરખોયે ન થાય, તો જ માનવું કે એનો ભ્રમ દૂર થયો છે. પરમાત્માની એ લીલા જો જોવી હોય તો 'આપા' — અહંભાવ ધોઈ નાખો.

# ૧૪. વાણી

## વાણી શું છે ?

વાણી એ રેકર્ડ સ્વરૂપ છે. વાણી જડ છે. પહેલાંથી આ વાણીની આખી પટ્ટી ઊતરી ગયેલી હોય છે. સંયોગ મળતાં વાણીની રેકર્ડ શરૂ થઈ જાય છે, છતાં માણસ કહે છે કે, "હું બોલ્યો."

તમે દૃઢ નિશ્ચય કર્યો હોય કે ધણી કે સાસુની સામે નથી બોલવું, પણ બોલાઈ જાય છે કે નહીં ? બોલાઈ જાય છે. એ શું છે ? આપણી ઈચ્છા નહોતી. ત્યારે કોણ બોલાવે છે ? એ તો રેકર્ડ બોલે છે.

જો તમારી સત્તાની વાણી હોય, તો તમે ધારો તેવી જ વાણી નીકળે. પણ એવું બને છે ? તમારામાં બોલવાની સત્તા જ નથી.

દાદા કહે છે : "અમારામાં બોલવાની સત્તા જ નથી. અમે તો રેકર્ડ કેવી વાગે છે તે 'જોઈએ' અને 'જાણીએ'. વાણી સ્વભાવતઃ જડ છે, પણ અમારી વાણી ચેતન-પ્રગટ પરમાત્માને સ્પર્શીને બહાર નીકળે છે, તેથી ચેતન છે...અમારી વાણી સંપૂર્ણ વીતરાગ હોય-સ્યાદ્વાદ હોય. વીતરાગને ઓળખવાની સાદી રીત તેની વાણી છે...હિન્દુ; મુસ્લિમ, પારસી,

બોજા બધા જ અમારી વાણી સાંભળે છે. વીતરાગ વાણી જ એકલી મોક્ષે લઈ જનાર છે...બધાંની મહીં, હું જ બેઠેલો હોઉં ને ! બોલનારેય 'હું' અને સાંભળનારેય 'હું' જ."

જ્ઞાનીની વાણી ચેતન હોય છે. તે નિશ્ચેતનને ચેતન કરે. જ્ઞાનીને વાણી પર માલિકીભાવ ન હોય. બધું બોલાય છે, પણ એક અક્ષરેય "તે બોલતા નથી." તેમણી વાણી સંપૂર્ણ સ્યાદ્વાદ ! તેનાથી કોઈ જીવને કિંચિત્માત્ર દુઃખ ના થાય, દરેકનું પ્રમાણ કબૂલે એવી સ્યાદ્વાદ વાણી ! જ્ઞાનીની 'દેશના' જ શ્રુતજ્ઞાન. એમના એક વાકયમાં શાસ્ત્રો સમાઈ જાય.

દાદા કહે છે : "વીતરાગ વાણી એટલે સ્વાદ્વાદ." કોઇ જીવનું પ્રમાણ ના દુભાય. વાણી ચેતન હોઈ શકે જ નહીં, પણ દાદા કહે છે : "અમારી વાણી સંપૂર્ણ શુદ્ધ ચેતનને સ્પર્શ કરીને નીકળી છે એટલે ચેતન જેવી ભાસે છે."

જ્ઞાનીની વાણી નિરાગ્રહી હોય, તે સ્યાદ્વાદ હોય. તે જાગૃતિપૂર્વકની હોય. તે સામાના હિત માટે જ હોય. કોઈનું હિત લેશમાત્ર પણ ના બગડે એ પ્રમાણે જાગૃતિ રહે. જ્ઞાનીની વાણી ઉલ્લાસભેર સાભળ સાંભળ કરે એવી હોય. આત્માનો સ્પષ્ટ અનુભવ થયો હોય તો જ એ નીકળે; ત્યાં સુધી બુદ્ધિની, વ્યવહારની વાત ગણાય. સ્યાદ્વાદ વાણી ના નીકળે ત્યાં સુધી મોક્ષમાર્ગનો ઉપદેશ આપવો એમા જોખમ છે.

દાદા કહે છે : " હું જે બોલું તે સામાનો આત્મા કબૂલ કરે જ. નથી કરતો તે એની આડાઈ. આ મારી વાણી જ નથી, તેથા તેમાં ક્ષતિ ના હોય. મારી વાણી છે એવુ જ્યાં હોય ત્યાં ભૂલ થાય." વાણીનો માલિકભાવ હોય તે તો શું કહે કે હું કેવી સરસ વાણી બોલ્યો ! તમને ગમ્યું ને ? એટલે એનો 'ચૅક' વટાવી લે.

સ્યાદ્વાદ વાણી કયારે ઉત્પન્ન થાય ? અહંકારની ભૂમિકા પૂરી થાય ત્યારે. ત્યારે આખું જગત નિર્દોષ દેખાય. કોઈ પણ ધર્મનું પ્રમાણ ના દુભાય એ સ્યાદ્વાદ વાણી. તેનાથી કાઈને કિંચિંત્માત્ર દુઃખ ના થાય.

# વાણી કેવી હોવી ઘટે ?

દાદા કહે છે : " આત્માર્થ સિવાય બીજા કોઈ અર્થે અમારી વાણી ના હોય. તેથી અમે તેને મૌન કહીએ છીએ. મૌન પાળે તે મુનિ. "

હિત, મિત અને પ્રિય આ ત્રણના ગુણાકારવાળી વાણી તે સત્ય છે, અને બીજી બધી અસત્ય છે. વ્યવહાર વાણીમાં આ નિયમ લાગુ પડે છે.

જૂઠું બોલે, પ્રપંચ કરે એ બધો વાણીનો અપવ્યય કહેવાય. એથી વચનબળ તૂટી જાય. એકલું સત્ય બોલે, પણ સત્યનો આગ્રહ ન પકડી રાખે, તો વચનબળ પાછું ઉત્પન્ન થાય. બાપ દીકરાને કહે કે, "ભાઈ ! ઊભો થા તો", ત્યારે દીકરો આડો થઈને સૂઈ જાય. તો વચનબળ ક્યાં ગયું ? વચનબળ ગયું, કારણ કે વાણીનો અપવ્યય થયો.

આ દુનિયામાં બેધ્યાન વાણી સહસ્ર ક્લેશની સર્જક છે. અપશબ્દથી કર્મબંધ નખાય. કેટલાક શબ્દોથી ફાંસી જેવું દુઃખ થાય. માટે શબ્દ વિચારીને બોલવા. કબીર કહે છે :

"શબ્દ જો ઐસા બોલિયે, તનકા, આપા ખોય;
ઔરનકો શીતલ કરે, આપનકો સુખ હોય."

"એવી વાણી બોલો કે બોલતી વખતે અહં-પણાને ભૂલીને પ્રેમદષ્ટિથી જ બોલો કે જેથી બોલનારને સુખ થાય અને સાંભળનારને પણ શાંતિ થાય."

તથ્ય, પથ્ય અને પ્રિયકર શબ્દો બોલો. ખરી વાત હોય તે જ બોલો, અને તે વાતથી કોઈને ફાયદો થાય તેમ હોય તો જ બોલો. તે પણ કઠોર નહીં પણ પ્રિય શબ્દોમા બોલો. મધુર વચન એ વશીકરણમંત્ર છે, માટે કઠોર વચનને તિલાંજલિ આપો. કૌવાને કોઈ ચાહતું નથી પણ મીઠી જીભવાળી કોયલ તો કાળી હોવા છતાં પણ લોકોને અત્યંત પ્રિય છે.

કબીર કહે છે : "કોઈ ખરા રસિક હંસ જ્યારે 'શબ્દ' બોલે છે ત્યારે તેઓ કાંઈ જીભથી ઉચ્ચારતા નથી, હોઠ, કંઠ કે જીભનો ઉપયોગ કરતા નથી, માત્ર ગુપ્ત શબ્દમાં જ ડૂબકી મારીને બોલે છે."

## વાણી પ્રતિ અભિગમ

આપણે તો નિશ્ચય સાચું બોલવાનો કરવો ભૂલ થાય, તો નટુભાઈ પાસે પ્રતિક્રમણ કરાવવું.

કડવું જોઈતું હોય તો કડવું બોલજો. કોઈ મારે તોય એને કડવું ના કહેશો. કોઈ ગાળ ભાંડી ગયો હોય તેને જમવા બોલાવજો. ક્ષમા આપો. જો કંઈ બદલો લેવા ગયા તો ખેંચાયા. કશું જ સ્પંદન નહીં કરવાનું. બસ 'જોયા' જ કરવાનું. બધાં 'મશીન' પરાધીન છે ! મશ્કરીય ના કરાય. ફળ-ને પણ વાયડું ના કહેવાય. શબ્દના ઘા રુઝાતા નથી. બોલનારી 'રેકર્ડ' છે, એટલે નિર્દોષ થઈ ગઈ ! ગયા ભવમાં 'ટેપ' થઈ તે આ ભવમાં બોલાય છે. આત્માની હાજરીમાં ભાવાભાવનાં સ્પંદન થાય છે. એમાં અહંભાવ ભળે એટલે સ્પંદન 'ટાઇપ' થઈ જાય. એ સામો બોલે શી રીતે ? એ જ ભમરડો છે ને ! વાણી બોલનારના હાથમાં નથી, અને સાંભળનારનાય હાથમાં નથી. વાત ગૂંથાઈ કે ભગવાન ચાલ્યો જાય. વાતચીત કરવાનો વાંધો નથી, પણ એને પકડવું નહીં. પકડે એટલે બોજો વધે.

વાણી માત્ર ખુલ્લો અહંકાર છે. સ્યાદ્‌વાદ વગર જેટલા બોલે એ બધો અહંકાર છે. "હું કેવું બોલ્યો ?" એ વાણીનો પરિગ્રહ છે. "હું બોલું છું" એ ભાન છે. તેનાથી નવું બીજ પડે છે. વીતરાગ વાણી આત્મ-રંજન કરાવે. તે છે અપૂર્વ – પૂર્વે કયારેય સાંભળી ના હોય, વાંચી ના હોય એવી. તેને વાદી–પ્રતિવાદી બન્ને કબૂલે. એને સમાધિ ભાષા કહેવી હોય તો કહો !

જ્યારે મોંઢા પર ભાવાભાવ ન દેખાય ત્યારે વાણીનું માલિકીપણું છૂટી ગયું.

### વચનબળ

વચનબળ કોને કહેવાય કે હું કહુ કે બધા ઊભા થઇ જાઓ તો બધા ઊભા થઈ જાય. વચન પ્રમાણે બધા માણસો ચાલે. વચનબળથી વચન સિદ્ધ થયા કરે.

અત્યારે તો વચનબળ જ નથી રહ્યું ને ! બાપ છોકરાને કહેશે કે તું સૂઈ જા, તો છોકરો કહેશે ના, હું સિનેમા જોવા જાઉં છું.

વચનબળ જતું રહ્યું, કારણ કે આપણે વાણીનો દુરુપયોગ કર્યો— જૂઠું બોલ્યા, લોકોને ખખડાવ્યા, કૂતરાને બીવડાવ્યું, પ્રપંચ કર્યો. એટલે વચનબળ તૂટી જાય. જૂઠું બોલીને સ્વબચાવ કરે. સત્યનો આગ્રહ કરે, દુરાગ્રહ કરે. છોકરાંને ધમકાવે. જેટલું તને સમજાય તેટલું સત્ય બોલજે. ના સમજાય ત્યાં ના બોલું તેનો વાંધો નથી. એટલે વચનબળ ઉત્પન્ન થાય.

દાદા કહે છે કે, "એક પણ શબ્દ મશ્કરી માટે વાપર્યો ના હોય, એક પણ શબ્દ સ્વાર્થ કે પડાવી લેવા માટે ના વાપર્યો હોય, શબ્દનો દુરુપયોગ ના કર્યો હોય, પોતાનું માન વધે એટલા માટે વાણી ના બોલ્યા હોય, ત્યારે વચનબળ ઉત્પન્ન થાય છે."

Kahlil Gibran : " You talk when you cease to be at peace with your thoughts;

And when you can no longer dwell in the solitude of your heart you live in your lips, and sound is diversion and pastime.

And in much of your talking, thinking is half-murdered.

.......................................................................

And there are those who have the truth within them, but they tell it not in words."

જ્યાં મૌન રાખી જ ન શકાય ત્યાં મૌન સેવો. નોકરે પ્યાલો ફોડ્યો ત્યાં મૌન. બાપ જોડે ઝગડો થાય ત્યાં મૌન પકડો તો તપ થાય.

આ સંસારની જંજાળ જ શબ્દમાંથી ઊભી થયેલી છે. મૌનથી ખૂબ શક્તિ વધે, અને બીજા સાથે થતો સંઘર્ષ અટકી જાય.

મૌન વખતે બોલે નહીં ને લખે તે પણ વાણી છે. ઈશારો કરવો એ પણ વાણી છે. આંતરિક ચાંચલ્યનું શમન થવું જોઈએ. મહીંની ચંચળતા બંધ થવી જોઈએ.

પશ્ચિમ આફ્રિકાની નૂપે પ્રજાની એક લોકકથા છે. એક શિકારી શિકારની શોધમાં જંગલમાં ભટકતો હતો. જંગલમાં એક જગ્યાએ એણે માણસની ખોપરી જોઈ. શિકારીએ ખોપરીને પૂછ્યું, "તને અહીં કોણ લાવ્યું ?" ખોપરી કંઈ ઓછો જવાબ આપવાની હતી ? પણ આ ખોપરી તો બોલી, "બોલકણાપણું મને અહીં લઈ આવ્યું." શિકારી ધ્રૂજી ઊઠ્યો. એણે કોઈ વખત બોલતી ખોપરી જોઈ કે જાણી નહોતી.

રાજા પાસે જઈને શિકારીએ કહ્યું: "અન્નદાતા, મેં જંગલમાં એક બોલતી ખોપરી જોઈ." રાજાને હસવું આવ્યું. એણે કહ્યું, "મેં મારા જીવનમાં મરેલા માણસની ખોપરી બોલે એવું કદી સાંભળ્યું નથી" શિકારીને ઊભો રાખીને રાજાએ દરબારીઓમાંથી ત્રણેક શાણા માણસોને બોલાવ્યા અને પૂછ્યું, "તમે કોઈ વાર બોલતી ખોપરી જોઇ છે ? કે એ વિશે કદી સાંભળ્યું છે ?" ત્રણે શાણા માણસોએ કહ્યું કે અમે કદી બોલતી ખોપરી જોઇ નથી કે એને વિશે સાંભળ્યું નથી. પછી રાજા અને તેના શાણા દરબારીઓએ નક્કી કર્યું કે સિપાઈઓને શિકારીની સાથે જંગલમાં મોકલવા અને ખોપરી બોલે છે કે કેમ, તેની તપાસ કરાવવી. રાજાએ સિપાઈઓને હુકમ કર્યો કે, જો ખોપરી બોલે નહીં અને શિકારી જૂઠું બોલે છે એમ સાબિત થાય તો તરત જ ત્યાં ને ત્યાં એનું માથું ધડથી જુદું કરી દેવું.

સિપાઈઓ શિકારીને લઈને જંગલમાં જ્યાં ખોપરી પડી હતી ત્યાં આવ્યા. શિકારીએ ખોપરીને બોલાવવાનો પ્રયત્ન કર્યો, પણ ખોપરી બોલી નહીં. શિકારીએ પહેલાંની પેઠે એને પૂછ્યું, "ખોપરી, ખોપરી, તને અહીં કોણ લાવ્યું ?" પણ ખોપરી તો મૂંગીમંતર ! શિકારીએ આખો દિવસ ખોપરીને બોલાવવા કાલાવાલા કર્યા, પણ ખોપરી ન બોલી તે ન જ બોલી. શિકારી ગભરાયો. સિપાઈઓને થયું કે ખોપરી બોલતી નથી એટલે નક્કી શિકારી રાજા પાસે ખોટું બોલ્યો. રાજાની આજ્ઞા પ્રમાણે એમણે શિકારીનું માથું ધડથી જુદું કરી નાખ્યું અને એની ખોપરી કાઢીને પેલી ખોપરીની બાજુમાં ફેંકી દીધી.

સિપાઈઓ ચાલ્યા ગયા. રાત પડી. જંગલમાં તમરાંઓ બોલવા લાગ્યાં. આકાશમાં તારાઓ ટમક્યા. મોડી રાતે પેલી ખોપરી બોલી, "તને

અહીં કોણ લઇ આવ્યું ? મરેલા શિકારીની ખોપરીએ કહ્યું, "બોલકણાપણું મને અહીં લઈ આવ્યું."

લોકકથા-દંતકથામાં એક પ્રજાનું જમાનાઓનુ ડહાપણ સંચિત થયું હોય છે, તેનું આ કથા એક સરસ ઉદાહરણ છે. શિકારીએ બોલતી ખોપરી વિશે રાજાને વાત ન કરી હોત તો કંઇ મુશ્કેલી હતી જ નહીં, પણ એ મૂંગો ન રહી શકયો બોલકણાપણાએ જ એને મારી નખાવ્યો. આપણા માનવ-સમાજમા પણ એવી કેટલી બધી ખોપરીઓ હોય છે જે ન જોઈતું કેટલું બધું બોલ બોલ કર્યા જ કરે છે ! કોઈ પૂછે નહીં તો એને શા માટે કહેવું ? પોતાને થયેલા વિચિત્ર અનુભવની વાત, ન રહેવાતું હોય તો, પોતાના મિત્રને કહેવાય. પણ જે આપણું અંગત નથી તેને કહેવા જઈએ તો કા તો આપણે હાસ્યાસ્પદ બનીએ અને કાં તો મોટા નુકસાનમાં ઊતરી પડીએ. શિકારી સાચો હતો છતાં બેવકૂફ બન્યો.

## ૧૫. પ્રારબ્ધ-પુરુષાર્થ

### પ્રારબ્ધને પુરુષાર્થ કહે!

લોક પ્રારબ્ધને પુરુષાર્થ કહે છે, દળેલાને ફરી દળે છે. કેટલાક લોક "પ્રારબ્ધ, પ્રારબ્ધ" કરે છે, અને કેટલાક "પુરુષાર્થ, પુરુષાર્થ" કરે છે. તે બન્નેય પાંગળાં અવલંબન છે. આ મજૂરો સવારથી સાંજ સુધી મિલમાં પુરુષાર્થ કરે છે તે શું પામે છે? રોટલા ને કઢી કે બીજું વધારે? અને પ્રારબ્ધવાદીઓ હાથ જોડીને બેસી રહે તો?

જગતમાં જે લોકો 'પુરુષાર્થ' કહે છે તે તો ભ્રાંત ભાષા છે. ઉદય કર્મથી થાય છે તેને "મેં કર્યું" એમ કહે છે. તે અહંકાર છે. એ તો દોરી વીંટલી તે ઊતરે એને પુરુષાર્થ કેમ કહેવાય?

આ પુસ્તક વાંચે, શાસ્ત્રો વાંચે છે તે પુરુષાર્થ નથી; એ બધો નૈમિત્તિક પુરુષાર્થ છે.

ખાવા માટે નૈમિત્તિક પુરુષાર્થ કરવો પડે. હાથ, મોઢું હલાવવાં પડે. આપણે દખલ ન કરીએ તો દાંત સરસ રીતે ચાલે. જીભ જો ખાવાનો પુરુષાર્થ કરવા જાય તો બત્રીસ દાંતો વચ્ચે કેટલીય વાર ચવાઈ જાય!

જમતી વખતે ચિત્ત જમણમાં રહે તો ખાવાની ક્રિયા સરસ રીતે, સ્વાભાવિક રીતે ચાલે. આ તો માત્ર 'જોવા'નું ને 'જાણવા'નું છે. અંદરની પાચનક્રિયાને ચલાવનાર કોણ? એ રીતે જેમ અંદર ચાલે છે તેમ બહારનું બધું ચાલે છે. માત્ર નૈમિત્તિક ક્રિયા કરવી પડે. આપણે કશું જ કરવાનું નથી. ભમરડો શું કરે તે? આ બધી જ ક્રિયાઓ 'મિકેનિકલ' (યંત્રવત્) ચાલ્યા કરે છે.

સવારમાં ઊઠ્યો તે વહેલો ઊઠ્યો કહે છે. ચા પી લીધી, સ્નાન કર્યું, પૂજા કરી, દુકાને બેઠો, ધંધો વધાર્યો એ બધાને પુરુષાર્થ કહે છે. ખરું જોઈએ તો આ બધું પ્રારબ્ધ છે. દોડધામ કરે, દુકાન માટે તેય પ્રારબ્ધ. જે પ્રારબ્ધ છે તેને પુરુષાર્થ કહે છે. લોકો પુરુષાર્થ તો ઉતાવળ કરવી, ધમાલ કરવી, દોડધામ કરવી, આખો દહાડો નવરો ના રહેતો હોય તેને કહે છે; બહુ પુરુષાર્થી માણસ એમ કહે છે. આ ભમરડો આખો દિવસ ફરવા માટે જન્મેલો છે.

દાદા કહે છે : "પ્રારબ્ધ-પુરુષાર્થ 'આપણ'ને હોતાં નથી. તમે આત્મ-સ્વરૂપ થયા એટલે જગત બિલકુલ 'વ્યવસ્થિત' જ છે. જગતના લોકોને માટે જગત 'વ્યવસ્થિત' નથી, કારણ કે એ પોતે ભ્રાંતિમાં છે." ગા મોડી આવી હોય તો તમે 'વ્યવસ્થિત' સમજી જાવ અને સમભાવે નિકાલ કરીને ઉકેલ લાવો. હવે પેલો દુનિયાદારીવાળો તો બૂમાબૂમ કરી નાખે.

ક્રમિક માર્ગમાં ભ્રાંત-પુરુષાર્થથી મોક્ષ તરફ આગળ વધવાનુ હોય છે.

## પુરુષ થાય તો પુરુષાર્થ

તું પોતે જ પુરુષ થયો નથી, તો પુરુષાર્થ શી રીતે કરે ? આ તો પ્રકૃતિ નચાવે તેમ નાચે છે અને કહે છે, "હું નાચ્યો !" પુરુષ કોને કહેવાય ? કે જેણે ક્રોધ, માન, માયા, લોભ જીતી લીધાં હોય તેને.

લીમડો પાને પાને કડવો થાય ને ડાળે ડાળે કડવો થાય એમાં તેનો કયો પુરુષાર્થ ? એ તો બીજમાં પડેલું પ્રગટ થાય છે. એ રીતે મનુષ્યો પોતાના પ્રાકૃત સ્વભાવ પ્રમાણે વર્તે છે, અને માત્ર "મેં કર્યાં"નો અહંકાર કરે છે. તેમાં તેણે શું કર્યું ?

મનુષ્ય માત્ર ભમરડો છે. દાદા કહે છે : “ હું જ્ઞાની છું, પણ આ દેહ ભમરડો છે. ” આ ભમરડો શ્વાસથી ચાલે છે. શ્વાસ પેઠો તે દોરી વીંટાઈ ને પછી શ્વાસ ચાલે છે ત્યારે ભમરડો ફરે છે.

સ્વરૂપ થયા પછી જ, સ્વરૂપનું ભાન થયા પછી જ યથાર્થ પુરુષાર્થ શરૂ થાય છે. તેમાં “ મેં કર્યું” એ ભાવ જ ઊડી જાય છે. સંપૂર્ણ અકર્તાપદ હોય છે. સાપેક્ષ સર્વ પ્રકૃતિ છે, અને નિરપેક્ષ પોતે પુરુષ છે. સાચો પુરુષાર્થ કોને કહેવાય ? કોઈ આપણો હાથ કાપતું હોય, ત્યારે ‘પોતે’ જ્ઞાતાદષ્ટા–પદમાં રહે તે. જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા જ આત્માની ક્રિયા છે. “આત્મા જ્ઞાનદર્શનમાં જ રહે તે જ પુરુષાર્થ છે.”

પ્રકૃતિનો પુરુષાર્થ ચાલે છે. આ સામાયિક કર્યું, પ્રતિક્રમણ કર્યું, ધ્યાન કર્યું, કીર્તન કર્યું એ તો પ્રકૃતિનો પુરુષાર્થ. પુરુષ પુરુષધર્મમાં આવી જાય પછી પ્રજ્ઞા ચેતવે ત્યાં સુધી પ્રાકૃત ધર્મમાં જ રહે છે. પોતે પુરુષ થયા પછી સ્વાભાવિક પુરુષાર્થ આવે છે.

દાદા કહે છે: “સ્વ-પુરુષાર્થ કયો ? પુદ્‌ગલ પરિણતિમાં ક્યાંય પણ રાગદ્વેષ ના થાય તે. પછી મારી નાખે તોય રાગદ્વેષ ના થાય.”

મોડું ઊઠવું તે જ પ્રારબ્ધ છે. હવે પુરુષાર્થ શો કરવાનો ? નક્કી કર્યું કે વહેલા ઊઠવું જ જોઈએ એ પુરુષાર્થ છે. આપણે ભાવ કર્યો એ પુરુષાર્થ કહેવાય. દાદા કહે છેઃ “પારિણામિક ભાવ જેને ઉત્પન્ન થયો તેને પુરુષાર્થ કહેવાય.” પુરુષાર્થના જે ભાવ પહેલાંના પાડેલા છે તે ખરા ક્યાં સુધી છે કે જ્યાં સુધી મન, વચન અને કાયાની એકવાક્યતા છે અર્થાત્ મનમાં જેવું હોય તેવું જ વાણીમાં બોલે, અને તેવું જ વર્તનમાં કરે.

સંયોગ બાઝયો એ પ્રારબ્ધ અને સંયોગ અવળો આવે તે ઘડીએ સમતા રાખવી એનું નામ ‘પુરુષાર્થ’. સમતા કોનું નામ કે ફૂલ ચઢાવે તો તેની પર રાગ નહી અને ગાળ દે તો તેની પર દ્વેષ નહીં. શુભાશુભમાં રાગદ્વેષ નહીં એ સમતા. કોઈ તમને ગાળ ભાંડે તે વખતે સમતા રાખે–દ્વેષ ન કરે એ પુરુષાર્થ. દાદા કહે છે: “સંયોગ જે થયો તેમાં સમતા રાખવી તે પુરુષાર્થ.” લપસવામાં તો સહુ કોઈ લપસે ! એમાં તે શું પુરુષાર્થ કર્યો કહેવાય ? લપસવામાં અટકવું એને ‘પુરુષાર્થ’ કહેવાય.

સ્વરૂપ જ્ઞાન ના હોય અને કોઈની જોડે તમારે ક્રોધ થયો યા કોઈએ તમારા પર ક્રોધ કર્યો તો તમને સહેજે ખોટું લાગે, તમે વિકલ થાઓ, અથવા તો એ માણુસ પર સામો ગુસ્સો કરો. હવે તે વખતે તમારે તમારુ વલણ ફેરવવું એને પુરુષાર્થ કહીએ છીએ. પળે પળની જાગૃતિ હોય તો જ આવો પુરુષાર્થ કરી શકાય.

સંયમ એ પુરુષાર્થ છે, અને સમતા એ તો જ્ઞાનથી ઉત્પન્ન થનારો સ્વભાવ છે. કોઈ કહેશે કે ખોરાકમા તમને સયમ નથી, તો ખોરાક પ્રમાણુસર લે તો સયમ થાય.

દાદા કહે છેઃ "આજ્ઞામાં રહેવું એ જ પુરુષાર્થ."

ખરી રીતે પુરુષાર્થ દેખાતો જ નથી; આ જે દેખાવ છે એ બધું જ પ્રારબ્ધ છે. પુરુષાર્થ તો થયા કરે છે–એની પોતાને ખબરેય નથી પડતી. પુરુષાર્થ અદર થઈ રહ્યો છે, જેને 'ભાવ–પુરુષાર્થ' કહે છે. હવે ભાવ તો લોકો બોલે ખરા પણ સમજે નહીં. દ્રવ્ય બધું પ્રારબ્ધ છે અને ભાવ પુરુષાર્થ છે.

તમે કંઈક ખોટું બોલી ગયા ને પછી તમને અદર એમ થાય કે આ ખોટું થયું, આવું ના બોલવું જોઈએ. એ પ્રતિભાવ કહેવાય. જે તમે બોલો છો તેને જ તમે ના બોલવું જોઈએ એવો જ ભાવ કરો એ 'પ્રતિભાવ' કહેવાય. અહીં જાગૃતિ હોય તો જ પ્રતિભાવ થાય છે. ગોળી છૂટી જાય પછી મનમાં થાય કે ના છોડવી જોઈએ. આ પ્રતિભાવ એ આપણો પુરુષાર્થ છે.

શુદ્ધ ઉપયોગ કેમ કરવો એ આપણું કામ; એ પુરુષાર્થ કહેવાય.

## પ્રારબ્ધ

ગયા ભવમાં જે સંચિત કર્મ હોય તે આ ભવમાં પ્રારબ્ધ રૂપે આવે.

ભાવ પુરુષાર્થ અને દ્રવ્ય બધું પ્રારબ્ધ છે. 'ઈફેક્ટ' (કાર્ય) એ બધી જ પ્રારબ્ધ છે. દાદા કહે છે : "તમે અહીં આવ્યા તે પ્રારબ્ધ. આ પૂછ્યું તે

પ્રારબ્ધ. આ સાંભળો છો તે પ્રારબ્ધ. પુરુષાર્થ તો અંદર થઇ રહ્યો છે. એટલે જન્મથી મૃત્યુ પર્યંત બધું ફરજિયાત છે. જે ફરજિયાત છે એ બધું પ્રારબ્ધ છે. પૈણ્યા વગર છૂટકો ના થાય. રાંડયા વગર છૂટકો ના થાય. ભણ્યા વગર છૂટકો ના થાય નોકરી ધંધા વગર છૂટકો ના થાય. એ બધું જ પ્રારબ્ધ છે.''

પ્રારબ્ધ એટલે શું ? આપણા હાથની સત્તા નથી. બન્દૂકમાંથી ગોળી છૂટી ગઈ છે. ''મેં આમ કર્યું', તેમ કર્યું'' કહે. કર્તા નથી છતાં આરોપિત ભાવ રાખે તે 'ભ્રાંત પુરુષાર્થ' કહેવાય.

''હું કર્તા નથી'' એવું ભાન થાય, આત્મા પ્રાપ્ત થાય પછી 'યથાર્થ પુરુષાર્થ'-જ્ઞાન-પુરુષાર્થ ચાલુ થાય છે. જ્યાં સુધી ''હું કરું છું'' ત્યાં સુધી પુરુષાર્થ ના કહેવાય. 'આપણે' જ્ઞાતા અને માણેકલાલ જ્ઞેય એટલું 'જાણું' ત્યારથી પુરુષાર્થ શરૂ થાય.

આ આંખે જે જે દેખાય છે, કાને જે જે સંભળાય છે, નાકે જે જે સુગંધ આવે છે, જીભથી જે જે ચખાય છે, ચામડીથી જે જે સ્પર્શ થાય છે, આ પાંચ ઇન્દ્રિયોના જ્ઞાનથી જે જે અનુભવાય છે એ બધુંય પ્રારબ્ધ છે. બોલો, હવે આવી વાત શી રીતે સમજે લોકો ?

દાદા કહે છે : ''અમે તમને 'જ્ઞાન' આપીશું પછી તમને પ્રારબ્ધ બંધાશે જ નહીં. એટલે કર્મો 'ડિસ્ચાર્જ', પણ નવાં 'ચાર્જ' ના થાય. આ વિજ્ઞાન છે.''

જે થવાનું છે એ થયા જ કરે છે. એવું બોલાય જ નહીં. કોઈ ગાળ ભાંડે તે ઘડીએ ચિંતા ના થતી હોય તો એ જ્ઞાન કામનું. તમને તો ચિંતા થઈ જાય છે.

## પ્રારબ્ધ અને 'વ્યવસ્થિત'

જો એકલું પ્રારબ્ધનું જ અવલંબન લઈને બેસી રહીએ, તો સાવ અક્રિય બની જવાય. વળી જો તારું પ્રારબ્ધનું અવલંબન સાચું હોય, તો તને

એક પણ ચિંતા ના થવી જોઈએ. પ્રારબ્ધવાદ પ્રગતિ રૂંધે છે. પ્રારબ્ધ અને કહેવાતો પુરુષાર્થ એ બન્ને પાંગળાં અવલંબન છે, અને 'વ્યવસ્થિત' એ જ સાચું અવલંબન છે. વૈજ્ઞાનિક સાંયોગિક પુરાવા માત્રથી જે જે કંઈ બને છે તે 'વ્યવસ્થિત' છે. આ કાચનો પ્યાલો છે. તે તમારા હાથમાંથી છૂટવા માંડયો. તમે બધી રીતે તેને બચાવવા પ્રયત્ન કર્યો, છતાંય તે પડયો અને ફૂટી ગયો. તેને કોણે ફોડયો? તમારી ઈચ્છા જરાયે નહોતી કે આ પ્યાલો ફૂટે. એ પ્યાલો ફૂટવાનો જ ના હોય, તો કાચના પ્યાલાનાં કારખાનાં શી રીતે ચાલે? 'વ્યવસ્થિત'ને તમારુંય ચલાવવાનું છે, કારખાનાંય ચલાવવાના છે, અને હજારો મજૂરોનુંય ગાડું ચલાવવાનું છે. એ નિયમથી પ્યાલો ફૂટે જ, ફૂટયા વગર રહે જ નહીં. પ્યાલો નોકરથી ફૂટે તો? ખરી રીતે નોકર બિચારો નિમિત્ત છે. પણ શેઠિયો નિમિત્તને બચકાં ભરે છે. તે કઢાપો, અજંપો કરે છે. આના કરતાં ઘટનાના મૂળને શોધી કાઢ ને!

પૂરણ થયેલું ગલન થાય છે. એ ગલન એ પ્રારબ્ધ છે. ત્યારે 'વ્યવસ્થિત' શું છે? જગત છે જ 'વ્યવસ્થિત'. 'વ્યવસ્થિત' તો આત્મા પ્રાપ્ત થયા પછી જ સમજાય. તમે જ્ઞાતાદષ્ટા થયા, અને તમારું બધું 'વ્યવસ્થિત' ચલાવી લે છે, જેને તમારે માત્ર 'જોવા–જાણવા'નાં છે. જે કહે કે, "'હું કરું છું'", જેનામાં અહંકાર છે તેમને માટે 'વ્યવસ્થિત'નું જ્ઞાન નથી: અહંકારી જીવ 'વ્યવસ્થિત' કહે તો ડખો કરે.

પ્રારબ્ધ કરતાં 'વ્યવસ્થિત' ઊંચું છે. 'વ્યવસ્થિત' શું કહે છે કે તું તારે કામ કર્યે જા; બીજું બધું ફળ વગેરે મારી સત્તામાં છે. પ્રારબ્ધપરસ્તીઓ પ્રમાદી બની જાય છે. જે થવાનું છે તે થવાનું જ છે; આપણે હાથ પગ જોડીને બેસી રહો! 'વ્યવસ્થિત' પર આધાર રાખીને ચાલો તો હરકત આવે નહીં. 'વ્યવસ્થિત' વ્યષ્ટિ–સમષ્ટિ બધાંનો ફોડ આપે છે. જ્યાં સુધી અહંકાર હોય ત્યાં સુધી 'વ્યવસ્થિત' સમજાય નહીં. પોતે કર્તા થાય તો 'વ્યવસ્થિત'ને કર્તા માન્ય જ ના કરે. દાદા કહે છે: "જો તુ અહંકારી છે તો તું જ કર્તા છે, અને જો તુ નિરહંકારી છે તો 'વ્યવસ્થિત' કર્તા છે."

## ૧૬. કાર્ય–કારણ

### કારણ–કાર્ય

કારણ સિવાય કાર્ય ન હોય, અને કાર્ય હોય ત્યાં કારણ હોવું જ જોઈએ. પૂર્વભવના કારણને લીધે હાલનો કાર્યસ્વરૂપ દેહ છે. જે કાર્ય (effect) છે તેમાં રાગદ્વેષ કરીને બીજાં નવાં કારણો ઊભાં કરીને આવતા ભવનાં બીજ નખાય છે. એ રીતે માનવી તેનું કારણ–શરીર ઊભું કરતો જાય છે. મરે છે ત્યારે કારણ–શરીર તથા સૂક્ષ્મ શરીર સાથે આત્મા છૂટે છે, અને સ્થૂલ શરીર અહીં પડયું રહે છે. કારણ–શરીરમાંથી કાર્ય–શરીર તેને તત્ક્ષણ મળી જાય છે.

જે જે કારણો કર્યાં એનાં કાર્ય કે પરિણામ એ દેહ છે. કોઈ તમને ફૂલ ચઢાવે તો ખુશ થાઓ અને તમને ગાળ દે તો ચીઢાઈ જાઓ; એમાં જે ભાવથી કર્મ કરો છો એનાથી 'ચાર્જ' થાય છે, જેનું આવતા ભવે 'ડિસ્ચાર્જ' થાય છે. આ મન, વચન, કાય ત્રણે ગયા જન્મમાં 'ચાર્જ' થઈને આવ્યાં છે, અને હવે તેમનું 'ડિસ્ચાર્જ' થઈ રહ્યું છે—ગલન થઈ રહ્યું છે. 'જ્ઞાન'માં પ્રસ્થાપિત રહે, સમકિત થાય, જ્ઞાતાદ્દષ્ટાપદમાં નિરંતર રહે તો નવાં કર્મ બંધાતાં નથી, 'ચાર્જ' બંધ થઇ જાય છે.

દાદા કહે છે કે, " અમે જ્ઞાન આપીએ ત્યારે 'ચાર્જિંગ' (પૂરણ) બંધ કરી દઈએ છીએ,' એટલે જે કંઈ રહે છે તે નિકાલી છે. તેની નિઃશેષ નિર્જરા થઈ જાય એટલે મુક્તિ. "હું આ કરું છું" એ ભાન તૂટ્યું ત્યારથી 'ચાર્જિંગ' બંધ થઈ જાય. 'વ્યવસ્થિત' કરે છે અને શુદ્ધાત્મા જ્ઞાતા-દ્રષ્ટા રહે છે. પછી જે થાય તે માત્ર 'જોવા' કરવાનું છે. એટલે કર્તાપદ આખું ઊડી જાય, જેથી નવું 'ચાર્જ' ના થાય. પછી જે 'ડિસ્ચાર્જ' રહ્યું તેનો સમભાવે નિકાલ કરવાનો રહે છે.

## ૧૭. પૂરણ–ગલન

### પરમાણુઓનું પૂરણ–ગલન

દેહમાં પરમાણુઓનું પૂરણ-ગલન થયા જ કરે છે. મનુષ્ય દસ વરસનો હતો ત્યારે જે પરમાણુ હતાં તેમાંનું એકેય પરમાણુ પચીસમે વરસે ના હોય. જૂનાંનું ગલન થાય છે અને નવાંનું પૂરણ થાય છે. પૂરણ–ગલન અને ગલન-પૂરણની ઘટમાળ ચાલ્યા જ કરે છે.

### જેવું પૂરણ તેવું ગલન

જેવું પૂરણ તેવું ગલન. માટે જેનું પૂરણ કરો તે જોઈ વિચારીને કરજો. કોઈને છેતરીને પૈસો ભેગો કરતાં સતત ખ્યાલ રાખજો કે એય ગલન થવાનું છે. એ પૈસો બૅન્કમાં મૂકશો તો તેય જવાનો તો છે જ.

### પૂરણ કેવી રીતે થાય ?

ચેતન જડને અડયું, અને પોતાના સ્વરૂપનું ભાન ગયું, એટલે 'ચાર્જ'

થાય-પૂરણ થાય. જેની બહુ સ્મૃતિ રહે, અને તેમાં તન્મયાકાર થાય એટલે પૂરણ થાય. જે ગલન ( ડિસ્ચાર્જ ) થઈ રહ્યું છે તેની પર રાગદ્વેષ કરે, ત્યારે આત્માની સ્વાભાવિક કલ્પશક્તિ વિભાવિકપણે વિકલ્પ થઈને ભળે, એનાથી પૂરણ થાય.

સાડી જોઈને ગમી એ ગલન-મોહ છે, પણ તેમાં તદાકાર થાય એટલે પૂરણ થાય. માયાદેવી સાડીમાં એવાં તદાકાર થાય કે સાડી છ મિટરની હોય તે માયાદેવી પણ છ મિટરની થાય ! સાડાત્રણ મિટર પહોળી હોય તો તે પણ સાડાત્રણ મિટર પહોળી થાય. માયાદેવી ઘેર આવે પણ ચિત્ત દુકાને સાડીમાં હોય આ છે પૂરણ-મોહ. સારામાં સારો લાડુ કે વેઢમી ખાય તેમાં વાંધો નથી, પણ તેમાં સ્વાદ રહી જાય તો પૂરણ (ચાર્જ) થાય. મનુષ્ય પણ લાડુ કે વેઢમીના આકારનો બની જાય.

પૂરણ (ચાર્જ) થયા પછી ગલન (ડિસ્ચાર્જ) થવાનું જ; ભગવાન પણ તેને અટકાવી ન શકે.

## ગલન શું છે ?

જન્મ્યો ત્યાંથી મર્યા સુધી બધું જ ગલન છે. ગત્ જન્મમાં પૂરણ કરેલું તેનું આ જન્મમાં ગલન થાય છે. ધંધો કરે તે ગલન થઈ રહ્યું છે. પૂર્વે જે પૂરણ કરેલું તેથી ધંધો શરૂ કર્યો. ધંધાની શરૂઆતથી ગલન-ક્રિયા શરૂ થાય છે. દેહની સ્થૂલ ક્રિયાઓ ગલન સ્વરૂપ છે.

ગમા-અણગમા (likes and dislikes) એ ગલન-મોહ છે, પણ રાગદ્વેષ એ પૂરણ-મોહ છે.

ભાવકર્મ એ 'ચાર્જ' બેટરી છે, અને દ્રવ્યકર્મ એ 'ડિસ્ચાર્જ' બેટરી છે. જ્ઞાની પુરુષ બેટરીને 'જ્ઞાન' દ્વારા 'ચાર્જ' થતી બંધ કરી શકે.

જિંદગીની આખી 'ફિલ્મ' પડી ગયેલી છે. હવે ભજવવાની છે, તે ભજવો. પડદા પર 'ફિલ્મ' જુએ, અને ના ગમતું આવે ત્યારે કહે છે, "'ફિલ્મ' કટ કરો-કાપી નાખો", પણ હવે શી રીતે તેને કપાય ? માટે જે છે તેને રાગદ્વેષ કર્યા સિવાય ચૂપચાપ ચલચિત્ર જોઈ નાખ ને ! જોવાનો દરેકને

અધિકાર છે, તેમાં તન્મય થવાનો નથી.

"હું નટુભાઈ છું", એવું ભાન થયું ત્યારથી 'ચાર્જ'-પૂરણ થાય. "હું શુદ્ધાત્મા છું", એવો બોધ હોય, તો કશું જ 'ચાર્જ' ના થાય.

કહે છે : "જેને લોકો ઉદયકર્મ કહે છે તે બધું ગલન છે."

## પૂરણ-ગલન પ્રતિ અભિગમ

વિચાર-પ્રવાહ એ ગલન-પ્રક્રિયા છે. એટલે અંદર ખરાબ વિચાર આવે તેને 'જોવા-જાણવા', અને સારા વિચાર આવે તેને પણ 'જોવા-જાણવા'. સારું-ખોટું કરવાની આપણને જરૂર નથી, કારણ કે સત્તા જ મૂળ આપણા કાબૂમાં નથી. એટલે જ્ઞાની શું માને ? તે આખા જગતને નિર્દોષ જુએ, કારણ કે બધું ગલન થયા કરે છે. તમને કોઈ ગાળ ભાંડે તેય ગલન (ડિસ્ચાર્જ). આ મન, વચન, વાણી એ 'ડિસ્ચાર્જ' થયા કરે છે. તે આપણી સત્તામાં નથી. તેમાં આપણે દરમ્યાનગીરી કરીએ તો કશો ભલીવાર ન આવે.

## ૧૮. ફરજિયાત–મરજિયાત

આ જગતમાં બધું જ ફરજિયાત છે, પણ મરજિયાત સમજીને ચાલે છે. જન્મ્યા તે ફરજિયાત, ભણ્યા તે ફરજિયાત, પરણ્યા તે ફરજિયાત, મરશે તેય ફરજિયાત. ભગવાન મહાવીરને પણ ત્યાગ ફરજિયાત હતો. આ તો જે કંઈ બને છે તે જો ઈચ્છાને અનુરૂપ થાય, તો માની લે છે કે મરજિયાત છે. એ ઈચ્છા પણ ફરજિયાત છે. ફરજિયાતમાં કર્તાપણું આખું ઊડી જાય. મરજિયાતમાં પોતે કર્તા થઈ બેસે છે. એટલે પાપ-પુણ્ય બાંધે છે. જો ફરજિયાત માને તો કશું જ બંધાય નહીં.

પોતે પુરુષ થાય ત્યારે જ તેની સ્વતંત્ર મરજી ઉત્પન્ન થાય છે, અને ત્યારથી જ તેને ફરજિયાત જગતમાં મરજિયાતપણું ઉત્પન્ન થાય છે. 'પુરુષ' થયા પછી પુરુષાર્થ થઈ શકે.

# ૧૯. ભોગવે તેની ભૂલ

## ભોગવે તેની ભૂલ

"ભોગવે તેની ભૂલ", આ એક જ ન્યાય છે.

એક જણનું ગજવું કપાયું. આપણે જેનું ગજવું કપાયું હોય તેને આશ્વાસન આપીએ. ગજવું કાપનારો તો પકડાશે ત્યારે ચોર કહેવાશે. અત્યારે તો તે હોટલમાં ચા-નાસ્તો કરે છે. એની ભૂલ તો જ્યારે તે પકડાશે ત્યારે ભોગવશે. અત્યારે કોણ ભોગવી રહ્યું છે ? જેનું ગજવું કપાયું તે. માટે કુદરતી ન્યાય કહે છે કે ભૂલ આની. પહેલાં તેણે ભૂલ કરેલી તેનું ફળ આજે આવ્યું, ને તેથી જ તે લુટાયો, તેથી તે આજે ભોગવે છે.

પથ્થર નાખ્યો તેની ભૂલ નહીં, જેને વાગ્યો તેની ભૂલ. ભોગવે તેની ભૂલ !

## કુદરતી ન્યાય

કુદરતનો કાયદો જેની ભૂલ હોય તેને જ પકડે. જો હકીકત જાણે કે

કરનાર કોણ, અને શાથી થાય છે, તો પછી રહે કશી ભાંજગડ? જેને કાંટો વાગવાનો હોય તેને જ વાગે. બધા જ સંયોગો 'વ્યવસ્થિત' ભેગા કરી આપે. હવે એમાં નિમિત્તનો શો દોષ?

દાદા કહે છે : "ભગવાનનો કાયદો તો શુ કહે છે કે જે ક્ષેત્રે, જે કાળે જે ભોગવે તે પોતે જ ગુનેગાર છે. 'ભોગવે તેની ભૂલ' એ ગુપ્ત તત્ત્વ કહેવાય."

આજે તો 'એકિસડન્ટ' (અકસ્માત) અને 'ઇન્સિડન્ટ' (અંગભૂત ઘટના) એવાં ઘટે કે માનવ મૂંઝાઈ જાય. 'એકિસડન્ટ' એટલે એકી સમયે વધારે પડતાં કારણો (ટૂ મેની કૉઝિઝ એટ એ ટાઈમ) અને 'ઇન્સિડન્ટ' એટલે એકી સમયે ઘણાં કારણો (સો મેની કૉઝિઝ એટ એ ટાઈમ). માટે જ 'ભોગવે તેની ભૂલ.' આ કોઈ પોપાભાઈનું રાજ્ય નથી. આ જગતમા અદ્દલ ન્યાય છે.

સાપ કરડ્યો ને ભાઈ મરી ગયા. તેમા ભાઈની ભૂલ. સાપ તો પકડાશે ત્યારે એની ભૂલ ગણાશે. બે માણસ મળે ને નટુભાઈ પર આરોપ આપે કે તમે મારું ખોટું કર્યું છે. તો નટુભાઈને રાતે ઊંઘ ના આવે, અને પેલો નિરાંતે ઊંઘી ગયો હોય. માટે ભૂલ નટુભાઈની. જો જગતનો ન્યાય-નિયમ સમજે તો નટુભાઈ નિરાતે સૂઈ જાય.

આ દુઃખ છે તે માત્ર નિમિત્ત છે, પણ મૂળ ભૂલ પોતાની જ છે. જે ફાયદો કરે છે તેય નિમિત્ત છે, અને જે નુકસાન કરે તેય નિમિત્ત છે. એ આપણો હિસાબ છે તેથી આમ થાય છે. દાદા કહે છે: "You are whole and sole responsible for yourself."

બાબો બારણું બંધ કરે, અને આપણી આંગળી મહીં આવી જાય તો બાબાને વઢાય નહીં. આ તો ભોગવ્યું એટલે આપણી ભૂલ. આ બાબાને શું કહેવું પડે? એને કહેવું કે, "જો તું તોફાન કરતો હતો તેથી મારી આંગળી આવી ગઈ. ફરી આવું તોફાન ના કરીશ." આમ બાબાને સમજાવાય. પણ આ તો એને મારે, એટલે નવી ગૂંચ પાડે. આજ ધણી તો બૈરીને ચોંટી પડે કે આ દાળ તેં વાયડી કરી. અલ્યા, તું વાયડો! ભૂલ તારી તે તારે ભાગે આ દાળ આવી.

લોક એમ માને છે કે, આ દેહ છે ત્યાં સુધી ભોગવટો છે, પણ વાત એવી છે કે, ભૂલ હોય ત્યાં સુધી જ ભોગવટો છે.

ન્યાય કરનારો ચેતન હોય, તો તે પક્ષાપક્ષી કરે, પણ જગતનો ન્યાય કરનાર નિશ્ચેતન-ચેતન છે; પાછો વીતરાગ છે.

કોઈ જીવ બીજા જીવને કશું કરી શકે જ નહીં એવું આ સ્વતંત્ર જગત છે. આપણું જ ફળ આપણને આપે છે ! જેનામાં હિંસાનું એક પણ પરમાણુ નથી એને કોણ મારનાર ? સર્પ સોડમાં પડ્યો હોય પણ દોરડી જેવો ! દાદા કહે છે : "કોઈ પણ જીવને મનથી, વાણીથી, કાયાથી, અંતઃકરણથી, કષાયથી ક્યારેય પણ દુઃખ ન આપવાનો જેને ભાવ છે એ શીલવાન છે. એને જગતમાં કોઇ દુઃખ કેમ આપી શકે ?"

## તો કેમ વર્તવું ?

છૂટવું હોય તો જે જે કંઈ કડવું મીઠું મળે તેને જમે કરી લેવું. હિસાબ ચૂકતે થઈ જશે. આ જગતમાં હિસાબ વગર તો આંખેય ભેગી ના મળે ! તમે જેટલું જેટલું જેને જેને આપ્યું હશે તેટલું તેટલું તમને તે પાછું આપશે. તમારે તો જે આવે તેને જમે કરી લેવાનું છે; ખુશ થઈને, કે હાશ !

આ જગત ન્યાય સ્વરૂપ નથી, વ્યવહાર સ્વરૂપ છે. વ્યવહાર જોજે પણ ન્યાય જોશો નહીં. વ્યવહાર જેવો છે તેવો, એટલું સમજી લેવાનું છે. છોકરી થઇ સામું બોલે એ જ તારો વ્યવહાર. એનો ન્યાય ક્યાં જોઇશ ? અને બીજી છોકરી પોતે નથી થાકયો તોય આપણા પગ દબાવે, એય તારો વ્યવહાર છે. એમાંય ન્યાય ન જોઈશ.

સામો શું બોલ્યો, કઠણ બોલ્યો કે નરમ બોલ્યો, તેના આપણે 'જ્ઞાતા-દ્દષ્ટા'. આપણે શું બોલ્યા, તેનાય આપણે 'જ્ઞાતા-દ્દષ્ટા'. એમાં જો સામાને શૂળ લાગે એવું બોલાયું હોય એ તો વ્યવહાર છે. વાણી કઠણ નીકળી એ એના વ્યવહારને આધીન નીકળી. પણ જો તમારે મોક્ષે જવું હોય, તો પ્રતિક્રમણ કરી ધોઈ નાખો. કોઈ માણસે ગાળ ભાંડી, તો એ શું છે ? એણે તારી જોડે વ્યવહાર પૂરો કર્યો. ત્યાં આગળ વ્યવહારને વ્યવહારથી

ભાંગવો, અને વ્યવહારનો સ્વીકાર કરવો. તું વચ્ચે ન્યાય ના ઘાલીશ. ન્યાય ઘાલીશ તો ગૂંચવાઈશ. જો તમે ગાળ ના આપી હોય તો સામી ગાળ ના મળે. આ તો આગલો-પાછલો હિસાબ છે. કાર્ય કારણ વિના શક્ય નથી. કાર્ય (ઇફેક્ટ)નો હિસાબ એ 'વ્યવહાર'.

તમારે ના બોલવું હોય તોય બોલાઈ જવાય છે ને? એ સામાનો વ્યવહાર એવો છે એ આધારે નીકળે છે. કોઈ માણસ તમારું નુકસાન કરતો હોય, તોય તેને માટે તમારી વાણી અવળી ના નીકળે, અને કોઈએ તમારું જરાય નુકસાન ના કર્યું હોય, તોય તમારી અવળી વાણી નીકળે.

જે વહુને સાસુ પજવતી હોય તેય વ્યવહાર, અને જે વહુને સાસુ જમાડ જમાડ કરતી હોય તેય વ્યવહાર છે. પાડોશી અવળું કેમ બોલી ગયા? કારણ કે આપણો વ્યવહાર એવો હતો તેથી. આપણે તો મોક્ષગામી છીએ, એટલે તેનું પ્રતિક્રમણ કરી લેવું. પ્રતિક્રમણમાં કાચા પડ્યા તો વેર બંધાય. ભૂલ જ્યારે સમજાય ત્યારે તરત જ પ્રતિક્રમણ કરી લો. એનાથી વેર બંધાય નહીં. સામાને વેર બાંધવું હોય તોયે ના બંધાય, કારણ કે આપણે સામાના આત્માને સીધો જ 'ફોન' પહોંચાડીએ છીએ. દાદા કહે છે કે, "પ્રતિક્રમણ મોક્ષે લઇ જવા માટે નથી, પણ એ તો વેર અટકાવવા માટે ભગવાનને ત્યાંનો 'ફોન' છે."

'જે થઈ રહ્યું છે, એ જ ન્યાય છે.' જે થઈ રહ્યુ છે એ 'વ્યવસ્થિત'. એમાં ન્યાયાન્યાય ખોળવાનું ક્યાં રહ્યુ ?

## ૨૦. સ્પંદન

સંસાર-સાગર એ પરમાણુઓનો સાગર છે. એમાં સ્પંદન ઊભાં થાય છે, ત્યાં મોજાં ઉછળે છે, અને એક મોજું બીજા મોજાને ધક્કો મારીને આગળ વધવા પ્રયાસ કરે છે, તેથી પાછાં બીજાંનેય સ્પંદન ઊભાં થાય છે અને પછી તોફાન આરંભાય છે. આત્મા તેમાં તન્મયાકાર થાય, તો સ્પંદનો જોર પકડે છે.

વાવ હોય અને એમાં મોં નાખીને તું મોટેથી બૂમ પાડે કે, "તું ચોર છે," તો વાવ સામેથી જવાબ આપે : "તું ચોર છે." તું કહે કે, "તું રાજા છે", વાવ પણ કહેશે, "તું રાજા છે." આ જગત વાવ સ્વરૂપ છે. તું જેવો ધ્વનિ કરીશ તેવો પડઘો પડશે. "Action and reaction are equal and opposite", એવો નિયમ છે. જેટલા જોશથી ક્રિયા થાય છે તેટલા જ જોશથી પ્રતિક્રિયા થાય છે. સામાને ચોર કહીશ, તો તારેય "ચોર" એમ સાંભળવું પડશે.

આપણે ઢેખાળો ના નાખીએ, તો આપણામાં સ્પંદન ના ઊઠે, અને સામાનામાંય તરંગો ના ઊઠે. પણ શું થાય ? બધાં જ સ્પંદન કરે છે.

દેહનાં સ્પંદનોનો વાંધો નથી, પણ વાણી અને મનનાં સ્પંદનોનો

વાંધો છે. તેને કેવી રીતે બંધ કરશો ?

મનમાં પહેલું સ્પંદન ઊભું થાય તેને 'સમરંભ' કહ્યો. માંડવી જવાનો પહેલો વિચાર આવ્યો એ સમરંભ. ત્યાં જવાની ગોઠવણ કરે અને નક્કી કરે એને 'સમારંભ' કહ્યો. પછી જ્યારે તે ઊપડયો માંડવી જવા–આખોય તે સ્પંદનોનાં મોજામાં તણાયો તેને 'આરંભ' કહ્યો.

મનને જો તરછોડ લાગી, પછી જોઈ લો તે તરછોડનાં સ્પંદનો ! વીતરાગ તો લાખ તરછોડ વાગે, તોય સ્પંદન ઊભાં ના કરે.

વાણીની ભાંજગડ એટલે ? એ અહંકાર છે પૂર્વ-ભવનો. એ અહંકારથી જીભમાંથી ગમે તે નીકળે, અને એમાં સ્પંદનોની અથડામણ ઊભી થાય.

ચકલી અરીસામાં પોતાનું સ્વરૂપ જોઈને માને કે અંદર ચકલી છે. તેથી અરીસાની ચકલીને તે ચાંચ માર માર કરે. ચકલીને તેની ભ્રાંત માન્યતા મૂર્ખ બનાવે છે. માન્યતાથી કલ્પે તેવું થઈ જાય, તેવું જ છે આ જગતમાં. એક સ્પંદન ઊછળ્યું તેથી સામે કેટલાંય સ્પંદનો ઊછળે.

આપણે વાવમાં જઈને કહીએ કે, "તું બદમાશ છે", તો વાવ પણ કહેશે, "તું બદમાસ છે." આપીને લો યા લઈને આપો એનું નામ વ્યવહાર. એટલે પાછો આપવા આવે ત્યારે જો પોસાતું હોય તો આપો.

કિંચિત્‌માત્ર તમને કશું કોઈ કરી શકે એમ નથી, જો તમે કોઈનામાં સળી ના કરો તો. અહીં નર્યા સાપ પડયા હોય તોય કોઈ તમને અડે નહીં એવું 'ગૅરન્ટી'વાળું (હામીદાર) જગત છે.

આ બધાં આપણાં જ પરિણામ છે. આપણે આજથી કોઈને માટે સ્પંદન કરવાનું, કિંચિત્‌માત્ર કોઈને માટે વિચાર કરવાનું બંધ કરી દો. વિચાર આવે તો પ્રતિક્રમણ કરીને ધોઈ નાખો એટલે એક આખો દિવસ સ્પંદન વગરનો ગયો. એવી રીતે દિવસ જાય તો બહુ થઇ ગયું. એ જ પુરુષાર્થ !

# ૨૧. નિદ્રા અને સ્વપ્ન

## નિદ્રા

ઊંઘ એ જીવમાત્રની અનિવાર્ય આવશ્યકતા છે,

ઊંઘ નથી આવતી તેનું કારણ એ છે કે માણસનો ખોરાક છે તે પ્રમાણે મહેનત નથી. મહેનતના હિસાબે ખોરાકનું પ્રમાણ હોય તો નિયમસર (નૉર્મલ) ઊંઘ આવે.

'જ્ઞાન'-પ્રાપ્તિ પછી બહુ નિદ્રા ન આવે તો સારું; જ્ઞાતા-દ્દષ્ટા-પદ વિશેષ રહે. દાદા કહે છે કે, "અમારી જ્ઞાન-જાગૃતિમાં જ રાતો ગઈ છે."

## સ્વપ્ન

સ્વપ્નમાં સ્થૂળ દેહનાં બધાં જ બારાં બંધ હોય છે. સૂક્ષ્મ દેહ કામ કરે છે-મન, બુદ્ધિ, ચિત્ત કામ કરે છે. અહંકાર કશું જ કરી શકતો નથી.

સ્વપ્નમાં સૂક્ષ્મ-દેહ અને કારણ-દેહ બે જ કામ કરે છે. દાદા કહે છે :

"સ્વપ્નું તો અનેક ભવની સંકલના છે." સ્વપ્નમા કારણ-દેહનું કાર્ય સ્વરૂપે સૂક્ષ્મ-દેહનું કાર્ય હોય. તેનો જોનારો પ્રતિષ્ઠિત આત્મા હોય અને પ્રતિષ્ઠિત આત્માને જોનારો શુદ્ધાત્મા હોય.

જ્ઞાની પુરુષ જાગતાં જ સમયે સમયે આવતી અવસ્થાના 'દ્રષ્ટા' અને 'જ્ઞાતા' રહે. તેમને અહંકાર નામેય ન હોય. તેથી જાગતાંય તેમને સ્વપ્ન લાગે.

સ્વપ્ન એ પૂર્ણ 'ઈફેક્ટ' (કાર્ય) છે. એમાં અહંકારનું કાર્ય નહીં હોવાથી 'કૉઝિઝ' (કારણો) ના નંખાય

સ્વપ્નમાં થયેલી સૂક્ષ્મ દેહની અસરો સ્થૂલ દેહ પર થાય છે. સ્વપ્નમા ભિખારીને મહારાજા બન્યાનું સ્વપ્ન આવે, તો પાશેર લોહી વધે, અને રાજા સ્વપ્નમાં ભિખારી થાય તો તેનું પાશેર લોહી ઘટે. તેને જાગૃત અવસ્થામાં જેટલું દુઃખ થાય તેટલું સ્વપ્નમાં પણ થાય. તે રડેય ખરો! ભયનાં સ્વપ્નથી શ્વાસોચ્છ્વાસ વધી જાય, નાડીના ધબકારા વધી જાય, લોહીનું ભ્રમણ વધારે ગતિ પકડે. જો સ્વપ્ન આટલુ અસરકારક હોય, તો તેને ખોટું શી રીતે કહેવાય ?

## ૨૨. ઇચ્છા, ચિંતવન, ભાવ

### ઈચ્છાની ઉત્પત્તિ

ઈચ્છા સંજોગોના દબાણથી ઉત્પન્ન થાય છે. અત્યારે આ બધાંને ઓઢવાની ઈચ્છા થતી નથી, પણ ઠંડી એકદમ પડે તો બધાંને એની ઈચ્છા થાય.

### ઈચ્છા

દાદા કહે છે : "ઈચ્છા એ પ્રગટ અગ્નિ છે." જ્યાં સુધી ઈચ્છા પૂરી ના થાય ત્યાં સુધી સળગ્યા જ કરે. ઈચ્છા અંતરાય કર્મ છે. ઈચ્છા તો મોક્ષની જ કરવા જેવી છે. એનાથી અંતરાય ન આવે. ઈતર ઈચ્છાઓ સળગાવ્યા જ કરશે. એક ઈચ્છા પૂરી થતી નથી, ત્યાં બીજી આવીને ઊભી રહે છે. ઉપરાઉપરી આવે જ જાય.

જે ઈચ્છાઓ તમને થાય છે તે અવશ્ય પૂરી થવાની જ, પણ તેને વિચારવાથી કંઈ ના વળે; ઊલટું ડખો થાય. દરેક ઈચ્છાની પૂર્તિ થાય છે, એ નિયમ છે.

ઈચ્છા શેની થાય ? બુદ્ધિના આશયમાં તું જે લાવ્યો હોય તેની થયા કરે.

ખાવા-પીવાથી સંતોષ થાય, પણ તૃપ્તિ ના થાય. સંતોષમાં ફરી વિચાર આવે. દૂધપાક પીધા પછી તેનો સંતોષ થાય, પણ તેની ફરી ઈચ્છા થાય. તૃપ્તિમાં ફરી ઈચ્છા ના થાય, એનો વિચારેય ના આવે. સંતોષ એ મનોવૈજ્ઞાનિક પરિણામ છે; એ ટકે નહીં.

જગતમાં વસ્તુઓ અસંખ્ય છે, અને મનુષ્યોની ઈચ્છાઓ પણ અસંખ્ય છે. મનનો સ્વભાવ કેવો છે કે નવું નવું ખોળે. કુદરત કહે છે કે, "હું તને જે આપું તે યથાતથ માન, 'વ્યવસ્થિત' છે એમ માન. તારી બધી જ ઈચ્છાઓ હું ધીમે ધીમે, મારી જોગવાઈએ પૂરી કરીશ."

સમકિત-પ્રાપ્તિ પછી - જ્ઞાનારુઢ થયા પછી જે ઈચ્છા હોય છે તે આથમતી કહેવાય. જ્યારે ત્યારે તેનો અસ્ત થવાનો. એ નિકાલી બાબત કહેવાય.

## જ્ઞાનીની ઈચ્છા

શુદ્ધાત્માને તો કોઈ ઈચ્છા હોતી નથી. સંપૂર્ણ વીતરાગીને ઈચ્છા ના હોય. દાદા કહે છે: "અમારી ઈચ્છા નિકાલી છે." 'નિકાલી' એટલે સંપૂર્ણપદ પ્રાપ્ત થઈ ગયું છે તેથી. મહાત્માઓની ઈચ્છા ગ્રહણીય છે. 'ગ્રહણીય' એટલે પૂર્ણપદ પ્રાપ્ત કરવા માટે.

ઈચ્છા કરો ત્યાં અંતરાય પડે. આ હવાની ઈચ્છા થાય છે? તેથી તેનો અંતરાય ઊભો થતો નથી.

જ્ઞાની પુરુષને કોઈ વસ્તુની ઈચ્છા ના હોય. એટલે એમને નિરંતરાય પદ હોય. હરેક વસ્તુ સહજ આવીને પડે. જ્ઞાનીને કોઈ ચીજની ભીખ ના હોય. ભિખારીપણું છૂટે તો તમે પોતે જ પરમાત્મા છો. દાદા કહે છે: "અહીં તો માનની ભીખ, લક્ષ્મીની ભીખ વિષયોની ભીખ, કીર્તિની ભીખ, શિષ્યોની ભીખ, કોઈ પણ પ્રકારની ભીખ ના હોય."

ભાવ એવો રાખો કે, આ જગતની કોઇ પણ વિનાશી ચીજ મને ખપતી નથી. 'વ્યવસ્થિત'માં જે હોય તે ખરું. ના હોય તો તે નહીં, પણ 'કંઇ જ મને ખપતું નથી' એ ભાવ નક્કી હોવો ઘટે. તમે સાચા દિલથી આવો ભાવ કરી તો જુઓ ! 'વ્યવસ્થિત'માં જેટલું મળવાનું છે તેટલું જ મળવાનું છે એમાં કશો ફરક નથી પડતો.

જેની આ જગતમાં સર્વસ્વની ભીખ ગઇ હોય તેને આ જગતનાં તમામ સૂત્રો એના હાથમાં આપવામાં આવે છે. તમામ પ્રકારની ભીખ છૂટે તેને આ જગતની સત્તા હાથમાં આવી જાય.

## ઇચ્છા સફળ કેમ થાય ?

ઈચ્છા તો બધાની પૂરી થવાની જ. ઈચ્છા મરી જાય ત્યારે વસ્તુ ભેગી થાય. કુદરતનો કાયદો એવો છે કે ઈચ્છા થાય અને વસ્તુ મળે એ લપસી રહ્યા છે, અધોગતિમાં જઈ રહ્યા છે. ઈચ્છા હોય તો વસ્તુનું ઠેકાણું ના પડે; ઠેકાણું પડે ત્યારે ઈચ્છા ના હોય, એ ઊર્ધ્વગતિમાં લઈ જાય. માટે ઠોકરો ખાઈ ખાઈને પ્રાપ્તિ થાય તે જ લાભપ્રદ છે.

## ચિંતવન

ચિંતવન એ આગળનો હિસાબ ચીતરે છે, અને ઈચ્છા પાછલો હિસાબ શું શું છે તે દેખાડે છે. ચિંતવનમાં તન્મયાકાર થઈ કૉઝ' (કારણ) નાખે. ઈચ્છા 'ઈફેક્ટ' (કાર્ય) છે. ઈચ્છા આવે છે, કરવાની નથી.

## ભાવ

અજ્ઞાનતાને લીધે ભાવ થાય છે, કારણ કે એને એમ લાગે છે કે, આ દુનિયામાં આવું નહીં કરું તો મારી દશા શી થશે ?

'ભાવ' આત્માના સાન્નિધ્યને લીધે ઉત્પન્ન થાય છે. આત્માની સાથે સામીપ્યનો જ સંબંધ છે. જ્યાં સુધી "હું રસિકભાઈ છું" એવા ભાવ છે ત્યાં સુધી સ્પર્શ થયા કરે અને પૂરણ થયા કરે.

ખરો ભાવ કોને કહેવાય? આ દેખાય છે તે નહીં પણ મહીં યોજનાઓ ઘડયા કરે તે. તે બીજા અવતારમાં રૂપકમાં આવે. ભાવથી યોજના ઘડાય, પણ પોતાને તેની ખબર ન પડવી જોઈએ.

શુદ્ધાત્મામાં ભાવ ન હોય. પ્રતિષ્ઠિત આત્માના ભાવને 'ભાવ' કહેવાય. જ્ઞાની અને અજ્ઞાની બન્નેને પ્રતિષ્ઠિત આત્મા ખરો. મનનાં દઢ પરિણામમાં અજ્ઞાનીને ભાવ હોય ત્યારે પ્રતિક્રમણ કરવું જ છે એવો ભાવ કરે એટલે તેનું દ્રવ્ય ઉત્પન્ન થાય, અને તે દ્રવ્યમાંથી પાછો ભાવ ઉત્પન્ન થાય.

પ્રતિષ્ઠિત આત્મા ભાવ કરે એટલે ભાવ–મનનો આરંભ થાય અને તેનાથી દ્રવ્ય–મન ઉત્પન્ન થાય. પ્રતિષ્ઠિત આત્માનું સીધું 'ચાર્જ' થાય–પૂરણ થાય તે ભાવ–મન છે. આ 'ચાર્જ' (પૂરણ) દેખાય એવું નથી. ભાવ જડે એમ નથી. 'જ્ઞાન' વિના ભાવ પકડાય એમ નથી. આ દ્રવ્ય–મન જે દેખાય છે તે તો ગલન છે—'ડિસ્ચાર્જ' છે.

ભાવ તો કેટલી બધી વસ્તુઓ ભેગી થાય ત્યાર પછી જ તેનુ દ્રવ્ય થાય. ભાવનું દ્રવ્ય થતાં તો કેટલોય સમય જાય. કર્મનો પરિપાક થાય ત્યારે જ ફળ આપે.

દ્રવ્ય અવળું હોય તે જોવાનું નથી. માત્ર ભાવ જ જોવાનો છે. આ જે ભમરડો ફરે છે તે દોરી ખુલતી જાય છે એ દ્રવ્ય છે અને પછી દોરી વીંટાય એ ભાવ છે.

દાદા કહે છે: "દ્રવ્ય–કર્મ એટલે ફળ આવ્યું તે. ભાવ–કર્મ એટલે બીજ નાંખવું તે. દ્રવ્યમાંથી ભાવ કે ભાવમાથી દ્રવ્ય પડયા જ કરે. દ્રવ્ય–કર્મ 'વ્યવસ્થિત' શક્તિ કરાવડાવે છે, એમાં તારું શું ? ભાવને પાસરો રાખ."

દ્રવ્ય–મન આખુંય 'ફિઝિકલ' (ભૌતિક) છે, અને ભાવ–મન ભ્રાંતિથી ઉત્પન્ન થાય છે. ભ્રાંતિ છે ત્યાં સુધી ભાવ–મન છે. ભ્રાંતિ એટલે મૃગજળ; તે જણાય છે પણ હોતું નથી. ભાવના આધારે પુદ્દગલ પરમાણુઓ પકડી લે છે અને તેનું દ્રવ્યમાં પરિણામ આવે છે.

સંસારમાં વસ્તુ નડતી નથી, તમારા ભાવ નડે છે. નાશવંત ચીજોમાં

ભાવ કરે એટલે નાશવંત થઈ જાય. અરીસાને 'પોતે' માને શો દહાડો વળે ?

દાન આપતી વખતે ભાવમાં એવું હોય કે હું તો દાન આપું જ નહીં, આ તો નગરશેઠે દબાણ કર્યું માટે આપ્યું. મન જુદું, વાણી જુદી અને વર્તન જુદું, એ પ્રપંચ છે.

ભજિયાં બનાવ્યાં પણ ભાવપૂર્વક બનાવેલાની કિંમત. આ મંત્રો પણ ભાવપૂર્વક બોલે તો ચિંતા ના થાય. ભાવ-ક્રિયા એ જીવંત ક્રિયા છે, ભલે પછી એ નિશ્ચેતન-ચેતનની હોય.

ઑફિસમાં 'પર્મિટ' (પરવાનો) લેવા ગયા, પણ સાહેબે ના આપી તો મનમાં થાય કે સાહેબ નાલાયક છે. હવે આનું ફળ શું આવશે એ તે જાણતો નથી. માટે ભાવ ફેરવી નાખવા, પ્રતિક્રમણ કરી નાખવું. એને 'જાગૃતિ' કહેવાય.

આપણા હાથમાં એકમાત્ર ભાવ કરવા સિવાય બીજી કોઈ તાકાત નથી. આપણો ભાવ પણ વ્યક્ત ન થવો જોઈએ. ભાવ કર્યો તો તેની પાછળ અહંકાર છે. એક પોતે મોક્ષે જવા સિવાય અન્ય કોઈ પણ પ્રકારનો અહંકાર કરવા જેવો નથી. બધા નિમિત્ત છે. કોઈ કર્તા નથી.

કોઈ ભાવ કરે કે મારે બધાને સીધા કરવા છે, તો તેનો ભાવ કુદરતમાં જમે થાય છે,–નોંધાય છે, અને પછી જ્યારે કુદરતને સીધું કરવાનો વખત આવે ત્યારે તે ભાવવાળા નિમિત્ત પાસે કુદરત (નેચર) બધા સંજોગો ભેગા કરી આપે, અને તેનુ એ ભાવ પ્રમાણે બની જાય.

જેવા ભાવ રાખશો તેવા સંજોગ ભેગા થશે. ભાવની હાજરી એ સાંયોગિક પુરાવામાંનો એક છે. આપણે દુકાન કરવી હોય તો નક્કી કરી રાખવું કે મારે દુકાન કરવી છે. પછી સંજોગો આજે નહીં તો છ મહિને ભેગા થાય. આપણે તૈયારીઓ રાખવી, અને એ બધું 'વ્યવસ્થિત'ને તાબે છે. કરેલા ભાવ કુદરતમાં જાય છે, અને પછી કુદરત એનું પુદ્‌ગલ મિશ્રિત થઈને એનુ ફળ આપે છે. તમે એક ખરાબ વિચાર કરો કે તરત જ આ બહારના જે પરમાણુઓ છે તે મહીંના પરમાણુઓ જોડે હિસાબ મેળવીને, 'જૉઈન્ટ' થઈને–જોડાઈને અંદર દાખલ થઈ જાય. એનુ સંચાલન પછી 'વ્યવસ્થિત'

શક્તિના હાથમાં ચાલ્યું જાય છે. દાદા કહે છેઃ "આત્મા સ્વ-ભાવના કર્તા હોય તો વાંધો નથી, પણ આ તો વિભાવનો કર્તા છે. એટલે સંસાર ઊભો થયો છે. સ્વભાવના કર્તામાં મોક્ષ થાય."

બ્રહ્મચર્ય પાળવાનું તમારા હાથમાં નથી. ભાવ કરેલો તેનું ફળ આપશે. તીર્થંકરોને 'જ્ઞાન' થાય, પછી એમનામાં છેલ્લો ભાવ ઉત્પન્ન થાય છે, અને તે છે જગત-કલ્યાણ કરવાનો.

અંદર પરમાણુ જે માગે છે તેને બહાર 'વ્યવસ્થિત' શક્તિ ભેગું કરી આપે છે. આપણે સારા ભાવ કરીએ તો તેના સારાં ફળ આવે અને ખરાબ ભાવ કરીએ તો ખરાબ ફળ આવે. ભાવાભાવનાં કર્મો, અને "હું શુદ્ધાત્મા છું", તો કર્મો બંધ થઈ ગયા. પછી જૂનાં કર્મો ફળ આપીને ચાલ્યાં જાય.

મદદ ભગવાન પોતે કરતા નથી. આ કુદરતી રચના સ્વતંત્ર છે. જીવમાત્ર સ્વતંત્ર છે, એટલે કુદરત તેને સહાય કરે છે. પોતે કહેશે કે મારે ચોરી કરવી છે, તો ચંદ્ર, તારા બધું હાજર હોય. આમાં પોતાનો ભાવ મુખ્ય છે. કુદરત તેને તેનું પુણ્ય ખર્ચાવી સહાય કરે છે, અર્થાત્ એને અનુકૂળ સંયોગો ભેગા કરી આપે.

કોશિશ કરવાનું તમારા હાથમાં નથી, પણ ભાવ કરવાનું તમારા હાથમાં છે. કોશિશ કરવાનુ બીજાની સત્તામાં છે. ભાવ કરો તો તેનુ ફળ આવે. સત્યતઃ ભાવ પણ પરસત્તામાં છે, કારણ કે ભાવ કરનાર પ્રતિષ્ઠિત આત્મા છે.

કોઈ કહે કે, "મેં આ કાર્ય કરવા માટે બહુ ભાવ કર્યો છે.' એ મનનાં દૃઢ પરિણામ છે. એ 'ભાવના' કહેવાય.

અક્રમમાં આપણે સ્વભાવમાં આવ્યા, અને બીજા બધા ભાવ પરભાવ છે. એટલે આપણે ભાવને પણ બાજુએ મૂકી દીધો. હવે આપણે માટે એક જ કાર્ય રહ્યું-દ્રવ્યનો 'સમભાવે નિકાલ' કરવો તે.

પ્રારબ્ધ એટલે ગયા અવતારમાં ભાવ-કર્મ બાંધેલું હોય. નવા ભાવ એ કારણ છે, અને આવતા ભવે એ કાર્ય થશે-'ઈફેક્ટ' થશે. જ્યાં સુધી જ્ઞાની પુરુષ કારણો (કૉઝિઝ) બંધ ન કરે, જ્યાં સુધી ભાવકર્મનો

કર્તા બંધ ન થાય ત્યાં સુધી આ ભાવ-દ્રવ્યનું ચક્ર ચાલ્યા કરવાનું. જ્યારે 'જ્ઞાન' મળે છે ત્યાર પછી તમને ભાવાભાવ થતા નથી. બંનેને બંધ કરવામાં આવ્યા છે, પણ પહેલાંનો જે ભાવ છે તે ફૂટે છે. ખરેખર એ ભાવ નથી, પણ ઈચ્છા છે. "મને જલેબી પર ભાવ છે" એવું બોલે છે. ભાવ આંખે દેખાય એવી વસ્તુ નથી. જેને આ લોકો ભાવ કહે છે તે ઈચ્છા છે. ભાવ કારણ છે; ઈચ્છા કાર્ય છે. સ્વરૂપજ્ઞાન થયા પછી જે ઈચ્છાઓ થાય છે તે કર્મ છે, અને તેને ભોગવી લેવી જ પડે.

અક્રમ વિજ્ઞાનથી ભાવ અને અભાવ ઊડી જાય, એટલે નવું 'ચાર્જ' થવાનું બંધ થઈ જાય છે. પૂરણ બંધ થઈ ગયું એટલે હવે જે રહે છે તે ગલન છે. કારણ બંધ થયું અને માત્ર કાર્ય રહ્યું, જેને ખપાવી લીધે જ છૂટકો !

## ભાવ પ્રતિ અભિગમ

આત્મા ભાવ્ય છે. ભાવ્ય ભાવમાં ભળે નહીં અને "જોયા" કરે. દાદા કહે છે : "આત્મા પ્રાપ્ત થયા પછી ભાવકર્મ બંધ થઈ જાય."

"હું આત્મા છું, હું આત્મા છું" એમ બોલે કશું વળે નહીં. આત્માનો અનુભવ તો ક્ષણે ક્ષણે થાય તો કામનું.

તમે કંઈક ખોટું બોલી ગયા, અને પછી તમને અંદર એમ થાય કે આ ખોટું થયું, આવું ના બોલવું જોઈએ. એ 'પ્રતિભાવ' કહેવાય. જે તમે બોલો છો તેને જ તમે ના બોલવું જોઈએ એવો જે ભાવ કરો એ પ્રતિભાવ કહેવાય. મહીં જાગૃતિ (awareness) હોય તો જ પ્રતિભાવ થાય છે. એ પ્રતિભાવ એ આપણો પુરુષાર્થ ગણાય

સંઘર્ષ થાય તેનો વાંધો નથી. સંઘર્ષ આપણે કરવો છે એવો ભાવ કાઢી નાખવો જોઈએ.

"હું કર્તા છું" એવું ભાન થાય તો જ ભાવ થાય. એટલે 'જ્ઞાન'ની અનિવાર્ય જરૂર છે.

કોઈ પણ ભાવ આપણને મહીં ઉત્પન્ન થાય, અને તેનો આમળો ચઢે તો ત્યાંથી બધું છોડી દેવું. જ્યાં હતા ત્યાંથી "હું શુદ્ધાત્મા છું" કરીને ભાગી જવું. નિરાકુળતામાંથી જરાક વ્યાકુળતા ઉત્પન્ન થઈ કે આ આપણું સ્થાન ન હોય કરીને ભાગી જવું.

જોવાનો વાંધો નથી, ભોગવવાનો ભાવ થયો કે વાંધો આવ્યો. જોવામાં, સુગંધી લેવામાં કશો વાંધો નથી. સંસારમાં ખાઓ, પીઓ, બધું કરો, પણ આપણને તેના પર ભોગવવાનો ભાવ ઉત્પન્ન ના થવો જોઈએ.

## ૨૩. સ્મૃતિ

### સ્મૃતિ શાથી ?

આ યાદગીરી કે સ્મૃતિ આવે છે તે રાગદ્વેષના કારણે છે. જેને જેટલો રાગ તેટલી તે વસ્તુ વધુ યાદ આવે, અને દ્વેષ હોય તો તેય વસ્તુ વધારે યાદ આવે. સાસુ ના ગમતી હોય, તો વહુ પિયેર જાય, તો પણ તે તેને યાદ આવ્યા કરે. સાસુને ભૂલવી હોય તો પણ ન ભુલાય. બહુ દુઃખ દીધેલું હોય કે બહુ સુખ આપેલું હોય તે યાદ આવ્યા કરે, કારણ કે રાગદ્વેષ ચોંટેલા હોય. એની મેળે વિચાર આવે એ 'સ્મૃતિ' કહેવાય. સ્મૃતિ એટલે તનાવ રહે. મન ખેંચાયેલું રહે. સ્મૃતિ એ રાગદ્વેષથી છે.

યાદ કેમ રહે છે? હજી કોઈ જગ્યાએ ચોંટ છે, તે પણ 'રેલટિવ' ચોંટ કહેવાય, 'રિયલ' નહી. કારણ વગર યાદ આવે નહીં. જે જે સાંભરે એનાં પ્રતિક્રમણ કરવાં. જે માલ ખપવાનો છે કે બંધાવાનો છે તે યાદ આવે. સ્વરૂપનું જ્ઞાન હોય તો માલ ખપી જાય અને અજ્ઞાન હોય તો એ જ માલથી બંધાય.

## સ્મૃતિ-નિવારણ

જો સ્મૃતિ ના આવે તો તમે શી રીતે જાણી શકો કે કયા રાગદ્વેષ છે. સ્મૃતિ આવે છે એ તો એની મેળે નિકાલ થવા આવે છે. સ્મૃતિ આવે ત્યારે તેને ધોઈ નાખો.

# ૨૪. અજ્ઞા અને પ્રજ્ઞા

## પ્રજ્ઞા શું છે ?

પ્રજ્ઞા એ આત્માનો 'ડિરેક્ટ' (સાક્ષાત્ ) પ્રકાશ છે, જ્યારે બુદ્ધિ એ ઈન્ડિરેક્ટ ( પરોક્ષ ) પ્રકાશ છે. સાક્ષાત્ જ્ઞાન-કિરણ ફૂટે તે જ 'પ્રજ્ઞા' કહેવાય.

દાદા કહે છે: "અમે 'જ્ઞાન' આપીએ છીએ તે સીધી જ અનુભૂતિ થાય છે, એને 'પરમાર્થ સમકિત' કહે છે. તેથી પ્રજ્ઞાભાવ તે જ વખતે તમને ઉત્પન્ન થઈ જાય છે."

જગત ચંચળ; પ્રજ્ઞા અચંચળ.

દાદા કહે છે: "અમે સ્વરૂપ જ્ઞાન આપીએ એટલે પ્રજ્ઞાને અંદર બેસાડી દઈએ. પછી એ પ્રજ્ઞા તમને ક્ષણે ક્ષણે ચેતવે."

જ્યારે સર્વ આવરણોથી આત્મા મુક્ત થાય છે ત્યારે તેને આખાય બ્રહ્માંડને પ્રકાશવાની શક્તિ પ્રાપ્ત થાય, તે અખિલ બ્રહ્માંડને પ્રકાશે.

આત્મા પ્રાપ્ત થયા પછી બુદ્ધિનો આધાર તૂટે અને પ્રજ્ઞાધારી થાય.

આત્મા અને પ્રજ્ઞા બે જુદી વસ્તુઓ છે. આત્મા પ્રગટ થાય પછી જ પ્રજ્ઞા ઉદ્ભૂત થાય. આત્માનું એ અંગ છે. એક વાર આત્મા પ્રગટ થયો એટલે પ્રજ્ઞા પછી અંદર ચેતવ ચેતવ કરે.

જ્ઞાની પુરુષ મળે અને એ આત્મા પ્રાપ્ત કરાવડાવે એટલે પ્રજ્ઞાની શરૂઆત થઈ જાય. એ પ્રજ્ઞા જ મોક્ષે લઈ જાય. પ્રજ્ઞા મહીં ચેતવ ચેતવ કરે, જ્યારે બુદ્ધિ અંદર ડખોડખલ કર્યા કરે.

## પ્રજ્ઞાનું પ્રકાર્ય

પ્રજ્ઞા આત્માનું સંપૂર્ણ હિત દર્શાવે અને અહિતથી છોડાવે. પ્રજ્ઞા આત્માથી જે પરાયું છે તેને ક્યારેય પોતાનું ના થવા દે, અને પોતાનું છે તેને ક્યારેય પરાયું ના માનવા દે. પ્રજ્ઞા આત્માનું જ અંગ છે. તે 'નટુભાઈ' અને 'શુદ્ધાત્મા'ને ભેળસેળ ન થવા દે.

પ્રજ્ઞા સંસારમાંથી કાઢે અને મોક્ષ પ્રતિ લઈ જાય. 'જ્ઞાન'–પ્રાપ્તિ પછી ખેતશી અને તમે 'પોતે' જુદા પડી જાવ. પછી પ્રજ્ઞાથી ખેતશીના દોષ દેખાતા જાય. જેટલા દોષ દેખાય એટલા વિસર્જિત થાય. બધા દોષ પૂરા થાય, ખલાસ થાય એટલે મોક્ષ થાય.

પ્રજ્ઞા 'રિયલ' અને 'રેલટિવ' બન્નેનું સંભાળે. પ્રજ્ઞા ઉત્પન્ન થયા પછી રાગદ્વેષ નીંદી શકાય; આત્માને કશું કરવું પડતું નથી.

અચિંત્ય પ્રજ્ઞા એ જીવનનો અચૂક માર્ગદર્શક છે.

## અજ્ઞાની ઉત્પત્તિ

અજ્ઞા શી રીતે ઉત્પન્ન થાય છે? આત્મા પર સંજોગોનું જબરજસ્ત દબાણ આવ્યું એટલે જ્ઞાનદર્શન જે સ્વાભાવિક હતું તે વિભાવિક થયું. અજ્ઞાસક્તિ મૂળ આત્માની કલ્પશક્તિમાંથી ઉત્પન્ન થાય છે. જેવું કલ્પે તેવું થઈ જાય.

## અજ્ઞા

પ્રજ્ઞાધારીને બ્રહ્મશક્તિ ઉત્પન્ન થાય, પછી અજ્ઞાશક્તિ નાશ પામે, અને ત્યારબાદ પ્રકૃતિશકિત બધું ચલાવી લે.

અજ્ઞાશકિત તમને સંસારની બહાર ના જવા દે. અજ્ઞા કે પ્રજ્ઞા એ ખુદની શકિત નથી, પણ 'સાયન્ટિફિક સર્કમસ્ટેન્શલ એવિડન્સ'થી ઊભી થાય છે. જ્ઞાની પુરુષનો છેલ્લો સંયોગ ભેગો થાય છે. 'જ્ઞાન' પ્રાપ્ત થાય ત્યારે પ્રજ્ઞા સહજતઃ ઉત્પન્ન થાય અને અંદર નિરંતર વારે ઘડીએ ચેતવ ચેતવ કરે. બહારની કોઈ 'ફાઈલ' (સમસ્યા) આવી હોય, તો પ્રજ્ઞા હાજર થઈ જાય છે; અને 'ફાઈલ'નો 'સમભાવે નિકાલ' કરાવે છે.

અજ્ઞા શું કહે છે? કે "મેં કર્યું", "મેં ભોગવ્યું" પ્રજ્ઞા કહે છે કે, "હું કર્તા નથી."

અજ્ઞાશક્તિથી જગતની અધિકરણ ક્રિયા ચાલે છે. જ્યારે પ્રજ્ઞા ઉત્પન્ન થાય ત્યારે અજ્ઞા વિદાય લે, અને એ પ્રજ્ઞા જ મોક્ષના બારણે પહોંચાડે.

## અજ્ઞા–પ્રજ્ઞા

ક્રમિક માર્ગમાં છેલ્લા સ્ટેશને અજ્ઞા વિદાય લે ત્યારે પ્રજ્ઞા હાજર થાય. અક્રમ માર્ગમાં 'જ્ઞાન' લીધા પછી તરત જ પ્રજ્ઞા ઉત્પન્ન થાય, અને અજ્ઞા વિદાય લે. પ્રજ્ઞા જ મોક્ષે લઈ જાય. અજ્ઞા સંસારમાં ફેરવ્યા કરે.

અજ્ઞાદેવી સંસારની બહાર નીકળવા ના દે, અને પ્રજ્ઞાદેવી સંસારમાં પેસવા ના દે. પ્રજ્ઞા નિરંતર આત્મહિત જ જોયા કરે.

"હું કરું છું" તેમાં નિઃશંક છે તે અજ્ઞદશા. "હું કરું છું" એમાં શંકા પડે એ પ્રજ્ઞદશા.

પ્રજ્ઞા મોક્ષે લઈ જવાને માટે મહીં કોચકોચ કરે, ચેતવ ચેતવ કરે. અને મોક્ષે નહીં લઈ જવા માટે અજ્ઞા છે. અજ્ઞા એ બુદ્ધિનું પ્રદર્શન છે. બુદ્ધિ દંદ જ દેખાડે, નફો તોટો જ દેખાડે.

# ૨૫. પ્રેમ અને આસક્તિ

## પ્રેમ

"ઘડી ચઢે ઘડી ઉતરે, વહ તો પ્રેમ ના હોય,
અઘટ પ્રેમ હૃદે બસે. પ્રેમ કહીએ સોય."

—કબીર

સાચો પ્રેમ કોને કહેવાય ? જે ક્યારેય વધેય નહીં ને ઘટેય નહીં, નિરંતર એક ધારો જ વહ્યા કરે. કોઈ માણસ હમણાં ગાળ ભાંડીને ગયો. અને પછી તમારી પાસે આવ્યો તો યે તમારો પ્રેમ જાય નહીં, એનું નામ શુદ્ધ પ્રેમ. ફૂલ ચઢાવે તો યે વધે નહીં. વધે ઘટે એ બધી આસક્તિ.

## આસક્તિ

જે પ્રેમ વધઘટ થયા કરે તે આસક્તિ ઘાટવાળો પ્રેમ તે જ આસક્તિ કહેવાય.

દેહને બંધબેસતાં થાય તેવાં પરમાણુમાં દેહ ખેંચાય તે આસક્તિ છે

જ્યાં સુધી પરમાણુ મળતાં આવે ત્યાં સુધી આકર્ષણ રહે, અને પરમાણુ મળતાં ના આવે, તો વિકર્ષણ થાય. ભ્રાંતિથી પરમાણુના ખેંચાણને માને છે કે, "હું ખેંચાયો." આત્મા ખેંચાય જ નહીં. આત્મા જેમાં તન્મયાકાર થતો નથી તેને ત્યાગ વર્ત્યા કરે.

આ આસક્તિ એ દેહનો ગુણ છે. તે કેવો છે? જેમ લોહચુંબક અને ટાંકણીને જેવો સંબંધ છે. તેમ દેહને 'ફિટ' (સમવર્તી) થાય એવાં પરમાણુ પ્રત્યે દેહ સ્વભાવતઃ ખેંચાય છે. તેમાં આત્માને કશી જ લેવાદેવા નથી. મોહન માને કે, "હું ખેંચાયો" એ ભ્રાંતિ છે, અજ્ઞાન છે. આપણે દેહથી આસક્ત અને આત્માથી અનાસક્ત. આત્મા ખેંચાય જ નહીં. કર્તૃત્વ અભિમાન એ જ આસક્તિ છે.

સ્વરૂપની પ્રાપ્તિ પછી તમારા મનનાં પરિણામો ગમે તેટલાં ઊછળતાં હોય તો તે તમને અસર ન કરે. જ્ઞાનીને ઉપાધિ ન હોય, અજ્ઞાનીને હોય.

પ્રેમથી આ જગત વશ થાય અને એ પ્રેમ આસક્તિવાળો ના હોવો જોઈએ, વધઘટ થાય એવો પ્રેમ ના જોઈએ. તે આજે સરસ વ્યવહાર કરે તોયે પ્રેમ અને બીજા દિવસે દારૂ પીને આવે તો યે પ્રેમ. એ બિચારાને એના કર્મનો ઉદય ફસાવે છે, તેમાં આપણે શું કામ પ્રેમ છોડી દઈએ? પ્રેમમૂર્તિ થયા સિવાય કોઈ દહાડોય કશું સુધરવાનું નથી, ભગવાન પ્રેમ સ્વરૂપ છે.

## ૨૬. સંસરણ

સંસાર એ સંસરણ છે. તેનાં રૂપ ક્ષણે ક્ષણે બદલાય છે. સત્યતઃ આખો સંસાર સહજ માર્ગ છે. સંસારનાં રૂપોમાં મનુષ્ય તન્મયાકાર થાય છે, અને માર ખાય છે. આ કાગડા, કબૂતરો, માછલાં એ બધાંને છે કશી હોસ્પિટલ કે છે કંઈ તેમને રોજ નાહવાનું કે ધોવાનું ? છતાંય કેવાં રૂપાળાં દેખાય છે ! એમને ક્યે કશો સંગ્રહ કરવાનું ? એ બધાં તો ભગવાનનાં આશ્રિત છે, જ્યારે મનુષ્યો એકલા જ નિરાશ્રિત છે. દાદા કહે છે : "જેને ક્યારેય પણ એમ થાય કે મારું શું થશે, એ બધાં નિરાશ્રિત !"

આવું જ કંઈક ભગવાન ઈસુ પણ બાઈબલમાં કહે છે : "આકાશમાંનાં પંખીઓ જુઓ; તેઓ નથી વાવતાં કે નથી લણતાં કે નથી કોઠારમાં ભેગું કરતાં, છતાં તમારા પરમપિતા તેમને ભૂખ્યાં રાખતા નથી. એમના કરતાં તમારી કિંમત વધારે નથી ?

"અને તમે વસ્ત્રોની ચિંતા શા માટે કરો છો ? વગડાનાં ફૂલો નિહાળો, કેવાં ખીલે છે ! નથી એ મહેનત કરતાં કે કાંતતાં, અને છતાં હું તમને ખાતરીથી કહું છુ કે, શલોમોન પણ પોતાના દબદબા પોશાકમાં આવો શોભ્યો નહિ હોય."

સંસાર એ છ તત્ત્વોનું પ્રદર્શન છે. એ તત્ત્વોનુ અનવરત પરિવર્તન

થયા કરે છે. જડ અને ચેતનના સંયોગ સંબંધ માત્રથી જગત ચાલે છે. જડ અને ચેતન 'મિકસચર' (મિશ્રણ) સ્વરૂપે છે, 'કમ્પાઉન્ડ' સ્વરૂપે નથી થયાં. મિશ્રણ છે એટલે બન્નેને છૂટા પાડી શકાય; 'કમ્પાઉન્ડ' (સંયોજન) હોય તો તે શક્ય નથી.

સંસારમાં બધાં દેહનાં સગાં છે. આત્માનો કોઇ સગો નથી. આ દેહ જ આપણો થાય એમ નથી, તો બીજા આપણાં શા કામનાં થશે ?

આ સંસાર તો ' બાઈ–પ્રોડક્ટ' (આડપેદાશ) છે. પૂર્વે કંઈ કરેલું હોય તેનાથી દેહ મળ્યો, ભૌતિક ચીજો મળી, સ્ત્રી મળી, બંગલા મળ્યા. જો મહેનતથી મળતું હોત, તો મજૂરનેય મળે, પણ તેમ થતું નથી. 'મેન પ્રોડક્ટ' (મુખ્ય પેદાશ ) એટલે મોક્ષ, 'જ્ઞાની' પાસેથી મોક્ષનું સાધન પ્રાપ્ત કરી લે, પછી સસારનું 'બાઈ–પ્રોડક્ટ' તો એની મેળે મફતમા આવશે જ.

આ સંસાર એ સંસરણ છે–નિરંતર વહેનારુ છે. પળે પળે મળે બદલાય. ઘણા સમયનો પલ થાય. એક પરમાણુ એનો અવકાશ ભાગ છોડી બીજા અવકાશ ભાગમાં પેસે એને 'સમય' કહેવાય. 'સમય' એ કાળનું સૂક્ષ્મતમ, અવિભાજ્ય બિંદુ છે.

## ૨૭. પુણ્ય અને પાપ

### પાપના પ્રકાર

જગતમાં આત્મા અને પરમાણુ બે જ છે. કોઈને શાંતિ આપી હોય, સુખ આપ્યું હોય તો પુણ્યનાં પરમાણુ ભેગાં થાય, અને કોઈને દુઃખ આપ્યું હોય તો પાપનાં પરમાણુ એકઠાં થાય. પાપ બે પ્રકારનાં છેઃ

૧. પાપાનુબંધી પાપ : અત્યારે પાપ ભોગવે છે અને પાછો પાપનો અનુબંધ નવો બાંધે છે. કોઈને દુઃખ આપે છે, અને પાછો ખુશ થાય છે.

૨. પુણ્યાનુબંધી પાપ : પૂર્વના પાપને લીધે અત્યારે દુઃખ ભોગવે છે, પણ નીતથી અને સારા સંસ્કારથી અનુબંધ પુણ્યનો બાંધે છે. પુણ્ય પણ બે પ્રકારના છે.

૧. પાપાનુબંધી પુણ્ય : પૂર્વના પુણ્યને આજે સુખ ભોગવે છે, પણ ભયંકર પાપનો અનુબંધ બાંધે છે. પુણ્યના આધારે બંગલો મળ્યો, મોટર મળી, 'ફ્રિજ' મળ્યું. આવું પુણ્ય હોવા છતાં પાપનો અનુબંધ બાંધે, અર્થાત્ કષાયને વશ થાય અને સુખસુવિધા ભોગવી પણ ના શકે.

૨. પુણ્યાનુબંધી પુણ્ય : પુણ્ય ભોગવે અને સાથે સાથે આત્મકલ્યાણના

માર્ગે વળે. પુણ્ય ભોગવે અને નવું પુણ્ય બાંધે, જેથી અભ્યુદયથી મોક્ષફળ મળે.

## પુણ્ય—પાપ

જ્યાં સુધી મોક્ષ ના મળે ત્યાં સુધી પુણ્ય એકલું જ મિત્ર સમાન કામ કરે છે, અને પાપ શત્રુ સમાન કામ કરે છે. પુણ્યરૂપી મિત્ર જોઈતો હોય તો આ ઝાડ પાસેથી શીખી લે. યોગ – ઉપયોગો પરોપકારાય. આ જિંદગી જો પરોપકાર માટે જશે તો તમને કશીય ખોટ નહીં આવે.

પુણ્ય–પાપ જ્યાં છે ત્યાં સાચો ધર્મ જ નથી. પુણ્ય અને પાપથી રહિત સાચો ધર્મ છે. જ્યાં પુણ્યપાપને હેય ગણવામા આવે છે અને ઉપાદેય પોતાના સ્વરૂપને ગણવામાં આવે છે ત્યાં સાચો ધર્મ છે.

## અજાણે કરેલું પાપ

જાણીને કરેલું પાપ અને અજાણથી કરેલું પાપ એ બન્ને સરખાં છે. અજાણથી દેવતા પર હાથ મૂકે એટલે ખબર પડે કે દઝાય છે કે નહીં ? પણ અજાણથી કરેલા પાપનું ફળ અજાણમાં અને જાણીને કરેલા પાપનું ફળ જાણીને ભોગવવું પડે એટલો ફેર. બે ભાઈઓ હોય; એક સોળ વરસનો અને બીજો બે વરસનો. તેમની મા મૃત્યુ પામી. પાપનું ફળ બન્નેને ભોગવવાનું આવ્યું; પણ મોટાને જાણીને ભોગવવું પડયું અને નાનાને અજાણમાં ભોગવાઈ ગયું.

પુણ્યથી દેવગતિ મળે, પણ મોક્ષ ન મળે. મોક્ષ તો જ્ઞાની પુરુષ દ્વારા પ્રાપ્ત થાય.

# ૨૮. વિષય

## વિષય શું ?

વિષય કોને કહેવાય ? જે જે બાબતમાં મન પ્રફુલ્લિત થાય તે વિષય છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર જેમાં તન્મયાકાર થાય તે 'વિષય' છે. એકાકાર જ્યાં થયા તે વિષય છે.

વિષયોના વિચાર આવે તે સ્વાભાવિક છે. એ પરમાણુનું ગલન છે. પૂર્વે કરેલા પૂરણનુ ગલન છે. પણ તેમાં તન્મયાકાર થયા એમાં રસ પડે, એ વિષય છે .

જે તમને સાંભર સાંભર થાય તે વિષય છે. આ ભજિયાં કે દહીવડા ખાવાનો વાંધો નથી, પણ જો તે સાંભર સાંભર થાય, તે વિષય છે. સિનેમા જોયો, અને તેમાંનું કશુંય યાદ ન આવ્યું, તો તે વિષય નથી. ફરી યાદ ન આવે એટલે એનો નિકાલ થઈ ગયો કહેવાય સિનેમાનાં કોઈ પ્રસંગ કે પાત્ર યાદ આવ્યા કરે, તો તે 'વિષય' કહેવાય જેને જે યાદ આવે તે વિષય, સ્ત્રીઓ સાડી જુએ અને તેને પછી સંભાર્યા કરે તે તેનો વિષય કહેવાય. જે જેમાં રચ્યોપચ્યો રહે તે વિષય. તેં જે જે કંઈ કર્યું, અને તેમાં અહંકાર કર્યો, તન્મય થયો, નિયમબહાર ગયો, એ બધા

જ વિષય છે. જ્યાં લપસ્યો તે વિષય.

## વિષયનું સ્વરૂપ

એક સ્ત્રીને જોઇને વિચાર આવે, અને બીજીને જોઇને વિચાર નથી આવતો. તેનું કારણ શું ? એ તો અમુક જ પરમાણુથી પરમાણુનું આકર્ષણ થાય છે.

જે જે વિષયનો અહંકાર લાવ્યો છે તેનાં પરમાણુ દેહમાં છે. જે જે વિષયનો અહંકાર ભરેલો, તે તે વિષય સામો આવશે. પરમાણુએ પરમાણુનો 'સમભાવે નિકાલ' થશે ત્યારે આ દેહનો પણ મોક્ષ થશે.

જે જે વિષયમાં ધ્યાન હોય તેમાં તે બહુ જ ચોક્કસ, મસ્ત, તેમા જ તન્મયાકાર. તપસ્વીઓએ તપનો વિષય પસંદ કર્યો, ત્યાગીઓએ ત્યાગનો, વ્યાખ્યાનકારોએ વ્યાખ્યાનનો અને સંસારીઓએ સંસારના વિષયોની આરાધના કરવા માંડી છે. આરાધના વિષયોની કરો છો, અને ખોળો છો નિર્વિષયને આત્માને.

## વિષય પ્રતિ અભિગમ

અચેતન જોડેનો વિષય સારો પણ મિશ્રચેતન જોડેનો ખોટો. તમારે છૂટવું હોય તોય સામું મિશ્રચેતન રાગદ્વેષી હોવાથી તમને ઝટ છૂટવા ન દે. અચેતન તો વીતરાગ છે. તમે છોડયું એટલે છૂટયું. તમારી વારે વાર.

વિષયને આહ્વાન કરવા જેવું નથી.

દાદા કહે છે; " વિષય એ વિષ નથી, પણ વિષયમાં નીડરતા એ જ વિષ છે." જો સાપ સમક્ષ તું નીડર રહી શકતો હોય તો વિષયોમાં નીડર રહેજે, અને ત્યાં જો ડર લાગતો હોય તો વિષયોથી પણ ડરતો રહેજે. વિષયોથી ચેતતો રહેજે.

વિષયો નડતા નથી, પણ વિષયોમાં મોહ-લોભ નડે છે. રસોઈમાં કહેશે કે મારે મરચાં વગર નહીં ચાલે. અમુક વગર નહીં ચાલે, ફલાણું તો જોઈશે જ, એ લોભ છે. વિષયભોગમાં શ્વાસોચ્છ્વાસ વધારે વપરાઈ જાય છે.

રોગીષ્ટ દેહ વિષયી વધારે હોય.

જ્યાં સુધી આત્મજ્ઞાન પ્રગટ ના થાય ત્યાં સુધી વિષય કોઈનેય છોડે નહીં, કારણ કર્તાભાવ હોય છે. આત્મા પોતે નિર્વિષયી છે. આત્મા કયારેય કોઈ પણ વિષય ભોગવી જ ન શકે, માત્ર ભોગવ્યાનો ભ્રાંતિથી અહંકાર કરે કે મેં ભોગવ્યું . આ ભ્રાંતિ ભાગવી જોઈએ. ભ્રાંતિ ભાંગે તો પોતે અનંત વિષયોમાંય નિર્વિષયી પદમાં રહે. નિર્વિષયી થા, તો મોક્ષ થશે.

દાદા કહે છે : "ઈન્દ્રિયોના વિષય જીતે તે જીતેન્દ્રિય જિન નથી પણ જેની દૃષ્ટિ દૃષ્ટામાં પડી ગઈ, જેનું જ્ઞાન જ્ઞાતામા આવી ગયું તે જીતેન્દ્રિય જિન છે." ચીતરે છે પુદ્ગલ, પણ તેમાં તમે 'પોતે' તન્મયાકાર ના થયા, અને માત્ર 'જુઓ' અને 'જાણો' તો તમે છૂટા જ છો.

## ૨૯. સુખ–દુ:ખ

### સાચા સુખની વ્યાખ્યા

જગતમાં બધા જ સુખ ખોળે છે, પણ સુખની વ્યાખ્યા જ નક્કી કરતા નથી. સુખ એવુ હોવુ જોઇએ કે જેના પછી કયારેય દુઃખ ના આવે. શાશ્વત સુખ તો પોતામાં—સ્વમાં છે. પોતે અનંત સુખનું ધામ છે.

જીવમાત્ર શું ખોળે છે? આનંદ ખોળે છે. પણ ઘડીવાર આનંદ મળતો નથી. લગનમાં જાય કે નાટકમાં જાય, પણ વળી પાછું દુઃખ આવે છે. જે સુખ પછી દુખ આવે એને સુખ કહેવાય જ કેમ? એ તો મૂર્છાનો આનંદ કહેવાય સુખ શાશ્વત હોવું જોઈએ.

આપણે ચિરંતન સુખ શોધીએ છીએ. દાદા કહે છે : ''જયાં આત્મા પરમાત્મા સિવાયની બીજી કોઈ વાત ના હોય ત્યાં સાચો આનંદ છે''.

સંસારની કિંચિતમાત્ર વાત ના થાય. લાખો લોકો સદ્ગુણો ઉત્પન્ન કરવા માગે છે. આ ગુણો–સદ્ગુણો દુર્ગુણો એ બધું અનાત્મ વિભાગ છે, અને વિનાશી છે. ગુણોથી પર ગયા વિના, આત્માની વાત ના થાય, પોતે કોણ છે એ જાણવું જોઈએ.

સંસારી સુખ પૂરણગલન સ્વભાવનું છે. આવે ને પછી ઊડી જાય. એ દ્વંદ્વવાળુ છે. "હું કોણ છુ ?" એ ખ્યાલમાં આવી જાય પછી જ સાચુ સુખ કાયમ વર્તે.

## શામાં સુખ નથી ?

લક્ષ્મીમાં સુખ હોય, તો તો આ શેઠિયા રાત્રે પલંગ પર સૂતાં સૂતાં પાસાં ના ફેરવે. તેઓ સતત બેચેની અનુભવે છે. બાહ્ય વસ્તુઓ સુખ ન આપી શકે. તેમાં આપણું સુખ નિરાલંબી નથી; તે બીજાના આધારે ટકવા મથે છે. લક્ષ્મી તો કેવી છે? કમાતાં દુઃખ, સાચવતાં, રક્ષણ કરતાં દુઃખ અને વાપરતાંય દુઃખ . પૈસા હોય તો મિત્રો બધા દોડતા આવે. પૈસા ધીર્યા તો પાછા લેવાની ચિંતા. પૈસા ખોટા થયા તો પાછુ દુઃખ. લક્ષ્મી પૂરણ-ગલન સ્વભાવની છે

લક્ષ્મીથી માનવી લોભાંધ થઈ જાય. લક્ષ્મીનો સ્વભાવ એવો છે કે, જેમ જેમ લક્ષ્મી વધે તેમ તેમ પરિગ્રહ પણ વધે.

પૈસામાં સુખ હોય તો બધાંયને તેમાંથી તે લાગવુ જોઈએ. જ્યારે આત્માસુખ તો બધાયને લાગે.

## સુખના ત્રણ પ્રકાર

સુખના ત્રણ પ્રકાર : ઈન્દ્રિય સુખ :

પંચેન્દ્રિયથી જે વિષયો ભોગવે છે તે ઈન્દ્રિય સુખ. નિરિન્દ્રિય સુખમાં ગદ્ધા મસ્તાની હોય; અતિન્દ્રિય સુખ. તે કેવળ 'પોતાનુ'— આત્માનું અનંત સુખ.

શિયાળાની કડકડતી ઠંડી હોય. ઈન્દ્રિય સુખવાળો પાંચ પાંચ મિનિટે બરાડી ઊઠે, "ઓ બાપ રે ! મરી ગયો રે, આ ટાઢમાં હું મરી ગયો," તે સવારે ખરેખર મૃત્યુ પામે.

નિરિન્દ્રિય સુખવાળો થોડી થોડી વારે બોલે : "અબે સાલી ઠંડી બહુત હૈ. પર છીટ, મેરે કો કયાં લગતી હૈ ? યે તો દેહ કો લગતી હૈ" એમ અહંકાર કરીને આખી રાત કાઢે સવારે જુઓ તો શરીર ઠંડું પડી ગયુ હોય, પરંતુ તેના ધીમા શ્વાસ ચાલતા હોય.

અને અતીન્દ્રિય સુખવાળો ? એ તો હિમ બહાર પડવા માંડે, અને 'પોતે' પોતાની જ્ઞાન-ગુફામાં પેસી જાય. સંપૂર્ણ દેહથી છૂટો જ રહે પોતાના અનંત સુખના ધામમા રહે. સવાર થતાં ચાલવા માંડે.

## સુખ-દુઃખ શું છે ? તેને કોણ ભોગવે છે ?

આ સંસારનાં સુખદુઃખ છે એને ભગવાને સુખદુઃખ કહ્યું નથી. ભગવાને આને વેદનીય કહ્યું છે. સુખને શાતાવેદનીય કહી અને દુઃખને અશાતા વેદનીય કહી. 'વેદનીય' કેમ કહ્યું કે એનું પ્રમાણ વધી જાય તો કંટાળી જાય. આ જમવાનુ રોજ એક જ પ્રકારનું મૂકે તો કંટાળી જાય. તેથી તેય વેદના જ છે ને? પુણ્યકર્મથી શાતા વેદનીય અને પાપકર્મથી અશાતા વેદનીય છે.

આ તો મહીં પેલો 'વેદક' છે એ કરાવે છે. આમાં આત્મા નથી.

જગત દુઃખ ભોગવવા માટે નથી, સુખ ભોગવવા માટે છે. જેનો જેટલો હિસાબ હોય તેટલુ થાય. કેટલાક એકલું સુખ ભોગવતા હોય છે, તે શાથી ? કેટલાક એકલું દુઃખ ભોગવતા હોય છે, એ શાથી ? પોતે એવા હિસાબ લાવ્યા છે. અપમાન, ગાળો એવું બધું આપણી પાસે આવે તો આનંદ માનવો કે સિલકમાથી એક દુઃખ ઓછુ થયું. પણ આ તો અવસ્થામાં ચીટકી રહે છે એ ના હોવું જોઈએ. કોઈની જોડે હજાર ગાળોનો હિસાબ હોય તો તે એક ગાળ આપે એટલે આપણે એમ કહીએ કે હજારમાંથી એક તો ઓછી થઈ ને ! હવે ૯૯૯ ગાળો બાકી રહી !

માન વખતે જેમ આનંદ રહે છે તેમ અપમાન વખતેય આનંદ હાજર રહેવો જોઇએ. અપમાન વખતે આનંદ શાથી હાજર નથી રહેતો ? "અપમાન વખતે આનંદ હાજર રહે જ," એવું નહી કહેવાથી એ હાજર નથી રહેતો. એટલે આપણે "રહે જ" એમ કહીએ એટલે રહે.

દાદા કહે છે : "સુખ-દુઃખ તો આમંત્રેલાં મહેમાન જેવાં છે." આવે

ત્યારે ધક્કો ના મરાય, પણ તેમનો સત્કાર કરવો પડે.

ધોલો ખાવી ગમતી ના હોય, અને જો ચોપડો બંધ કરવો હોય, તો ધોલો આપતી વખતે વિચાર કરવો કે પાછી આવશે ત્યારે એ લેવાશે કે કેમ ?

## સુખ

સુખ ક્યાંથી આવે ? અવસ્થામાં સુખ હોય નહીં. અવસ્થા નિરંતર ફર્યા કરે છે. બગીચામાં સુખ હોય તો પાછું ઘેર આવવું પડે છે ને ?

દુઃખ સહન કરનારને સુખ આપમેળે આવ્યા કરે. તાપમાં ચાલેલાને બાવળિયા નીચે સુખ આવે જ. આ સંસારમાં જે કાંઇ પણ સુખ છે એ થાકયાના ફળ રૂપે છે. જો પ્રમાણથી વધારે દુઃખ પીરસો તો સુખ લાગે. તાત્ત્વિક સુખ – સનાતન સુખ આવે પછી ક્યારેય પણ જાય નહીં.

જીવ અતીન્દ્રિય સુખને માટે ભટકે છે. પોતાનું સુખ કોઈએ ચાખેલું જ નહીં. આ કલ્પિત સુખ તો કેટલું ટકે ? જ્ઞાની મળી જાય તો અતીન્દ્રિય સુખ પ્રાપ્ત થાય. કલ્પિત સુખથી તૃપ્તિ ના થાય, સંતોષ થાય ખરો. જ્યાં સુધી 'જ્ઞાન' ઉત્પન્ન થાય નહીં ત્યાં સુધી 'અવળા – હવળા'નું ભાન મનુષ્યને હોય નહી, બુદ્ધિ છે તો સંસારનાં હિતાહિતનું ભાન કરાવે, પણ મોક્ષનાં હિતાહિતનું ભાન ના બતાવે. એ તો હું મરી જઇશ એવું બતાવે !

આ જગતમાં જે સુખ–દુઃખનો અનુભવ થાય છે એ તો સંપૂર્ણ દુઃખ જ છે સુખ જે લાગે છે એ તો કલ્પિત છે. જે વસ્તુ તમને પસંદ હોય તે વસ્તુ બીજાને આપીએ તો એ દુઃખદાયી પણ થઇ પડે. સુખ તો કોનું નામ કહેવાય કે જે બધાનેય સુખ જ લાગે. દરેકનો અભિપ્રાય સાચા સુખને માટે એક જ હોય.

સુખ આવ્યા પછી દુઃખ આવે જ છે. સનાતન સુખ જ એવું છે કે જે આવ્યા પછી કયારેય દુઃખ ના આવે. સનાસુખ કોને કહેવાય ? મોક્ષ. પરમાનંદ એટલે પરમ તૃપ્તિ. આ દેહના હિસાબ ચૂકવાઈ જાય એટલે તૃપ્તિ, પરમાનંદ રહે.

સુખબુદ્ધિ એ વસ્તુ આત્માની નથી, એ પુદ્દગલ વસ્તુ છે. જે કોઈ પણ વસ્તુ તમને આપે તેમાં તમને સુખબુદ્ધિ ઉત્પન્ન થાય. ફરી એની એ વસ્તુ વધારે આપે તેમા દુઃખબુદ્ધિ ઉત્પન્ન થાય.

સુખબુદ્ધિ એટલે આ કેરી સારી હોય ને તેને ફરી માગીએ તેથી કંઇ તેમાં સુખબુદ્ધિ ગણાતી નથી એ તો દેહનું આકર્ષણ છે એ આકર્ષણ રહે તેમા ફકત જાગૃતિ રાખવાની છે. વિચાર આવ્યા સિવાય કોઈ દહાડો આકર્ષણ થાય નહીં. વિચાર મનમાંથી આવે છે અને મન ગાંઠોનું બનેલું છે. વિચાર ઉપરથી ગાંઠનું સ્વરૂપ સમજી શકાય.

## દુઃખ

હકીકતમાં આ જગતમાં દુઃખ જેવી કોઇ વસ્તુ જ નથી. દુઃખ એ અ-વસ્તુ છે, કલ્પનાથી ઊભું કરેલું છે. દુઃખ છે એમ કલ્પે તો તેમા દુખ લાગે, અને સુખ છે એમ કલ્પના કરે તો સુખ લાગે. સાચું સુખ તો સર્વમાન્ય સત્ય હોવું જોઇએ, પણ તું જેમાં સુખ માને છે તેમાં બીજાને અપાર દુઃખ લાગે છે.

દુઃખ તો કયા કહેવાય ? ખાવા ગયા હોય ને ખાવા મળે નહી, અને પેટમાં બળતરા થાય તે દુઃખ કહેવાય. તરસ લાગી હોય અને પાણી ન મળે એ દુઃખ કહેવાય. નાક દબાવે તો પાંચ જ મિનિટમાં ગૂંગળામણ થઈ જાય એ દુઃખ કહેવાય. ભૂખ, તરસ અને હવાનો અભાવ કેટલો સમય લંબાવ્યા કરાય ? વખતે દાઢ દુઃખતી હોય તો એને દુઃખ કહેવાય.

દાદા કહે છે. "સુખ-દુઃખ કલ્પિત છે, આરોપિત છે. જેણે કલ્પના કરી કે આ સારું છે તો સુખ લાગે."

હા, જો ત્રણ દિવસ ખાવા ન મળે, પીવા ન મળે એ 'દુઃખ' કહેવાય. એ બધું મળે પછી દુઃખ કોને કહેવાય ? આ તો સંસારમાં દુષમ મનને લઇને દુઃખો છે, તે સુષમ મન થાય એટલે સુખી થઈ જાય.

દાદા કહે છે: " જેનો ઉપાય જડે એને દુઃખ કહેવાય. ઉપાય હોય

તો જ દુઃખ કહેવાય. જેનો ઉપાય નથી એ દુઃખ જ ન કહેવાય" જે દુઃખે છે એનો ઉપાય કરીએ જ છીએ ને! આ પગ હોય તે લડાઈમાં કપાઈ જાય તો એ પગ ફરી નહીં આવે. માટે તે દુઃખ ના કહેવાય, કારણ કે ઉપાય નથી. પણ પગે ફોલ્લો પાકયો હોય તો તે દુઃખ કહેવાય, કારણ કે તે મટાડી શકાય છે, એનો ઉપાય છે.

આર્થિક સંજોગો ફરી જાય તો એને દુઃખ કહેવાય ને? એ તો ફેર-ફાર થયા કરે. આ દહાડા પછી રાત આવે છે ને? આજે નોકરી ના હોય તો કાલે નવી મળે. કેટલીક વખત આર્થિક દુઃખ હોતું જ નથી, પણ એને લોભ લાગ્યો છે. આવતી કાલે શાકના પૈસા છે કે નહીં એટલું જ જોઈ લેવાનું હોય. એથી વધારે જોવાનું ના હોય. જેનો ઉપાય નથી એને દુઃખ જ ના કહેવાય. જેના ઉપાય હોય એના તો ઉપાય કરવા જોઈએ.

દુઃખ તો રામચન્દ્રજીને હતું, તેમનાં ચૌદ વરસનાં વનવાસમાંના એક દહાડાનું દુઃખ તે આ ચકલાની આખી જિંદગીનાં દુઃખ બરાબર છે, પણ તે આખો દહાડો 'ચેં ચેં' કરે, દુઃખ ગા ગા કરે!

દેહનાં કષ્ટ એ જ દુઃખ છે. બાકી બીજાં દુઃખ ખરાં નથી—વાણીનાં અને મનનાં દુઃખ દુઃખ ના કહેવાય. એને અતિક્રમી જવાં જોઈએ. 'જ્ઞાતા-દષ્ટા' પદમાં રહીને તેમને સહન કરી લેવાં જોઇએ. વાણીના ઘા અને મનની આધિ દુઃખરૂપ ન રહેવાં જોઈએ.

આ ગાયને મનનું ચક્કર નથી તેથી તેને મનનાં દુઃખો નથી. દુઃખના વિચાર આવશે, પણ તેનું તત્ક્ષણ નિરસન થઈ જવું જોઇએ. દાદા કહે છે: "તું કહે કે, 'કાનમાં દુઃખે છે', તો હું તારું સાંભળું, 'દાઢ દુઃખે છે,' તેય હું સાંભળું, 'ભૂખ લાગી છે,' તેય હું સાંભળું, એને દુઃખ કહેવાય, અને તું કહે કે, 'ખીચડીમાં ઘી નથી', તો તે ના સાંભળું."

ભગવાન કહે છે: "જે બીજાનું સંભાળે છે તેનું હું સંભાળી લઉં છું, અને જે પોતાનું જ સંભાળે છે તેને હું તેના ઉપર છોડી દઉં છું."

આ જગત ક્રમે ગોઠવાયેલુ છે પદ્ધતિસર જગત છે. કોઈનેય મનમાં દુઃખ નથી. એક 'મનુષ્ય' નામના પ્રાણીને જ દુઃખ છે. પ્રાણી શાથી? કે પ્રાણના આધારે જીવે છે. બીજા કોઈ જનાવરને

મનમાં દુઃખ નથી. ભૂખ લાગે તો વેદના થાય, પણ જરાક ખોરાક મળે એટલે વેદના શમી જાય. એમને લોભ જ નહીં ને ! આ મનુષ્યોને જ લોભ છે. તે પોતાની ગમાણનું તો ખાય પણ બીજાનાની ગમાણનું પડાવી લેવા ફરે ! લોભથી જ દુઃખ ઊભાં છે. પક્ષીઓ કે માછલાંઓને છે એકેય વિષય ? આહાર સંજ્ઞા હોય તેથી ખાવા જોઈએ, પણ જીભના વિષય નહીં.

## પલાયન વાદ

પહેલાં તો કંઈક દુઃખનો વિચાર આવ્યો એટલે આપણે તેને ગમે તે રીતે સુખની કલ્પના કરી લેતા. ચિંતા થાય તો સિનેમા જોવા પેસી જાય, યા બીજું કંઈ કરે. ગીતા વાંચો તેથી દુઃખનો પ્રશ્ન સમજાય શી રીતે ? સ્વરૂપ-જ્ઞાન થયા પછી જ તે દુઃખમાંથી ભાગવાની ઈચ્છા કરતો નથી, બીજો વિકલ્પ શોધતો નથી. પોતાનું દુઃખ કાઢવા માટે બીજા વિષયમાં પડે એટલે એ દુઃખ આમથી આમ ફેરવે. જગત એ જ કરી રહ્યું છે. દાદા કહે છે કે, "આપણે તો એને કહીએ છીએ કે આ દુઃખને ભોગવો જ, વટાવી નહીં ખાવાનું ! એ દુઃખને તું અનુભવપૂર્વક જોઈશ તો એનું જોખમ ઘટશે. દુઃખ ધક્કા મારવાથી જતું નહીં રહે. એ તો ઊલટું વધાર્યું તે સિલકમાં તો રહ્યું જ. જેણે એક દુઃખ ઓળંગ્યું તે પછી અનંતા દુઃખ ઓળંગે."

## દુઃખ મુક્તિ

દુઃખો કહેવાની શક્તિ હોય, છતાં સહન કરવું, અને ના કહેવું એનું નામ 'ખાનદાની'. મોટા માણસ પોતાનાં દુઃખને સમાવી લે. કાંઈ સામાવાળો આપણાં દુઃખ લઈ લેવાનો છે ? આ કૂતરાનો પગ મોટર નીચે આવે તો એ કોને કહેવા જાય છે ?

આ દુઃખ તો નામેય નથી, પણ માની બેસે છે તેમાં દુઃખો છે.

કડવી ભેટો આવે ત્યારે હસતાં હસતાં સ્વીકારી લેવી. પણ આ કડવી

ભેટ-સોગાદો આવે ત્યારે કહે કે, "અલ્યા, તું શું કરવા મને આમ કરે છે ?" તો એનાથી કર્મના ખપે નવો વેપાર શરૂ થાય. જેને આ દુકાન કાઢી નાખવાની છે તે ઉકેલ લાવી નાખે.

જ્યાં રડવાની જગ્યા આવે ત્યાં હસવું. આ કેવું છે કે સારી રકમે ભાગીએ તો પેલી રકમ ઊડી જાય.

વિચાર કરે કે, "આમ થયેલું તે આમ થશે તો ?" આવા વિચાર કરે તો પછી એની અસર થાય. આ તો દુઃખ માને અને એનો વિચાર કરે તો એનાથી બનવાનું ના હોય તો યે એવું જ બની જાય. જેનો વિચાર નહીં એ સફળ કામ થાય. જેટલા વિચાર એટલું બગડ્યું.

જેનું જે ખાતામાં હોય એ ખાતામાં મૂકી દેવું. આ શરીરને સ્પર્શે એટલી જ ભાંજગડ. બાપને થયું તો આપણે માથે નહીં લેવાનું, છતાં તપાસ રાખવાનું કે શું થયું ? કયાં વાગ્યું ? પછી બધી દવા વગેરે. બધું તરત જ લઈ આવવું.

સુખ તો અંદરથી આવશે. આપણે તો રોજ સવારે ઊઠીને પાંચ વાર બોલવું.

"આ મન, વચન, કાયાથી જગતના કોઈ જીવને કિંચિત્‌માત્ર પણ દુઃખ ન હો, ન હો, ન હો !" આટલો નિશ્ચય કર્યો એટલે ચેતતા રહેવાશે.

સમ્યક્ સમજણ કોને કહેવાય કે દુઃખમાંથી સુખનું શોધન કરે. જે દુઃખથી આપણે ગભરાઈએ નહીં તે સામું આવે જ નહીં.

લોકોએ જેમાં સુખ માન્યું તેમાં આપણે પણ સુખ માન્યું એ લોક-સંજ્ઞા છે અને આત્મામાં જ સુખ છે એમ માનવું એ જ્ઞાન સંજ્ઞા છે.

આત્માના સુખનું લક્ષણ એટલે નિરાકુળતા રહેતી હોય. સહેજે આકુળતા વ્યાકુળતા થાય તો જાણવું કે બીજી જગ્યાએ ઉપયોગ છે. માર્ગ ભૂલ્યા.

શાતાવેદનીય જોડે એકાકાર થઈ જાય તે પણ ભૂલ છે.

શાતા-અશાતાને બાજુએ મૂકી દેવાનાં. શાતામાં પ્રમાદ થઈ જાય, અજાગૃતિ રહે. અશાતા આવે, હાથમાં લાય બળતી હોય તો આપણે કહેવું કે, "હે નાથ ! 'વ્યવસ્થિત'માં હો તો બળો કે સાજા રહો"

અનુકૂળ જ્યારે છોડવુ હોય ત્યારે છોડાય, પણ અનુકૂળતામાં બહુ જાગૃતિ રાખવી પડે. પ્રતિકૂળ કડવું લાગે, પણ તરત જ જાગૃતિ આવી જાય. દાદા કહે છે : "અમને સ્વરૂપ-જ્ઞાન નહોતું થયું ત્યારે અનુકૂળમાં અમે બહુ ચેતતા રહેતા. પ્રતિકૂળમાં તો આપણને ખબર મળશે." આ જે ભુલો કરાવે છે, જે ઝોકું ખવડાવે છે તે અનુકૂળતા જ કરાવે છે.

બીજાને સલાહના રૂપમાં કહેવું હોય તો એવું કહો કે એને દુઃખ ના પડે; એનો પડઘો પાછો તમને ના પડે. આપણે નક્કી કરવાનું કે આપણે કોઇને કિંચિત્‌માત્ર દુઃખ દેવું નથી.

વેદનીયને એમ કહેશો કે, અહીં આવશો નહીં, ત્યારે તે આઠ ફીટ ઊંચી હતી તે એસી ફીટ ઊંચી થઈને આવશે, અને આપણે કહીએ કે તમે વહેલા આવો, તો આઠ ફીટ હોય તે બે ફીટ દેખાય. વેદનીયનો કાળ પૂરો થઇ ગયો તો એ ઊભી ના રહે. જે ઓચિંતી આવે અને ઊભી રહેવાની નથી તે અતિથિ કહેવાય. અતિથિ દેવ છે, તેમની સાથે સંયમથી વર્તવું પડે. તેમની સાથે શિષ્ટ વર્તન રાખવું પડે.

પુદ્દગલ-સુખની આશા છોડ, એ ઉછીનો વ્યવહાર છે. પુદ્દગલ-સુખ મફત આવતું નથી એ તો લઈને પાછું વાળવું પડે છે. ઉછીનું લઈને કેટલા દહાડા સુખી થવાય ? પૌદ્દગલિક સુખ પાછું માગે ત્યારે આપી શકાય પણ નહી

દુઃખ તો હતું 'રેલટિવ'માં – સાપેક્ષમાં, 'રિયલ'માં હતું નહીં. તે આરોપિત હતું જયા તમે નથી ત્યાં દુઃખ માનવામા આવેલું છે. એમ ખોટી માન્યતાને લીધે બને છે દુઃખ ૨૫ ટકા હતું. તેને તમે બોલ્યા કે મને આ દુ;ખ થયુ છે એટલે તે ૧૦૦ ટકા થઈ જાય ! આપણે આપણા દુઃખનાં વર્ણન કરીને તેમને વધારી નાખ્યાં છે.

## ૩૦. આધિ-વ્યાધિ-ઉપાધિ

માનસિક દુઃખને આધિ કહેવાય. આખો દિવસ ચિંતા કર્યા કરે તે આધિ.

પેટમાં દુઃખતું હોય તેનું નામ વ્યાધિ. ભૂખ લાગે તેનું નામ વ્યાધિ. આંખ દુઃખતી હોય તે વ્યાધિ. શારીરિક દુઃખને વ્યાધિ કહેવાય.

બહારથી આવી પડે તે ઉપાધિ કહેવાય. અત્યારે અહીં બેઠા છીએ અને કોઈ પથરો મારે તે ઉપાધિ. ઉપાધિ બહારથી આવે, અંદરથી ન હોય.

જેને શુદ્ધાત્માનું પદ છે, જે નિરંતર સ્વરૂપમાં રહે છે તેને દરેક અવસ્થામાં સમાધિ રહે, કારણ કે તે તો તેને 'જુએ' અને 'જાણે'.

# ૩૧. ચિંતા

## ચિંતાનો ઉદ્‌ભવ

ચિંતા એ મોટામાં મોટો અહંકાર છે. "હું જ આ બધું ચલાવું છું" એમ જબરજસ્ત રહ્યા કરે તે એના ફળરૂપે ચિંતા ઊભી થાય. "હું કરું છું, હું કરું છું" એમ કર્યા કરે એટલે ચિંતા થાય છે.

આ બાબાને ચિંતા કેમ નથી થતી ? કારણ કે તે જાણે છે કે હું નથી ચલાવતો. કોણ ચલાવે છે તેની તેને પડી નથી.

ચિંતા કરે તેય પાડોશીનું જોઈને. પાડોશીને ઘેર ગાડી ને આપણે ઘેર નહીં. જીવન જરૂરિયાત માટે કેટલું જોઈએ ? તું એક વાર નક્કી કરી લે કે આટલી આટલી મારી જરૂરિયાતો છે ઘરમાં ખાવાપીવાનું પૂરતું જોઈએ. રહેવા ઘર જોઈએ. ઘર ચલાવવા પૂરતી લક્ષ્મી જોઈએ. તેટલુ તને મળશે જ.

એક જમીનદાર મારી પાસે આવ્યો. તે મને પૂછવા લાગ્યો કે જીવન જીવવા માટે કેટલું જોઈએ ? મારે સો વીઘાં જમીન છે, બંગલો છે, એક મોટર છે અને બેન્ક બેલન્સ પણ ખાસ્સું છે. તો મારે કેટલું રાખવું" ? મેં કહ્યું "જો ભાઈ, દરેકની જરૂરિયાત કેટલી હોવી જોઈએ તેનો ખ્યાલ

તેના જન્મ વખતે કેટલી જાહોજલાલી હતી તેના ઉપરથી આખી જિંદગી માટેનું ધોરણ તું નક્કી કર. તે જ ઠર અસલ નિયમ છે. એની પર જાય એ બધું વધારાનું."

"કબીરા ધીરજ કે ધરે, હસ્તી સવા મનખાય:
એક ટુકડે કારને, શ્વાન ઘરેઘર જાય !"

કબીરજી કહે છે કે ભાઈ તું ઉદ્યમ તો કરજે, પણ ચિંતા કરીશ નહિ. મનમાં ધૈર્ય રાખજે કારણ કે હાથીને સવા મણ અનાજ જોઈએ છે તો તેટલું મળી રહે છે અને કૂતરાને એક ટુકડા રોટલાથી પેટ ભરાય તેમ હોવા છતાં એટલો વિશ્વાસ નથી તેથી ઘેર ઘેર હડધૂત થવા માટે ભટકતો ફરે છે."

ચિંતા ક્યારે થાય ? મનમાં વિચાર આવે અને તેમાં તન્મયાકાર થવ ત્યારે. વિચાર 'ફિઝિકલ' છે, 'મેટર' છે. જડ-ચેતનનું 'મિક્ષ્ચર' થઈ જાય એટલે ચિંતા થાય, ચિંતા એ મનનો પરિગ્રહ છે.

## ચિંતા-ફળ

"ચિંતાથી ચતુરાઈ ઘટે." ને કાર્યને અવરોધક છે. ચિંતાથી ધંધો બેસે.

## ચિંતા-મુક્તિ

ચિંતા ન થાય એના માટે શું કરવું ? અહંભાવ (ઈગોઈઝમ) ઓછો કરવો જોઈએ. ચિંતા એ અહમ્‌નો અતિરેક છે.

આ ચિંતા કરવાથી દરેક કામ મોડું થાય. સવાર ક્યારે થશે, ક્યારે થશે એની ચિંતા કરતા આખી રાત બેસી રહો તો સવાર વહેલી થાય ?

આવતી કાલની ચિંતા કરવાનો શો અર્થ ? આવતી કાલ તો કોઈએ જોઈ જ નથી. જે છે તે આજ છે. "Tomorrow never comes"

(ટુમોરો નેવર કમ્સ)

જેનો ઉપાય નથી તેની ચિંતા શી ? મરણનો ઉપાય નથી તેથી તેની કોઈ ચિંતા કરે છે ? અને કરે તો એ વ્યર્થ છે ને ?

ચિંતા ના થાય માટે નક્કી કર કે મનના વિચારો એ સૂક્ષ્મ સંયોગો છે. તે જ્ઞેય છે, અને હું જ્ઞાતા છું, વિચાર કર્યો કે અંતરાય પડ્યા !

દાદા કહે છે : "સંસારની ચિંતા ગઈ એટલે પહેલો મોક્ષ થયો. પછી પહેલાંનો જે હિસાબ છે તે ચૂકવાઈ જાય તે બીજો મોક્ષ. બીજો મોક્ષ એટલે પૂર્ણાહુતિ." ચેતનમાં વર્તો તો-જ નિરંતર સુખ રહે.

# ૩૨. કષાય

## ( ક્રોધ, માન, માયા, લોભ )

કષા = સંસાર, અને આય – લાભ. કષાય એટલે કે જે સંસારનો લાભ આપે, સસાર ચક્રને ચાલુ રાખે.

જ્યાં પોતે નથી ત્યાં "હું છું" એમ બોલવું એ જ મોટામાં મોટો રાગ છે. "હુ ખેતશી" એ જ રાગ. આત્મામાં રાગ નામનો ગુણ નથી. આપણો સૂક્ષ્મ દેહ કે તૈજસ દેહ જેનાં મળતાં પરમાણુ આવે ત્યારે એ તરફ લોહચુંબકની જેમ ખેંચાય છે. ત્યારે ખેતશી કહે છે, "હું ખેંચાયો." આત્મા જરાય ખેંચાતો નથી. વીતરાગ આ પૂતળું એ જેમનું નાચે તેને 'જાણે' પૂતળું ક્યાં ખેંચાયું, અને ક્યાં ના ખેંચાયું. એટલે પરમાણુઓનું આકર્ષણ છે તો એને 'રાગ' કહે છે, અને વિકર્ષણ છે તો એને 'દ્વેષ' કહે છે.

જ્યારથી પોતાનું અને પરાયું એવા બે ભેદ પાડ્યા ત્યારથી જ રાગદ્વેષ થાય છે. પરાયું કહ્યું તો દ્વેષ થઈ જાય. વૈષ્ણવ મસ્જિદ જુએ તો ના ગમે, શિવનું દેરું આવે તો આ આપણું નહીં, આ પરાયું છે એમ કહે એટલે દ્વેષ ઊભો થાય.

રાગદ્વેષ એ દ્વંદ્વ ગુણ છે, એટલે એક જગ્યાએ રાગ હોય તો તેના

સામા છેડે દ્વેષ અવશ્ય હોય જ. વીતરાગ દ્વંદ્વાતીત છે.

ગમા-અણગમાનો અતિરેક થાય તો તે રાગદ્વેષમાં પરિણમે, અને જો સહજ રહે તો કશું નડતું નથી, કારણ કે ગમો-અણગમો એ નોકર્મ છે, હળવાં કર્મ છે, ચીકણાં નથી. એનાથી કોઈને નુકસાન ન થાય.

જે રાગથી ત્યાગ્યું હોય તે દ્વેષથી ભોગવવું પડે અને દ્વેષથી ભાવ્યું હોય તે રાગથી ભોગવવું પડે. જયારે ગમતું હોય છતાં દ્વેષથી ત્યાગી દે કે મને નથી ગમતું, છતા જયારે વસ્તુ સામી આવે ત્યારે એમાં રસ પડે, રાગ થાય.

ક્રોધ, માન, માયા, લોભ શાના આધારે ઊભા છે ? હું જયારે કહું કે, "મને ક્રોધ આવે છે." હવે આ "મને આવે છે" એ આધાર આપે છે. તેથી ક્રોધ ટકી રહ્યો છે. જ્ઞાની પુરુષ આ આધારને ખસેડી દે એટલે ક્રોધનો પાયો હાલી જાય અને તે તૂટી પડે. જાતે ધીમે ધીમે ક્રોધ ઓછો કરવા જાય તો થાય એવું નથી, અને વખતે ક્રોધ ઓછો થાય તો પાછુ માન વધી જાય ! સવારે ચોરીએ ચાનો પ્યાલો મૂકતાં સહેજ પછાડીને મુકયો. તે ભાઈ સમજી જાય કે હજી તાંતો છે. આનું નામ 'ક્રોધ'. પછી તાંતો ગમે તેટલા વખતનો હોય. અરે ! કેટલાકને આખી જિંદગીનો હોય ! બાપ બેટાનું મોઢું ના જુએ અને બેટા બાપનું મોઢું ના જુએ.

## ક્રોધ

ક્રોધ, માન, માયા, લોભ એ માયાની વંશાવળી છે. તે જગતનું પ્રદૂષણ છે. માયા શું કહે છે ? મારો 'માન' નામનો છોકરો જયાં સુધી જીવતો છે ત્યા સુધી મારા બધાય છોકરાઓ મરશે તોય તે પાછા સજીવન થશે.

ક્રોધ એ ઉગ્ર પરમાણુઓ છે. દાદા કહે છે; "અમે ઉગ્રતા રહે તેને ક્રોધ નથી કહેતા, ક્રોધમાં તાંતો રહે તે જ ક્રોધ છે." ધણી ધણિયાણી રાત્રે ખૂબ ઝગડયા, ક્રોધ જબરજસ્ત ભભૂકી ઊઠયો, આખી રાત બેઉ જાગતાં પડી રહ્યાં. ધણિયાણી સવારમાં ચા આપતાં કપ પછાડે એ તાંતો.

ક્રોધ દબાવ્યો દબાવાય એવો નથી, ક્રોધનો વિચાર કરીને એનું પૃથક્કરણ કરી નાખો. એ તો બહુ જાગૃતિ હોય તો જ ક્રોધ ના થાય. દાદા કહે છે : "એ જાગૃતિ આપણે અહીં 'જ્ઞાન' આપીએ છીએ એટલે ઉત્પન્ન થાય છે. પછી કષાયો એની હદમાં આવી જાય. જાગૃતિ ઉત્પન્ન થાય એટલે તમને ક્રોધ થતા પહેલાં જ જાગૃતિ આવી જાય. આપણે જાણી શકીએ કે કોણ ગુનેગાર છે."

ખરી રીતે તો ક્રોધ બંધ કરવાનો ઉપાય ખોળવો એ મૂર્ખતા છે, કારણ કે ક્રોધ એ તો પરિણામ છે. જેમ પરીક્ષા તમે આપી હોય અને પરિણામ આવ્યું; હવે પરિણામનો નાશ કરવાનો ઉપાય કરું એના જેવી આ વાત છે.

ક્રોધને દબાવશો તો તે અંદર બીજી વિકૃતિ ઉત્પન્ન કરશે, અને દમન કરેલો ક્રોધ તો રહેવાનો જ ને ? તેનો વિલય થાય છે ?

જેના પ્રત્યે ક્રોધ થાય છે તેના સંબંધી ઘણી વાર મનમાં ગ્રંથિ બંધાઈ ગયેલી હોય છે. એટલે જેના પર ક્રોધ આવતો હોય એના માટે મન બગડવા ના દેવું જોઈએ. જે જે સામાવાળો કરે છે એ આપણા કર્મના ઉદય છે. એ રીતે મનને સમજાવી શકાય મન ગ્રંથિમુક્ત થાય તો ક્રોધ આવતો બંધ થાય.

ક્રોધ જે ખેતશીને આવે છે તેને પ્રતિક્રમણ કરવા કહેવું. 'તમે' તો નિરંતર એનાથી છૂટા જ છો.

## માની

માની કોઈનો હુંકારો ન વેઠે. તેનો ક્રોધ ભભૂકી ઊઠે.

અપમાન લાગે ક્યાં સુધી ? જ્યાં સુધી માનનું ભિખારીપણું છે ત્યાં સુધી.

લોકો માન આપે તે ચાખવામાં વાંધો નથી, પણ અંતરમાં રહેવું જોઈએ કે આ ના હોવું ઘટે.

માન હોય ત્યાં સુધી માણસ કદરૂપો દેખાય, અને તેથી કોઈને એના પ્રત્યે આકર્ષણ ના થાય.

અપમાન કરનારો જ્યારે ઉપકારી ગણાશે ત્યારે તમારું માન છેદાઈ જશે. "તેમણે મારું અપમાન કર્યું" એ ભાવથી ભયંકર આત્મહાનિ થાય છે. જેને માનની મોટી ગાઠ હોય તેને "કંઈ અપમાન થઈ જશે" એવો ભય રહ્યા કરે છે, અને "ક્યાંથી માન મળશે" એની ભૂખ પણ રહ્યા કરે છે.

માન ખાવાની બહુ ટેવ પડી ગઈ હોય તો તે છેતરાય.

માન પામ્યા પછી અપમાનેય એટલું જ પામવાનો. જેટલો ઊંચે બેસે તેટલી પડવાની બીક.

અપમાન પચાવવું એ પણ મહાન શક્તિસંપદા છે. 'જ્ઞાન' મળ્યા પછી અપમાન પચાવતાં આવડે.

અભિમાન એટલે માનની જાહેરાત. સ્વમાન એટલે અપમાન ના થાય એ માટેનું રક્ષણ કરવું તે. વ્યવહારમાં સ્વમાન સદ્ગુણ કહેવાય અને અભિમાન દુર્ગુણ કહેવાય.

જો માન ખૂબ જ મળે તો માનની ભૂખ મટી જાય.

## માયા

પોતાના નિજ સ્વરૂપનું અજ્ઞાન એ જ માયા.

આ બધું કોણ ચલાવે છે? તે એ જાણતો નથી, તેથી "હું ચલાવું છું" એમ માને છે. તે જ માયા છે.

જ્યાં જે વસ્તુ નથી ત્યાં એ વસ્તુનો વિકલ્પ થાય છે તેનુ નામ 'માયા.' અજ્ઞાન ખસ્યું કે માયા વેગળી.

'માયા' એટલે વસ્તુઓના તત્ત્વોની અજ્ઞાનતા. માયા એટલે 'રૉંગ બિલીફ' (ખોટી માન્યતા). મૂળ સ્વરૂપે ના દેખાતાં અન્ય સ્વરૂપે દેખાય તેનું નામ માયા.

માયાને અખાએ 'કાચના મંદિર'ની ઉપમા આપી છે.

'માયા અંગમાં

અખો કહે છે :

"ક્ષર પિંડ ને અક્ષર આત્મા, જે સમર્યો સરજ્યો વાતમાં,
તત્ર ચોનીશ તણો સમુદાય, મુજ વડે સહુ આવે જાય;
હું પૂરણ ચૈતન્યઘન એક નામ રૂપગુણ કર્મ અનેક;
અખા સમજ્યો તે અણુચવ્યો, જેણે એ માર્ગ અનુભવ્યો.

દાદા કહે છે: "માની માણસ થાય એ સારા, કારણ કે માની માણસને એમા બીજા રોગ ના હોય, ફક્ત એને માન આપો કે ખુશ, અને લોભિયા માણસને તો પોતાનેય ના ખબર પડે કે મારામાં લોભ છે. માન અને ક્રોધ એ ભોળા સ્વભાવનાં છે. લોભ પજવે છે."

## લોભ

શેઠ દુકાને બેઠા હોય અને કોઈ ઘરાક ઝગડવા આવે કે મારા બાબાના આઠ આના તમે છેતરીને લઈ લીધા છે. શેઠ ગાદીતકીએ બેસીને હસ્યા કરે. જરાય પેટનું પાણી ના હાલે. તે શાંત, સ્થિર, ગંભીર હોય. ટોળાના લોક કહે કે, "આ માણસનું જ ભેજું ચસકી ગયું છે" લોભિયો ખરેખર જ્ઞાની જેવો જ દેખાય.

લોભ કર્યો એટલે બીજાનું લૂટી લેવાનો. આજવાના પાણીના બધા જ નળ એક જણ ખોલી નાખે, તો બીજાને પાણી મળે કંઈ?

લોભ એ પરમાણુનો આકર્ષણ અને વિકર્ષણનો ગુણ છે. એમાં આત્મા ભળે તો રાગદ્વેષ છે, અને જો આત્મા ભળે નહીં, તો નથી લેવા કે નથી દેવા! આપણા શરીરમાં 'ઇલેક્ટ્રિકલ બૉડી' (તેજસ–સૂક્ષ્મ દેહ) છે, એટલે ચુંબકપણું રહે છે. માટે દેહ ખેંચાય છે. એટલે ભ્રાંતિથી કહે કે, "હું ખેંચાયો." તારી ઇચ્છા નથી, છતાં તું કેમ ખેંચાય છે?

પોતાની પાસે બધું જ છે છતાં ખોળે તે લોભિયો.

લોભનો પ્રતિપક્ષી શબ્દ સંતોષ. આ જગતનું જ્ઞાન પણ થોડું ઘણું સમજ્યો હોય તેને સંતોષ રહે, અને આત્મજ્ઞાન હોય ત્યાં તો તૃપ્તિ જ હોય, તૃપ્તિ થયા પછી ઇચ્છા ના થાય.

## ચતુર્વિંધ કષાય

ક્રોધ, માન, માયા અને લોભનો આધાર શો ? પોતાની જ પ્રતિષ્ઠા.

માનીને કોઈ ટૈડકાવે, તો તે હસે નહીં, તેનો ક્રોધ તરત જ ભભૂકી ઊઠે, પણ લોભિયાને ક્રોધ ન આવે. માનને લીધે તિરસ્કાર થાય. ક્રોધ બળે અને બાળે, ક્રોધ અને માન ભોળા. કોઈકેય બતાવનાર મળે. જ્યારે આ લોભ અને કપટ એવાં છે કે, ધણીનેય ખબર ના પડે. એ તો પેઠા પછી નીકળવાનું નામ ના દે. લોભનું રક્ષણ કરવા માટે કપટ છે. તે એક આગળ કપડું વેચતાં કાઢી લે, માનનું રક્ષણ કરનાર ક્રોધ છે.

દેહ તેની સહજ ગતિ (motion)માં રહે છે ત્યા સુધી અકસ્માત યતો નથી, પણ જ્યારે તે લાગણીવશ ( emotional ) થઈ જાય છે ત્યારે દેહની અંદર અનંતા સૂક્ષ્મ જીવો હણાય છે. ક્રોધ, માન, માયા અને લોભ એ લાગણીવશ કરે છે.

શુભનું કરવામાં રાગદ્વેષ છે. એમાં તમને જાગૃતિ ના હોય. રાગ-દ્વેષને લીધે જાગૃતિ અટકે છે.

ક્રોધ અને માન એ દ્વેષ છે, અને માયા અને લોભ એ રાગ છે. આ ક્રોધ, માન, માયા, લોભ આત્માના ગુણધર્મ નથી, તેમજ પુદ્‌ગલના ગુણધર્મ નથી, પણ આત્મા અને પુદ્‌ગલની હાજરીથી ઉત્પન્ન થતા ગુણ છે. હાજરી ના હોય તો ના થાય. દ્વેષ એ કષાયની શરૂઆત અને રાગ એ બીજ નાખ્યું. આત્મા જાણ્યા પછી અનુકૂળ પ્રતિકૂળ બધું ઊડી જાય.

અજ્ઞાનતાથી કષાય ઊભા છે. જ્ઞાનથી કષાય ના હોય. સ્વરૂપજ્ઞાન થયા

પછી 'તમે' ઉગ્ર થઇ જાઓ, તો એ પેલા પાછલા કષાય છે કે જે હવે 'ડિસ્ચાર્જ' થાય છે. એને 'ચારિત્ર મોહનીય' કહી છે.

રાગ-દ્વેષથી આ સંસાર ઊભો છે. રાગ દ્વેષ કેમ થાય છે ? કોઈનામાં દખલ કરી કે રાગદ્વેષ ઊભા થાય. એ ઘરમાંથી ચોરી ગયો હોય છતાં ય તેને ચોર માનો તો તમારો રાગદ્વેષ ઊભો થાય, કારણ કે આ ચોર છે એવું તમે માનો છો અને એ તો લૌકિક જ્ઞાન છે. અલૌકિક જ્ઞાનમાં તો એક જ વાક્ય કહે કે, "તે તારા જ કર્મનો ઉદય છે." એના કર્મનો ઉદય અને તારા કર્મનો ઉદય એ બે ભેગાં થાય એટલે એ લઈ ગયો. ત્યારે તું શા માટે અભિપ્રાય બાંધે છે ?

ચેતીને ચાલો. હડકાયું કૂતરું અંદર પેસી જાય છે એમ લાગે કે તરત આપણું બારણું વાસી દેવું, પણ તેની પર તમે એમ કહો કે, આ હડકાયું છે, તો એ અભિપ્રાય બાંધ્યો કહેવાય. અને અભિપ્રાય એ ખંડદષ્ટિ છે. આપણે અમુક રંગનાં ચશ્માં પહેર્યાં છે.

સમણસુત્તંના રાગ-પરિહારસૂત્રમાં બોધ છે કે, "રાગ-દ્વેષ કર્મનાં બીજ (મૂલ કારણ) છે. કર્મ મોહથી ઉત્પન્ન થાય છે. એ જન્મ-મરણનું મૂળ છે. જન્મ-મરણને દુઃખનાં મૂળ કહેવામાં આવ્યાં છે."

## કષાય-વિમોચન

ક્રોધ, માન, માયા, લોભ એ ચારેયને જો ત્રણ વર્ષ ભૂખ્યાં રાખો, તો તે ભાગી જશે. કરેલા ક્રોધનું રક્ષણ કરે એ જ તેનો ખોરાક.

કોઇ ઝીણા સ્વભાવનો તમને ચાની પડીકી લાવવા કહે અને તમે ૩૦ પૈસાની લાવો, તો તે કહે કે, આટલી મોંઘી તે લવાતી હશે ? આવું બોલે તો લોભ પોષાય. કોઈ ૮૦ પૈસાની ચાની પડીકી લાવ્યો તો લાફો માણસ કહે કે આ સારી છે, તો ત્યાંય લાફાપણાનો લોભ પોષાય, આ થયો લોભનો ખોરાક.

કપટની વાત નીકળે ત્યારે બોલી ઊઠે કે આવાં કાળાં બજાર અમે ના કરીએ. તે ઉપરથી શાહુકારી બતાવે, અને તે જ કપટનો ખોરાક.

દાદા કહે છે : "આત્મા સિવાય બધું જ ખોરાકથી જીવે છે."

'જ્ઞાન' લીધા પછી તાંતો ગયો, ત ત ગયો. આપણે શુદ્ધાત્મા-પદમાં મૂકાયા, એટલે ચતુર્વિધ કષાય ગયા, કારણ કે એનો આધાર ખસી ગયો. એટલે બધા નીચે પડે. કર્તાપદનો આધાર ખસે એટલે સુટેવો અને કુટેવો એની મેળે ખરી પડે.

લોભિયાએ શું કરવું જોઈએ કે મોઘું શાક હોય ત્યાં જવું અને વગર પૂછ્યે શાક લેવું. તે પછી ભલે બમણા પૈસા આપવાના હોય! લોભ સમજે કે મને ખાવા નથી મળતું, એટલે તે ભાગવા માંડે. સત્સંગમાં રોજ ચાલતા આવો છો, પણ હવે રિક્ષામાં આવો, અને સાથે સાથે દસ રૂપિયાનું પરચૂરણ રસ્તામાં વેરતા વેરતા આવજો. આનાથી લોભને ઉપવાસ કરવો પડે, અને મન પણ મોટું થાય.

આપણો 'પાડોશી' 'ચાર્જ' થયેલો છે. એટલે એના બધાયે ભાવો, બુદ્ધિના બધાય ભાવ અપમાન કરે ત્યારે ઉછાળે ચઢે. એ બધા પાડોશીના ભાવો છે. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર બધા જ્યારે ઉછાળે ચઢે તો આપણે માણેકલાલને ધીમે રહીને કહેવું, "ઉછળશો નહીં, હવે શાંતિ રાખજો." એટલે આપણે પાડોશી તરીકે પડોશી ધર્મ બજાવવો. આપણે માણેકલાલને કહેવું, "શાંતિ રાખો, 'અમે' બેઠા છીએ." સામીપ્યભાવને લઈને એકતા થઈ છે, બીજું કશું છે નહીં. પહેલેથી જ જુદા જ છે. આખી ખોટી માન્યતા બંધાઈ ગઈ છે.

## ૩૩. દેહાધ્યાસ

જો તમે કોઈના ઘરમાં પેઠા હો તો મહીં ફફડાટ રહે. હમણાં કોઈ કાઢી મૂકશે, ધમકાવશે, એમ નિરંતર રહ્યા કરે. પણ જો પોતાના ઘરમાં બેઠા હો તો ? છે કશી ચિંતા ? આ ચંદુલાલ એ તમારું ઘર ન હોય. તમે પોતે ક્ષેત્રજ્ઞ પુરુષ છો, અને ભ્રાંતિથી પરાયા ક્ષેત્રમાં ક્ષેત્રાકાર થઈ ગયા છો.

"હું ચંદુલાલ, હું આનો મામો, આનો કાકો, આનો ધણી, આનો બાપ", એ જ દેહાધ્યાસ તૂટે નહીં ત્યાં સુધી શુભ અને અશુભ રહે, સારુ-ખોટું રહે, "હું શુદ્ધાત્મા છું" એનું યથાર્થ જ્ઞાન થાય તો દેહાધ્યાસ તૂટે. પછી એકનો એક દીકરો મરે તોય દ્વંદ્વ ના થાય, પ્રક્ષોભ ના થાય.

ગજવું કાપી લે, ગાળ ભાડે, મારે તોય તમને રાગદ્વેષ ના થાય તો દેહાધ્યાસ ગયો. આત્મજ્ઞાન થયા વગર દેહધ્યાન ન જાય. આ પેન મારી છે કહ્યું તે તમે મારાપણાનું ચેતન મૂક્યું. તેથી એ જો મારાથી ખોવાઈ જાય તો તમને દુઃખ થાય.

આત્મા અને દેહનો કોઈ સંબંધ નથી. આ માણસની પાછળ જેમ પડછાયો છે તેને માણસ જોડે જેટલો નાતો છે તેટલો આત્મા અને દેહને સંબંધ છે. આત્મા અને દેહનો સંબંધ એટલો છૂટો છે જેમ આ 'લિફ્ટ'માં

ઊભેલા માણસ અને 'લિફ્ટ' એ બે જુદાં છે.

'લિફ્ટ' બધું જ કાર્ય કરે છે, તમારે તો માત્ર બટન જ દબાવવાનું.

દાદા કહે છે: " જ્ઞાનીઓની ભાષામાં દેહ સહજ થાય એટલે દેહાધ્યાસ ગયો." હવે દેહ સહજ કયારે ગણાય ? આપણા દેહને કંઈ પણ કરે તોય આપણને રાગદ્વેષ ના થાય તેનું નામ 'સહજ'. સહજ એટલે સ્વાભાવિક, કુદરતી, વિભાવિક દશા નહીં. પોતે "હું છું" એનું ભાન નહીં, આ 'જ્ઞાન' પરિણામ પામે ને કર્મો બધાં ઓછા થઈ જાય એટલે સહજ થતો જાય.

દેહાધ્યાસ છે ત્યાં સુધી રાગદ્વેષ છે. દેહાધ્યાસ મટયો એટલે રાગદ્વેષ ગયા.

દેહાધ્યાસ એટલે આ દેહ તે હું છું, આ વાણી હું બોલું છું, આ મન મારું છે દાદા કહે છે: " 'મહાત્માને' આ બધું ગયું, એટલે દેહાધ્યાસ ગયો અને 'હુ શુદ્ધાત્મા છું' એ ભાન રહ્યું એટલે પછી વીતરાગ કહેવાય. છતાં રાગદ્વેષ જે દેખાય છે તે થયા જ કરવાનાં, તેને ભગવાને 'ચારિત્રમોહ' કહ્યો મૂળ મોહ, દષ્ટિમોહ ઊડી ગયો. જે ઊંધો જ ચાલી રહ્યો હતો તે હવે છતો ચાલવા માડયો. દષ્ટિ છતી થઈ ગઇ. "

ચારિત્રમોહ એ 'ડિસ્ચાર્જ' મોહ છે. એમની આવી ઈચ્છા નથી, પણ આવી પડયું એટલે આ બધો મોહ ઉત્પન્ન થાય છે, અને આ ખાવાનું પતી ગયા પછી પાછું તેમને કશું જ ના રહે ! ખાવામાં જરા વિશેષતા થઈ એ ચારિત્રમોહ, અને ખાલી ભૂખને માટે ખાતાં પહેલાં કહે કે શાક લાવો, ચટણી લાવો તો આપણે ના સમજીએ કે આનો મોહ છે ? અને જમતા જમતા દાળ જરા રહેવા દીધી હોય તો તે પણ ચારિત્રમોહ છે. આપણે એમને પૂછીએ કે આ દાળ કેમ ના ખાધી ? ત્યારે એ કહે કે, " બરાબર ઠીક ના લાગી.'' ખાવાનું રહેવા દીધું તેય મોહ અને વધારે ખાઈ ગયા તેય મોહ.

જ્ઞાનેશ્વર કહે છે: " તું દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિથી પર છે અને સર્વનો સાક્ષી તેમ જ શુદ્ધ, બુદ્ધસ્વરૂપ છે."

ટૂંકમાં, હું મોહન છું, એ દેહાધ્યાસ કહેવાય. જે ઉદયમાં આવે તે ઉદયમાં 'મોહન' રહે, અને 'તમારે' એને જોયા કરવાનુ. આટલું જ કામ કરવાનુ છે. 'તમે' એને જોયા કરો એટલે આત્મા સહજ થયો અને 'મોહન' ઉદયમાં રહે એટલે દેહ સહજ થઈ ગયો, પુદ્ગલ સહજ થઈ ગયું.

## ૩૪. મોહ

"હું આમ છું." "મને આમ થયું," આ બધો મોહ છે. દાદા કહે છે: "આ સત્સંગ કરીએ છીએ તે પણ બધો મોહ જ છે, પણ આ 'ચારિત્રમોહ' છે. ચારિત્રમોહ કોને કહેવાય? કે સમભાવે નિકાલ કરી નાખીએ, તો એ ઊડી જ ગયો. તે પછી આપણને અડે નહીં. પેલો ખરો મોહ તો પોતાને ચોંટ્યા વગર રહે જ નહી."

શરીર પોષણ માટે જ ખોરાક લેવો એમાં લોક એમ ના કહે કે ભાઈએ મોહ કર્યો છે, પણ એમાં જાતજાતની ચટણી, અથાણાં બધું લે, કેરીનો રસ લે એને જગત તમારામાં મોહ છે એમ કહે.

દાદા કહે છે: " મોહ તો કપડાં પહેરવાં એનું નામેય મોહ, અને નાગું ફરવું એનું નામેય મોહ છે. બન્નેય મોહ છે.

### મોહ

જેને રાગદ્વેષ નથી, કશો મોહ નથી એને તો જે સામે આવ્યુ તે ખાઈ લીધું, બીજી કશી ભાંજગડ જ ના રહે. તેને તો કશો મોહ ના કહેવાય.

ચારિત્રમોહ લાખો મણનો હોય પણ નિકાલી મોહ હોવાથી તેની કંઈ કિંમત જ નથી.

દર્શનમોહ ગયા પછી જે મોહ રહે છે તે ચારિત્રમોહ. તે 'ડિસ્ચાર્જ મોહ' છે, એની કંઈ કિંમત જ નથી. દર્શનમોહ હજુ જેનો ગયો નથી એવા મોટા ત્યાગી હોય પણ જો એ કોઈ દિવસ જરાક શાક વધારે માગે તોય એ મોહની બહુ કિંમત ! એ મોહ સાચો છે એટલે એક દિવસમાં આખા ત્યાગનું ફળ જતું રહે. સ્વરૂપજ્ઞાનીને ગમે તેટલો મોહ હોય તોય તેનું કશું જ જાય નહીં ! પણ 'ડિસ્ચાર્જ' (ગલન) મોહ છે.

આ દૃષ્ટિ – મોહ જાય તો બસ થઈ ગયું, પછી ચારિત્રમોહની કશી જ કિંમત નથી. જો સ્વરૂપ–જ્ઞાન થાય તો 'ચાર્જમોહ' ઊડી ગયો, જે નુકસાનકારક છે. જ્યાં સુધી દેહ ત્યાં સુધી 'ડિસ્ચાર્જ' મોહ રહેવાનો.

આકર્ષણ થાય એ મોહ છે. મોહનું મૂળ આકર્ષણ છે. ખાવાપીવાના આકર્ષણનો વાંધો નથી. કેરી, જલેબી, લાડવા ખાવા હોય તો ખાજો.

અગ્નિ હોય તો આપણે ભૂલચૂકથી પણ અડતા નથી ને ! એવું એણે અહીં વિષયોમાં સાચવવું જોઈએ. વિષયો એ પ્રગટ અગ્નિ છે. આકર્ષણવાળી વસ્તુ એ પ્રગટ અગ્નિ છે ત્યાં ચેતતા રહેવું.

# ૩૫. અટકણ

## અટકણ શું છે ?

ઘોડાગાડી જતી હોય, ઘોડો ફુક્કડ હોય, અને રસ્તામાં કબર હોય. કબર પર લીલુ કપડું દેખે એટલે તે ભડકે. ગમે તેટલું માર માર કરે તોય એ ના ખસે. પછી ભલે મારી, સમજાવી, પટાવી તે દિવસે તેને લઈ જાય, પણ બીજે દહાડે પાછો ત્યાં જ અટકે, કારણ કે અટકણ પડેલી છે. તે વખતે એ સાન ભાન જ્ઞાન બધુંય ભૂલી જાય. તેને મારવા જાઓ તો ઘોડાગાડી સુદ્ધાં ઊંધી નાખી દે !

એવું મનુષ્ય કોઈ જગ્યાએ મૂર્છિત થઈ ગયો હોય છે. કશાકમાં મૂર્છિત થઈ ગયો હોય, કે અટકણ પડી ગયેલી હોય. તે અટકણ જાય નહીં. બીજી કોઈ ઠેકાણે તે મૂર્છિત ના થાય, પણ અટકણની જગ્યા આવે કે ત્યાં તે પાછો મૂર્છિત થઈ જાય. દાદા કહે છે : "અટકણ એટલે મૂર્છિત થઈ જવું; – સ્વભાન ખોઈ નાખવું."

આપણે એક જણને દારૂ છોડાવ્યો હોય તો તે સત્સંગમાં શાંત રહે. ઘણા દિવસો દારૂને ભૂલી જાય, પણ કોઈ દિવસ તમારી સાથે ફરવા આવ્યો અને દુકાનનું બોર્ડ વાંચ્યું કે. "દારૂની દુકાન' એટલે તરત એની મહીં બધું

ફેરફાર થઈ જાય અને ગલગલિયાં થઈ જાય. કંઈકનું કંઈક સમજાવીને પેલો દુકાનમાં પાછળ રહીને પેસી જાય, અને પ્યાલી પી લે. આનું નામ અટકણ - એક પ્રકારની મૂર્છા !

એક ખાનદાન છોકરાને નાટકમાં નાચ કરવાની ટેવ પડેલી હોય તેને આપણે એનાથી છોડાવી દઈએ, અને બીજા પરિચયમાં રાખીએ. પણ પછી વર્ષ-બે-વર્ષ સુધી કશો વાંધો ના આવે. પણ જ્યારે તે નાટકના થિયેટર પાસેથી જતો હોય. અને બોર્ડ વાંચે તો અભિભૂત થઈ જાય, મૂર્છિત થઈ જાય, અને એન કેન પ્રકારે એ નાટકશાળામાં ઘૂસવા પ્રયત્ન કરે. જૂઠું બોલીનેય ઘુસે એનું કશુ ઠેકાણું નહીં !

અમુક પુરુષને અમુક સ્ત્રી જતી હોય તો એને એ જુએ અને તરત એની અંદર વાતાવરણ બદલાઈ જાય. હવે આ બધા આમ છે તો તડબૂચાં જ, પણ એને તો વિગતવાર એનું રૂપ ખોળી કાઢેલું હોય છે. એમાં રાગ થાય એવું જ નથી, પણ મનુષ્યને એની અટકણ પડી ગઈ છે, એની આદત પડી ગઈ છે. તે કહે, "એ આંખ કેવી ભપકદાર છે !" એવી આંખો ભેંસને પણ હોય છે, ત્યારે ત્યાં રાગ કેમ થતો નથી ? ત્યારે કહે કે, તે ઢોર છે, પણ આ તો સુંદરી છે. જોઈ કેવી ફસામણ છે !

## અટકણનું સ્વરૂપ

અટકણમાં રાગ દ્વેષ હોય છે.

અટકણ તો નિકાચિતથીય બહુ ભારે. 'નિકાચિત' એટલે ભોગવ્યે જ છૂટકો થાય એવા કર્મ. અટકણ પણ ભોગવ્યે જ છૂટકો થાય. એટલુ નહીં. પણ બીજો ભોગવવાનો લોચો નાખી આપે. નિકાચિત 'જ્ઞાન' હોય તોય ભોગવ્યે જ છૂટકો થાય. આપણી ઈચ્છા કઈ ભોગવવાની ના હોય, તોય ભોગવવું જ પડે. નિકાચિત એક પ્રકારનો દંડ છે. દંડ થઇ જવાનો તે થઈ જવાનો.

કેટલાંક કર્મ એવાં છે કે વિચારવાથી તેમાંથી છૂટી જવાય. ધ્યાનથી કર્મ છૂટી જાય. કેટલાંક કર્મ એવાં પણ છે કે ના ભોગવવાં હોય, ના ઈચ્છા

હોય તો ય ભોગવ્યે જ છૂટકો. એને 'નિકાચિત' કહેવાય-ચીકણાં કર્મ કહેવાય. હવે અટકણ એવી છે કે બીજું તોફાન ઊભું કરી નાખે.

અટકણ તો નિરંતર રહે, પંદર વર્ષથી તે વૃદ્ધ થાય ત્યાં સુધી અટકણ રહે.

## અટકણ પ્રતિ અભિગમ (ફિક્સેસન)

પોતાની અટકણ ખોળી કાઢે તો ક્યાં મૂર્છિત થયો છે તે જડી શકે. માટે અટકણને ઓળખી કાઢવી કે તે ક્યાં છે. પછી ત્યાં ચેતતા જ રહેવું.

કપટી માણસને કપટી અટકણ હોય. ત્યાં સચેન, જાગૃત, સાવધાન રહેવું પડે.

અટકણ પાછળ પડે છે એ જ પરાક્રમ કહેવાય. એ પરાક્રમ વિના અટકણ તૂટે નહીં. દાદા કહે છે : "આ તમને 'જ્ઞાન' આપ્યું છે તો પરાક્રમ થઇ શકે."

પોતાનું કોઈ જાતનું સુખ ના હોય ત્યારે ગમે તે અટકણ પડી જાય, પણ હવે પોતાનું સુખ ઉત્પન્ન થયું. હવે તમને બીજાં સુખનાં અવલંબનની જરૂર નથી. એટલે પેલાં સુખને બાજુએ મૂકવાનાં. આ સુખ અને પેલુ સુખ બે સાથે ઉત્પન્ન ના થાય, માટે અટકણને ઢૂંઢી કાઢી તેને અતિક્રમી જાઓ.

દાદા કહે છે કે, "બધેથી તમે છૂટી જાઓ. હવે પુરુષ થયા છો તમે, એટલે પરાક્રમ કરી શકશો, નહીંતર મનુષ્ય આખો પ્રકૃતિને આધીન છે, ભમરડા સ્વરૂપ છે. એ ભમરડા દશામાંથી મુક્ત થઇને તમે પરાક્રમી થયા છો, સ્વપુરુષાર્થ અને સ્વપરાક્રમ સહિત છો."

પહેલા તો આ અટકણો ઓળખાય જ નહીં કે એનાં રૂપ કેવા હોય, એના ચરિતર કેવાં હોય! એટલે આપણે એ અટકણ ઓળખી કે ગલગલિયાં કેવા થઈ જાય છે. સાન-ભાન ક્યાં ખોવાય છે એટલું જ જોઈ લેવાનું. તમારે ધ્યાન કેટલું રાખવાનુ આ ગિરધરલાલનું? એમને કહીએ કે, "તમે બધું જ ખાજો-પીજો, પણ

'જ્ઞાની'ની આજ્ઞામા રહેજો." ગિરધરલાલને ક્યાં ગલીપચી થાય છે એની પર આપણે ધ્યાન આપવાનું. એમની બરાબર ચોકી રાખવી, કારણ કે અનાદિ કાળથી અટકણથી જ આ જગતમા લટકેલો છે. અટકણથી લટકણ !

માટે જ્યાં જ્યાં જે જે દુકાને આપણું મન ગૂંચાય એ દુકાનની મહીં જે શુદ્ધાત્મા છે તે જ આપણને છોડવનાર છે. એટલે એમની પાસે માંગણી કરવી કે મને આ યૌન-વિષયથી મુક્ત કરો. એ જ દુકાનના શુદ્ધાત્મા આપણને આ વિધિથી છોડાવનાર છે; બીજે ડાફાં મારો એનો કશો અર્થ નથી. દાદા કહે છે: "જેમ લફરાને લફરું જાણીએ ત્યારે એ છૂટું પડી જાય તેમ અટકણને અટકણ જાણીએ ત્યારે એ છૂટી પડી જાય"

## અટકણ ગયા પછી ?

અટકણને લઈને લોકોને આકર્ષણ થતું નથી. અટકણ ગયા પછી જગત આપણી ઉપર આફરીન થાય. જગતના જીવોને આપણને દેખતાં જ આનંદ થતો જાય.

અટકણ ગયા પછી વાણી સારી, મધુર નીકળશે, હાસ્ય મુક્ત થશે. અટકણથી છૂટીને જીવનને એક પરિમલ સભર પુષ્પ બનાવો.

# ૩૬. નિજદોષદર્શન

## દોષ એટલે શું ?

"હું નટુભાઈ છું" એ જ ભૂલ છે. આ મોટામાં મોટી ભૂલ કહેવાય.

સ્વરૂપ જ્ઞાન થયા પછી એની ભૂલો જ્ઞેય સ્વરૂપે દેખાય. જેટલાં જ્ઞેય દેખાય એટલાથી મુક્ત થવાય.

આ ડુંગળીનાં પડો હોય છે ને, તેમ દોષો પણ પડવાળા હોય. તે જેમ જેમ દોષ દેખાય તેમ તેમ તેના પડ ઊખડતાં જાય, અને જ્યારે તેનાં બધાં જ પડો ઊખડી જાય ત્યારે એ દોષનું નિશેષ ઉન્મૂલન થાય.

## ભૂલ શું કરે ?

આપણે આપણી ભૂલથી બંધાયા છીએ. જેની એક પણ ભૂલ નથી તે પરમાત્મા.

આ દુનિયામાં તમારો કોઈ ઉપરી જ નથી; તમારી ભૂલો એ જ તમારો ઉપરી છે. તમારી ભૂલો જ તમારો 'બૉસ' છે.

## ભૂલ—સ્તર ભૂલો

જ્ઞાની પુરુષમાં દેખાય એવી સ્થૂલ ભૂલો ના હોય, અને સૂક્ષ્મ ભૂલો પણ ના હોય . એમને સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ ભૂલો હોય.

સ્થૂલ ભૂલો એટલે શુ ? જાગ્રત માણસ સમજી જાય કે આમણે કંઈક ભૂલ ખાધી. સૂક્ષ્મ ભૂલ વિરલ માણસ જ સમજી શકે. સૂક્ષ્મ દોષ તો બુદ્ધિથી પણ દેખાય, પણ સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ ભૂલો એ જ્ઞાને કરીને જ દેખાય

કાયાની અનંત ભૂલો છે. વાણીની અનત ભૂલો છે. વાણીની ભૂલો તો બહુ ખોટી કહેવાય. ચા પાય, અને મનમાં કેવાય ભાવ ચાલતા હોય, ભૂલો તો કોણ ભાગી શકે? જ્ઞાની પુરુષ, કે જે પોતાની સર્વ ભૂલો ભાગીને બેઠા છે. પોતાની ભૂલને લીધે જ સામાવાળો દોષિત દેખાય. જ્ઞાનીને બધા નિર્દોષ જ દેખાય, કારણ કે પોતાની બધી જ ભૂલો તેમણે ભાંગી નાખી છે. પોતાનો જ અહંકાર સામાની ભૂલો બતાવે છે જે નિર્દોષ થયો તેને બધાં નિર્દોષ જણાય.

## દોષ દર્શન—નિરસન

દરેકને બીજાના દોષ જોતાં આવડે. જો પોતાના દોષ જોતાં આવડ્યા હોત, તો મોક્ષે ગયો હોત. જેટલા દોષ દેખાય એટલા વિદાયગીરી લેવા માંડે. જો દોષ ના દેખાય, તો તે પ્રમાદ "હું તો દોષ અનંતનું ભાજન છુ કરુણાળ", એ જાણ્યું એટલે એની મેળે દોષ દેખાવા લાગે. માલિક જો જાણે કે તરત જ ચોર નાસવા માંડે. જેટલા દોષો દેખાતા થયા એટલી મુક્તિ અનુભવાય. જે દોષ ચીકણા હોય તે બે દહાડા, ત્રણ દહાડા, પાંચ દહાડા મહિને કે વર્ષે પણ એ દેખાય એટલે વિદાય લે. તમારે માત્ર જાગૃતિ રાખીને ભરેલા માલને ખાલી કરવાનો છે, ધંધો કરવાનો છે. જેમ જેમ જાગૃતિ વધે તેમ તેમ વધારે ને વધારે દોષો દેખાય. ભૂલો જ આપણો ઉપરી. જેની બધી ભૂલો ખલાસ થાય તેનો કોઈ ઉપરી જ નહીં.

જગત શેનાથી બંધાયું છે ? માત્ર નિજદોષથી.

આપણે 'શુદ્ધાત્મા' અને બહારની બાબતમાં 'હું કશું જ જાણું નહીં' એમ રાખવું. એથી વાંધો જ નહીં આવે. 'શુદ્ધાત્મા' દોષરહિત હોય. તમારામાં–ચંદુલાલમાં જે જે દોષ જણાય તેનો નિકાલ કરવાનો. પુરુષ થયા પછી પુરુષાર્થ થઈ શકે.

તમને કોઈ દોષિત ના દેખાય તો તમે છૂટયા. જીવમાત્ર નિર્દોષ જણાય ત્યારે કામ થયું કહેવાય. માણસોમાં જ નહીં પણ આ ઝાડ વાંકું છે એવું ય ના બોલાય ! જેની ભૂલ ભાગી ગઈ હોય તે બીજાની ભૂલો ના જુએ.

આત્મા પ્રાપ્ત થયા પછી જ પોતાના દોષ દેખાય, કારણ કે નિષ્પક્ષપાતીપણું ઉત્પન્ન થયું હોય. દાદા કહે છે : " ભૂલને ભૂલ જાણી તો તે ભાગે." એનું ઉપરાણું ન લેવું.

ભગવાન મહાવીરને કેવળ જ્ઞાન ઉપજ્યું તે કાળ અને પોતાના દોષ દેખાતા બંધ થયાનો કાળ એક જ હતો. છેલ્લા દોષનું દેખાવું બંધ થવું અને આ બાજુ કેવળ જ્ઞાન ઊભું થવું, એવો નિયમ છે.

'જ્ઞાન' મળ્યા પછી પક્ષપાત ના રહે. "હું ખેતશી નથી. હું શુદ્ધાત્મા છું" એની પ્રતીતિ થાય, અને લક્ષ બેસે એટલે નિષ્પક્ષપાતી થવાય. કોઈનો સહેજેય દોષ દેખાય નહીં, અને પોતાના બધા જ દોષ દેખાય, ત્યારે પોતાનું કામ પૂરું થયું કહેવાય.

દોષ છે ત્યાં સુધી દોષ એ અહંકારનો ભાગ છે, અને તે ભાગ ધોવાશે નહીં ત્યાં સુધી બધા દોષ નીકળશે નહીં અને અહંકાર નિર્મૂળ થશે નહીં. અહંકાર નિર્મૂળ થાય ત્યાં સુધી દોષો ધોવાના છે. અને દોષો પ્રતિક્રમણથી ધોવાય.

દોષ છૂટે નહીં, પણ એને "આપણી વસ્તુ ન હોય" એમ કહીએ તો છૂટે. એ જ્ઞેય અને આપણે જ્ઞાતા એ સંબંધ રાખીએ તો દોષ છૂટે. એને ટેકો ના આપો. ટેકો ના મળે તો એને પડયે જ છૂટકો. નિરાધાર થાય તો પડી જાય.

કોઈ આપણને ગાળ આપે તો તે કંઈક ખાતામાં બાકી હશે તેથી,

તો તે જમે કરી લેવી. હવે ફરી કોણ વેપાર માંડે ?

આ ઝાડને કાપવાનો માત્ર ભાવ કરે તોય કર્મ ચોંટે, સામાનું જરા ખરાબ વિચાર્યું તો પાપ અડે, અને સારો ભાવ કરે તો પુણ્ય અડે. મનમાં ભાવ બગડે તે ય પોતાની ભૂલ.

આપણે નિર્મળ દષ્ટિથી જોઈએ, તો જગત નિર્મળ દેખાય, અને આપણે વક્રદષ્ટિથી જોઈએ તો વક્ર દેખાય. જેવી દષ્ટિ તેવી સૃષ્ટિ.

દોષેય નહીં જોવાના અને ગુણોય નહીં જોવાના. આ દેખાય છે એ ગુણો પ્રાકૃત ગુણો છે. એકેય ટકાઉ નથી. આ ગુણો વાત, પિત્ત અને કફથી રહ્યા છે. સદ્‌ગુણોથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય પણ આવા ગુણોમાં બેસી ન રહેવું, કારણ કે ક્યારે એમાં ફેરફાર થઈ જાય એ કહેવાય નહીં. એ પોતાના શુદ્ધાત્માના ગુણો નથી, આ છે પ્રાકૃત ગુણો. આ તો ઉદય કર્મથી થાય; એનો ગર્વ શો ?

સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થયા પછી પ્રજ્ઞા જાગે. પ્રજ્ઞાથી રાગદ્વેષ નીંદી નાખવાના.

આ જગત 'વ્યવસ્થિત' છે. તે 'વ્યવસ્થિત' શક્તિ જે આપણી ગુનેગારી હતી તે પાછી આપણી પાસે મોકલે. તેને આવવા દેવી. ગયા અવતારમાં જે ભૂલો કરેલી તે આ અવતારમાં આવે, તેથી આ અવતારમાં આપણે સીધા ચાલીએ તોય તે ભુલ નડે. એનું નામ 'ગુનેગારી' !

એ ભૂલોનો આપણે 'સમભાવે નિકાલ' કરવાનો. એમાં કશું જ બોલવાનું નહીં. બોલે નહીં તો શું થાય ? કાળ પાકે એટલે ભૂલ આવે, અને તે ભોગવાઈને નીકળી જાય.

પોતાના બધા જ દોષ દેખાવા જોઈએ. એટલે દોષ કહે, "આપણે આ ઘર છોડો."

તમારો ગમે તેવો ખરાબ દોષ હોય પણ તેનો તમને ખૂબ હૃદયથી-દિલથી પસ્તાવો થાય તો એ દોષ ફરી ના થાય. ફરી થાય તોય વાંધો નથી, પણ પસ્તાવો ખૂબ કર્યા કરો. તમે જે કામ દિલથી કરો છો તેની અસર થયા વિના રહે નહીં.

જેટલા દોષ દેખાયા, એ દોષ ગયા. ધીમે ધીમે દોષનાં પડ ઉખડતાં જાય, અને અંતે બધાં ખલાસ થાય.

## ૩૭. ભક્ત અને ભગવાન

### ભક્ત

ભક્ત ચાર પ્રકારના– આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ અને જ્ઞાની. આર્ત ભક્ત દુઃખ આવે ત્યારે ભગવાનને સંભારે. અર્થાર્થી મતલબી હોય છે, અને ઈશ્વરને કહે, "મારે ત્યાં છોકરો આવશે તો ડાકોર જઈશ." જિજ્ઞાસુ ભક્તને ભગવાનની ઝાંખી કરવાની તાલાવેલી લાગે. જ્ઞાની ભક્ત ભગવાનસ્વરૂપ થઈ ગયો હોય. તે તો 'હું' જાતે જ એક છું. જ્ઞાની એ તો ભગવાનનો પ્રત્યક્ષ આત્મા છે. આ ચાર ભક્તોમાં જિજ્ઞાસુ કામ કાઢી લે.

દાદા કહે છે કે, "જ્યાં સુધી જ્ઞાની ના મળે ત્યાં સુધી ભક્તિ માગવી, અને જ્ઞાની મળે તો એમની પાસે મોક્ષ માગવો."

ભક્તો ભગવાનને શા માટે યાદ કરે છે ? આત્મજ્ઞાન માટે, અને આત્મ-જ્ઞાન એ એનું પોતાનું જ સ્વરૂપ છે. 'જ્ઞાન' થયા પછી ભક્ત અને ભગવાન વચ્ચે ભેદ રહેતો નથી. ભક્ત છે ત્યાં સુધી ભક્તથી ભગવાન ભિન્ન છે.

ભગતો ખુશમાં આવે તો ગેલમાં આવી જાય, અને દુઃખમાં નિરાશ થઈ જાય. તે ક્યારે ગાંડું કાઢે તે કહેવાય નહીં. પત્ની મરી ગઈ ત્યારે

નરસિંહ મહેતાએ ગાયું: "ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ." ત્યારે તે હરિજનવાસમાં ભટકતો હોય. પણ લૌકિક ના કરવું પડે? કરવું જોઈએ, પણ આ તો ગાંડા કાઢે... 'જ્ઞાની' વ્યવહાર ન ચૂકે, કોઈ ઠેકાણે કાચા ન પડે. લૌકિકમાં 'ઈગ્ઝેક્ટ ડ્રામા' (બરાબર નાટક) કરે.

ખરો ભક્ત તો બધું ભગવાન પર છોડી દે.

## ભક્તિ

આ પાંચ ઈન્દ્રિયોથી ઈશ્વરનું કશું જ ના થાય; જે થાય એ પરોક્ષ ભક્તિ છે. એક પરોક્ષ ભક્તિ.

ભક્તિ એ તમારી ગ્રંથિ છે. ભક્તિના વિચારો આવે એ ગ્રંથિ છે. તમે સાંભળ્યું કે પગમ દહાડે ડાકોર જવાનું છે તો તમને પાછી ત્યાં જવાની ગાંઠ ફૂટે. હા, ભક્તિનો રંગ લાગે તો બીજા સંસારના રોગ ના આવે. બાકી જ્યારે ત્યારે તો આપણે નિર્ગ્રંથ થવાનું છે. બીજી પ્રત્યક્ષ ભક્તિ–જ્યાં ભગવાન પ્રગટ થયા છે.

તમને જે મોરલીવાળા કૃષ્ણ દેખાય છે તે ખરા કૃષ્ણ નથી. એ તો દૃશ્ય છે, અને ખરા કૃષ્ણ તો તેને જે 'જુએ' છે તે છે. તે તું 'પોતે' જ છું. આ તો દૃષ્ટિ દૃશ્યમાં પડી છે. દૃષ્ટિ દૃષ્ટામાં પડે તો કામ થાય.

ભક્તિના ચાર પ્રકાર–'નામ' એ સ્થૂલ ભક્તિ છે, 'સ્થાપના' એ સૂક્ષ્મ ભક્તિ છે, 'દ્રવ્ય' એ સૂક્ષ્મતર ભક્તિ છે, અને છેલ્લે 'ભાવ' એ સૂક્ષ્મતમ ભક્તિ છે. "મહાવીર, મહાવીર" બોલતા હોય તો એ સ્થૂલભક્તિ થઈ. 'સ્થાપના' એટલે કે ચિત્રપટ મૂકીને મહાવીર પૂજે એ સૂક્ષ્મ ભક્તિ થઈ. જાતે મહાવીર હાજર હોય અને ભક્તિ કરે એ સૂક્ષ્મતર ભક્તિ કહેવાય. જ્ઞાનીની આજ્ઞા એના ભાવમાં આવી જાય તો એ સૂક્ષ્મતમભક્તિ કહેવાય.

નામ, સ્થાપન અને દ્રવ્ય એ ત્રણેય વ્યવહાર છે, અને ભાવ એકલો જ નિશ્ચય છે. અને વ્યવહારમાં તો અનંત અવતારથી આનું આ જ કર્યું છે ને!

## ભક્તિ

ભકિત મુકિત માર્ગનાં સાધન મેળવી આપે. વીતરાગની ભક્તિ એટલી જ મુકિત માટે હોય. કોઈ પણ ચીજનો જે ભિખારી હોય તેનો મોક્ષ માટેનો સત્સંગ કામનો નહીં. દાદા કહે છે : "જેની ભકિત કરે તેવો થઈ જાય. આરસપહાણની ભકિત કરે તો આરસપહાણ થઈ જાય, અને કાળા પથ્થરની ભકિત કરે તો કાળો પથ્થર બની જાય." ભકિતનો સ્વભાવ કેવો કે જે રૂપની ભકિત કરે એવો થાય. ભકત અને ભગવાન જુદા હોય. નિદિધ્યાસન ભકિતથી ભિન્ન છે નિદિધ્યાસનમાં એકરૂપ થઈ જવાય.

## પરમ વિનય

'મહાત્મા'ને માટે ભકિત એટલે 'પરમ વિનય'. જ્ઞાનીનો રાજીપો મેળવવો એનું નામ ભકિત. પરમ વિનય એટલે શું ? જેણે કિંચિત્‌માત્ર કોઈની વિરાધના ના કરી હોય, જેનો અહંકાર ઓગળી ગયો હોય. જ્યાં વાદ ના હોય, વિવાદ ના હોય, કાયદો ના હોય, ત્યાં 'પરમ વિનય' છે.

## ભકિત

"હું શુદ્ધાત્મા છું" એ ચરમ ભકિત છે. "હું શુદ્ધાત્મા છું" એ લક્ષ-સ્વરૂપ છે, ભાવ નથી. લક્ષ બેઠા વિના "હું શુદ્ધાત્મા છું" એવું રહે જ નહીં. લક્ષ એટલે જાગૃતિ, અને જાગૃતિ એ જ જ્ઞાન.

જ્ઞાનીનો પ્રતિષ્ઠિત આત્મા ભકિતમાં છે અને જ્ઞાન 'જ્ઞાન'માં છે. 'પોતે' શુદ્ધાત્મામાં રહે અને પ્રતિષ્ઠિત આત્મા પાસે સ્વયં-શુદ્ધાત્માની ભકિત કરાવે. એ ભકિતનું શિખર ! દાદા કહે છે :" કોઈનીય છાયા ના પડે એવી તને દુનિયા બાજુએ મૂકતાં આવડે તેનું નામ 'સમર્પણ ભાવ.'

## પરાભક્તિ

જ્ઞાનમાર્ગ શરૂ થયા પછી સાચી ભકિત આવે છે. રસ્તાનું જ્ઞાન થયા પછી ચાલવાનું એ ભકિત છે.

અક્રમ-માર્ગમાં આત્મા પ્રાપ્ત કરી લીધા પછી જે ભક્તિ કરે છે તે પોતે પોતાની જ ભક્તિ કરે છે.

વળી જેનો આશ્રય લીધો તેની ભક્તિ સહજ થાય છે.

જે ભક્તિમાં બુદ્ધિ આવે તે લાગણીને ઉત્તેજિત કરે, અને 'હું' પણાનું ભાન કરાવે, "હું ગિરધરલાલ છું" એવું ભાન કરાવડાવે. બુદ્ધિ પરાભક્તિ થવા ના દે. દાદા કહે છે કે, "આપણાં અહીં તો 'જ્ઞાન' આપ્યા પછી પરાભક્તિ જ હોય. પરાભક્તિ આત્મા માટે કરવામાં આવે છે, શુદ્ધાત્મા માટે, આત્મહેતુ માટે કરવામાં આવે છે.'

## ભગવાન

ભગવાનનું સરનામું શું ? દાદા જવાબ આપે છે : 'God is in every creature whether visible or invisible but not in creation." ભગવાન બધે જ હોય તો ખોળવાની શી જરૂર ? પછી જડ અને ચેતનનો ભેદ જ રહ્યો ક્યાં ? જો બધે જ ભગવાન હોય તો પછી સંડાસ જવાનું ક્યાં ? શરીરમાં ભગવાન હોય તો શરીર વિનાશી છે પણ ભગવાન અવિનાશી છે.

વાળમાં અને નખમાં ઈશ્વર હોઈ શકે ? તમારી અને મારી વચ્ચે દુરબીનથીય ન જોઈ શકાય એવા અનંત જીવો છે. તેમાં ભગવાન બેઠા છે. એ બધામાં શક્તિરૂપે રહેલા છે. તે સુષુપ્ત છે, અને જ્ઞાનીમાં તે વ્યક્ત થયેલા છે. ભગવાનની હાજરીથી જ બધું ચાલે છે, પણ એ 'જ્ઞાન'થી જ સમજાય, બુદ્ધિથી સમજાય એવું નથી.

આ દેહ તો 'પેકિંગ' (ખોખું) છે; તેની અંદર બેઠેલા ભગવાન છે. આ તમારુંય ભૂપેન્દ્રનું 'પેકિંગ' છે, અને તેની અંદર ભગવાને આસન વાળ્યું છે. આ ગધેડો એ ગધેડાનું 'પેકિંગ' છે, અને મહીં ભગવાન બેઠા છે. ખોખાં ભાતભાતનાં હોય. કોઈ ખોખું સડેલું હોય, કોઈ ભાગેલુ હોય, પણ અંદરનો માલ ચોખ્ખો ચંદન હોય !

'ભગવાન' એ વિશેષણ છે. જે કોઈ મનુષ્ય ભગવદ્ ગુણો પ્રાપ્ત કરે તેને 'ભગવાન' વિશેષણ લાગે. સ્વપદમાં બેસીને સ્વની ભક્તિ કરે એ ભગવાન

## ૩૮. નિયાણું

નિયાણું એટલે આપણી વસ્તુના બદલામાં વસ્તુ ઈચ્છવી, વસ્તુ સામે વસ્તુ માગવી, પોતાના પુણ્યની બધી જ મૂડી કોઈ એક વસ્તુ પ્રાપ્ત કરવામાં ખર્ચવી એ નિયાણું. કૃષ્ણ ભગવાન આગલા અવતારમાં વણિક હતા. એમને તે વખતે અત્યંત તિરસ્કાર મળેલો. પછી સાધુ થયેલા. એમણે પ્રખર તપ–ત્યાગ–આચાર કર્યાં. એના બદલામાં શું માગ્યું ? એમણે ઇચ્છયું કે, જગત આખું મને પૂજે. એમનું પુણ્ય પૂજાપાના નિયાણામાં વપરાઈ ગયું.

શલ્ય એટલે મહીં ખૂંચ્યા કરે. આ ગાદી ખૂંચે તો કહે કે, "બીજી સારી ગાદી લાવવી છે." તે તેનું નિયાણું કરે. આ નિયાણું કરે એટલી પોતાની પાસે જેટલી 'પુણ્યની મિલકત હોય તે નિયાણામાં હોડમાં મૂકે ; તે પછી જેનું નિયાણું કર્યું હોય તે પ્રાપ્ત થાય.

નિયાણું તો મોક્ષે જવા માટે જ કરવા જેવું છે.

## ૩૯. મનુષ્ય ગતિ

પાશવતાનાં કર્મ બંધાયાં હોય તો તે પશુયોનિમાં જાય, અને ત્યાં ખપાવી આવે. દેવગતિમાં પુણ્યનો ઢગલો ખપાવતા જવાનું. પણ કે દેવ નવાં કર્મ બાંધે નહીં.

કર્મ બંધાય એટલે તે ખપી જાય. મનુષ્ય એકલો જ કર્મ બાંધી શકે છે. દેવ લોકોય કર્મ બાંધતા નથી. બીજા બધાને તો ખાલી છૂટવા માટેની જ ગતિ હોય છે. દેવગતિમાં જાય તો ય ભોગવીને પાછો મનુષ્યમાં આવે. મનુષ્ય ગતિમાં 'ચાર્જ' અને 'ડિસ્ચાર્જ' બન્ને થઈ રહ્યું છે, જયારે તિર્યંચ ગતિ અને દેવગતિ બન્ને માત્ર 'ડિસ્ચાર્જ' (ગલન) સ્વરૂપ છે.

## ૪૦. મોક્ષ

### મોક્ષ એટલે શું ?

જો ભગવાન ઉપરી હોય અને તે જો મોક્ષે લઈ જનાર હોય તો એ જ્યારે કહે કે અહીંથી ઊઠ તો તમારે તરત જ ઊઠવું પડે. તેને મોક્ષ શી રીતે કહેવાય ? મોક્ષ એટલે સંપૂર્ણ સ્વતંત્રતા.

અહીં જીવતાં જ મોક્ષ અનુભવાય એમ છે. એક પણ ચિંતા, ઉપાધિ ન થાય, 'ઈન્કમ-ટૅક્સ'નું કાગળિયું આવે તોય સમાધિ ના જાય તે જ મોક્ષ. ઉપરનો મોક્ષ તો આના પછી જોઈશું. પહેલાં અહીં મુક્ત થયા પછી જ પેલી મુક્તિ મળે

જો મોક્ષનો વિચાર એક જ વાર આવ્યો હોય તો લાખ અવતારેય જ્ઞાની પુરુષ ભેગા થશે, અને તારો મોક્ષ થશે. મોક્ષ એટલે મુક્તભાવ. સર્વ સાંસારિક દુઃખોથી મુક્તિ.

મહેનત તો સંસાર માટે હોય, મોક્ષ માટે ના હોય. મોક્ષ તો પોતાનો સ્વભાવ જ છે. આત્માનો સ્વભાવ જ મોક્ષ સ્વરૂપ છે. મોક્ષ જોઈતો હોય તો છેવટે જ્ઞાની પાસે જવું પડશે.

મોક્ષ એટલે મન, વચન, કાયાથી મુક્તપણું. કોઈનાં અને પોતાનાં મન, વચન, કાયા અસર ના કરે.

મોક્ષ એટલે પરમાનંદ. સંસારના ભાવોથી મુક્તિ એ પરમાનંદ.

મોક્ષ એટલે આપણને મુક્તપણાનું ભાન થવું જોઈએ. "હું મુક્ત છું" એવું ભાન જીવતાં જ રહે. મરી ગયા પછી મોક્ષ કામનો નહીં. મોક્ષ તો રોકડો હોવો જોઈએ.

આંધળા માણસને એક થાંભલા જોડે કસીને ખૂબ આંટા મારીને બાંધી દીધો હોય, પછી એને આપણે અડયા વગર પાછળથી 'બ્લેડ' (પાનું) મારીને એક આંટો તાડીએ તો પેલાને ખબર પડે કે નહીં? આ ભાગમાંથી બંધન તૂટયું એવી ખબર પડી જાય–એવી રીતે મોક્ષનો અનુભવ થાય છે.

પોત પોતાના સ્વભાવમાં આવવું એનું નામ મોક્ષ, અને વિભાવમાં જવું એનુ નામ સંસાર.

## મોક્ષની ઇચ્છા

સંસારની વિકરાળતા જો સમજાય તો મોક્ષની ઇચ્છા તીવ્ર થાય. સંસારની વિકરાળતા એ તો મોક્ષ માટેનુ 'કાઉન્ટર વેટ' છે.

## કોનો મોક્ષ?

આત્મા અજર, અમર છે, દેહથી છૂટો છે તો મોક્ષ કોનો કહેવાય? અહંકારનો. અહંકારનો મોક્ષ થઈ જાય, અર્થાત્ અહંકારનો વિલય થઈ જાય. જેનો ઉદ્દભવ થયો છે તેનો વિલય થાય.

## શું મોક્ષ બંધ થયો છે?

ભગવાન મહાવીરે કહ્યું છે કે, "આ કાળમાં આ ક્ષેત્રથી જીવ મોક્ષે

જઈ શકશે નહીં." આનો અર્થ એવો નહીં કે, મોક્ષ નથી. માટે એ તરફ જવાનું છોડી દેવું. ભગવાને કહ્યું : "આ કાળમાં આ ક્ષેત્રે એક લાખ રૂપિયાનો ચેક મળતો નથી, પણ નવ્વાણું હજાર, નવસો નવ્વાણું રૂપિયા અને નવ્વાણું પૈસાનો 'ચેક' મળી શકે છે." આ વડોદરા સુધી ગાડી જતી નથી, પણ વિશ્વામિત્રી સુધી જાય છે, તો પછી ગાડીમાં બેસી જ જવું જોઈએ ને ! પણ આ તો ઘેરથી જ નીકળતો નથી.

ભલા, મોક્ષ નથી, પણ મોક્ષના દરવાજાને હાથ અડાડી શકાય છે. આ કાળમાં મોક્ષ બંધ છે, પણ મોક્ષમાર્ગ બંધ નથી થયો; મોક્ષમાર્ગ ચાલુ છે કારણ–મોક્ષ ચાલુ છે, અને કાર્ય–મોક્ષ બંધ છે. દાદા કહે છે : "અમે કલાકમાં કારણ–મોક્ષ આપીએ છીએ."

## મોક્ષ–ઉપાય

ત્રણ વસ્તુની મોક્ષ–માર્ગમાં જરૂર છે :

૧. આત્મા પ્રાપ્ત કરવાની તીવ્ર ઈચ્છા;

૨. જ્ઞાની પુરુષ પ્રાપ્ત કરવાની તીવ્ર ઈચ્છા, અને

૩. જ્ઞાની પુરુષ ના મળે ત્યાં સુધી જ્ઞાની પુરુષ પ્રાપ્ત હો એ ભાવના ભાવવી.

વ્યવહાર ધર્મમાં નિશ્ચય ધર્મ હોય તો આટલાં ત્રણ વાકયોમાં જ છે.

"મેં કર્યું" એ બોલવું એ નિમિત્ત છે, નિમિત્તભાવ છે, અને "કરાવે છે" તે ઉદયકર્મ કરાવે છે. આ વાકયની જાગૃતિ રાખીને આખી જિંદગી ગાળે તે મોક્ષની નજીક આવી ગયો.

વેદાંત કહે છે : "મળ, વિક્ષેપ અને અજ્ઞાન જાય તો મોક્ષ થાય." જૈન દર્શન કહે છે : "રાગ, દ્વેષ અને અજ્ઞાન જાય તો મોક્ષ થાય." બન્નેમાં અજ્ઞાન સામાન્ય છે.

વેદાંતવાળા માને છે કે, અંતઃકરણના ત્રણ દોષ છે—મળ, વિક્ષેપ અને આવરણ. કામ, ક્રોધ, લોભ ઈત્યાદિ વાસનાઓના હેતુરૂપ પાપને મળ કહે

છે. મળથી અશુભ વાસનાઓ પેદા થાય છે. નિષ્કામ કર્મો મળ દોષને દૂર કરે છે. વિક્ષેપ એટલે મનની ચંચળતા. વિક્ષેપને લીધે ધ્યાન ઈત્યાદિમાં ચિત્ત સ્થિર રહી શકે નહીં. ઉપાસનાથી વિક્ષેપ દૂર કરી શકાય. આવરણ વસ્તુનું ભાન ન થવા રૂપ અજ્ઞાનને આવરણ કહે છે. જ્ઞાનથી આવરણદોષ દૂર થાય છે.

"હું ચંદુલાલ છું" એ જ આરોપિત જગ્યાએ રાગ છે, એટલે સ્વરૂપમાં દ્વેષ છે. એક બાજુ રાગ હોય, તો તેની સામી બાજુએ દ્વેષ હોય જ. જ્ઞાની પુરુષ સ્વરૂપનો બોધ કરાવે, શુદ્ધાત્મપદમાં બેસાડે તો તે વીતરાગ થતો જાય.

આત્મા ઈચ્છા કરે જ નહીં. અહંકારમાં ઈચ્છા ઊભી થાય. અહંકાર જાય તો ઈચ્છા જાય. એવું છે ને કે મોક્ષની એકલી જ ઈચ્છા હોયને તો એને કોઈ રોકનાર જ નથી. જ્ઞાની એને ઘેર જશે. મોક્ષ સિવાય કંઈ જ જોઈતું નથી એવી જેની દૃઢ ઈચ્છા છે એની પાસે દરેક ચીજ આવશે. જેને મોક્ષની ઈચ્છા હોય તેને પુદ્ગલની માલિકી ના હોય.

મોક્ષે જવું એ આત્માનો સ્વભાવ છે. પુદ્ગલ નીચે ખેંચે, પણ આત્મ-ચેતના ઊર્ધ્વમુખી છે. પુદ્ગલમાં ચેતન નથી, તેથી તેનામાં કળા ના હોય. ચેતન એટલે કળા કરીને છૂટી જાય. દાદા કહે છે કે, "જેને છૂટવું જ છે એને કોઈ બાંધી શકે નહીં અને જેને બંધાવું જ છે એને કોઈ છોડી શકે નહીં."

વ્યવહારને સહેજેય ખસેડયા વગર હોય તે સંપૂર્ણ મોક્ષમાર્ગ. આ વ્યવહાર ખસેડો તો સામાને અડચણ પડે, સામાને દુઃખ થાય. ત્યાં મોક્ષમાર્ગ ના હોય. જ્યાં પૂર્ણ વ્યવહાર અને પૂર્ણ નિશ્ચિય હોય ત્યાં મોક્ષમાર્ગ છે. વ્યવહાર અને નિશ્ચયનું સંતુલન હોવું જોઈએ.

મોક્ષનો માર્ગ ના જડે તો અશુભમાં ના પડીશ, શુભ રાખજે, અને મોક્ષમાર્ગ જડે તો પછી શુભાશુભની જરૂર નથી, શુદ્ધ માર્ગ પર શુભાશુભ નથી, પાપ-પુણ્ય નથી. પાપ-પુણ્ય એ બન્ને બેડી છે, એક લોખંડની અને બીજી સોનાની.

માત્ર શુભ ક્રિયા કરવાથી મોક્ષ ના મળે. એનાથી પુણ્ય બંધાય. તેથી

[illegible] જગતમાં ભૌતિક સુખવિધાઓ પ્રાપ્ત થાય. બંગલો. મોટર, છત્ર મળે.
" જ્ઞાનક્રિયાભ્યાસ મોક્ષ " મોક્ષ જ્ઞાનક્રિયાથી હોય. જ્ઞાનક્રિયા એટલે જ્ઞાતા-દ્રષ્ટારૂપ ઉપયોગ રાખવો. જ્ઞેયને જાણવું એનું નામ 'જ્ઞાનક્રિયા,' અને જ્ઞેયને દેખવું એનું નામ દર્શનક્રિયા.

ગમે તે વેશમાં મોક્ષ મળે.

જ્યાં પક્ષ છે ત્યાં મોક્ષ નથી.

વીતરાગ ધર્મથી મોક્ષ મળે.

મોક્ષે જતાં કોઈ ક્રિયાની જરૂર નથી, પણ ઉદયમાં આવેલી ક્રિયાઓ આત્મસ્વભાવમાં રહી કરવી જોઈએ.

## ૪૧. ધર્મ

### વસ્તુનો સ્વભાવ એ ધર્મ

'ધર્મ' એટલે શું ? વસ્તુ સ્વ-ગુણમાં પરિણમે તે ધર્મ. ધર્મ એટલે વસ્તુનો સ્વભાવ. સોનાને સોનું કયારે કહેવાય ? જ્યારે એના ગુણધર્મો સોનાના દેખાય ત્યારે. પિત્તળનો 'બફિંગ' (પીળા રંગનું પૉલિશ) કરીને મૂક્યું હોય તો તે આબેહૂબ સોના જેવું જ લાગે, પણ સોની પાસે તેની કસોટી કરાવીએ ત્યારે ખબર પડે કે એનામાં સોનાના ગુણધર્મ નથી, અને તેથી તે સોનું નથી. દરાખ જો કડવી લાગે તો શું કહો ? દરાખ એના ગુણધર્મમાં નથી. જ્યારે વસ્તુ એના સ્વભાવમાં હોય-ગુણધર્મમાં હોય તો જ તે વસ્તુ કહેવાય.

અનાત્માને-પુદ્‌ગલને 'હું' માનવામાં આવે તે અવસ્તુ છે; પરધર્મ છે, સ્વધર્મ નથી. આત્માને આત્મા માનવામાં આવે તે વસ્તુ છે, અને તે જ ધર્મ છે, સ્વધર્મ છે, આત્મધર્મ છે.

શ્રીમદ્‌ રાજચંદ્ર કહે છે :

" ધર્મ વિના ધ્યાન નહીં, ધર્મ વિના જ્ઞાન નહીં,<br>ધર્મ વિના ભાન નહીં જીવ્યું કોના કામનું ? "

ક્ષમણસુત્તં ધર્મસૂત્રમાં જણાવે છે : " વસ્તુનો સ્વભાવ એ ધર્મ છે. ક્ષમાદિ ભાવોની અપેક્ષાએ એ દશ પ્રકારનો છે. ઉત્તમ ક્ષમા, ઉત્તમ માર્દવ, ઉત્તમ આર્જવ, ઉત્તમ સત્ય, ઉત્તમ શૌચ, ઉત્તમ સંયમ, ઉત્તમ તપ, ઉત્તમ ત્યાગ, ઉત્તમ આકિંચન્ય તથા ઉત્તમ બ્રહ્મચર્ય આ દશ પ્રકારનો ધર્મ છે. રત્નત્રય (સમ્યક્દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર) તથા જીવોની રક્ષા કરવી એનું નામ ધર્મ. "

## સાપેક્ષ ધર્મો

વર્તુલ હોય છે ત્યાં ૩૬૦ ડિગ્રી હોય છે. અંગ્રેજો ૧૧૦ ડિગ્રી પર, મુસ્લિમો ૧૨૦ ડિગ્રી પર, પારસીઓ ૧૪૦ ડિગ્રી પર, હિંદુઓ ૨૨૦ ડિગ્રી પર હોય. તે બધા જ પોતપોતાના દષ્ટિકોણથી જુએ છે. જ્ઞાની કેન્દ્રમાં બેઠેલા હોય, એટલે તે યથાર્થ વસ્તુને દેખી શકે, જાણી શકે. આ બધા જ ધર્મો એમના 'વ્યૂ-પૉઈન્ટ'થી સાચા છે, પણ તે 'રેલટિવ' (સાપેક્ષ) ધર્મો છે. જો સત્ય જાણવું હશે તો કેન્દ્રમાં આવવું પડશે. કેન્દ્રમાં જ 'રિયલ' (નિરપેક્ષ) ધર્મ હોય, આત્મધર્મ હોય. કેન્દ્રમાં બેઠેલા જ બધા દષ્ટિકોણોને જોઈ શકે, તેથી તેને કોઈ ધર્મ જોડે મતભેદ ના હોય.

જૈન, વૈષ્ણવ, શૈવ, સ્વામિનારાયણ, ઈસ્લામ, ખ્રિસ્તી, એ બધા સાપેક્ષ ધર્મો છે. તે 'વ્યૂ પૉઈન્ટસ'ના ધર્મો છે. જેને જે 'વ્યુ પૉઈન્ટ'થી–દષ્ટિકોણથી દેખાયું તે જ માત્ર સાચું છે એમ માનીને બેસી ગયા અને એ જ પક્ષમાં પડ્યા. પક્ષમાં પડેલાનો મોક્ષ ના થાય. અહંકારીઓ પોતાનો અહંકાર પોષવા પક્ષ પાડે, અને નિરહંકારી જ્ઞાની પુરુષ બધાને એક કરે. જ્ઞાની પુરુષ નિષ્પક્ષપાતી હોય.

પાછા એક ધર્મમાં કેટકેટલા ફાંટા. કહે છે કે, જૈનોમાં ચોર્યાસી ગચ્છ પડ્યા છે અને વેદાંતીઓમાં પણ ઘણા પંથ છે.

દાદા કહે છે : "એક દિગંબર મહારાજ મને મળ્યા હતા, તેમણે મને કહ્યું કે, મોક્ષ તો અમારો જ થાય ને !" મેં પૂછ્યું, "એમ શાથી કહો છો ?" ત્યારે તેમણે કહ્યું, "કેમ ? ભગવાને કહ્યું નથી કે, નગ્ગાએ મોક્ખ મગ્ગા ?" મેં

કહ્યું : "તમારી વાત તો સાચી છે. ભગવાને કહ્યું છે તે ખરું છે કે, 'નગ્ગાએ મોકખ મગ્ગા" પણ તમે સમજ્યા છો ઊંધું. ભગવાને આત્મા નાગો કરવાનો કહ્યો છે, નહીં કે દેહ."

આ તો અણસમજણ ઊભી થઈ છે. આત્માની ઉપર ત્રણ કપડાં છે- મનનાં, કાયાના, વાણીનાં. તે કપડાં કાઢવાનાં છે તે કાઢે અને આત્મા નાગો કરે તે સાચો 'દિગંબર'. મન, વચન, કાયારૂપી કપડાં કાઢવાનાં છે; એ જ મોટામાં મોટો પરિગ્રહ છે.

દાદા કહે છે : "અલ્યા, અમે તો શાના જૈન ને શાના વૈષ્ણવ? અમે તો વીતરાગ."

આ બધા ધર્મો ચાલે છે એ વ્યાવહારિક ધર્મો છે. તે વ્યવહાર ચલાવવા પૂરતા છે. વૈષ્ણવ, જૈન. શૈવ ધર્મો વ્યવહાર-ધર્મો છે. તે કહે કે કોઈને ત્રાસ ના આપવો. તારે સુખ જોઈતું હોય તો બીજાને સુખ આપજે. એ જ માણસ તમને સુખ ના આપે તો બીજા માણસો આપશે. જો દુઃખ આપશો તો ગમે તે માણસ તમને દુઃખ આપશે.

આત્મ-ધર્મ એ આપણો સ્વાભાવિક ધર્મ છે. જ્ઞાની પુરુષ આત્માની પ્રતીતિ કરાવે પછી તે એની મેળે ચાલ્યા કરે, જ્યારે વ્યવહાર-ધર્મ આપણે શીખવો પડે, અને આપણે કરવો પડે.

એટલે પોતાના સ્વરૂપમાં રહે તો ધર્મ કહેવાય. ખોટાં કર્મ છોડાવડાવે અને સારાં કર્મ કરાવડાવે એ તો દેહાધ્યાસ, ભ્રાંતિ ! સારાં કર્મેય ભ્રાંતિ છે. અને ખોટાં કર્મેય ભ્રાંતિ છે.

હજારો વર્ષોથી શાસ્ત્રો એ જ ગા ગા કરે છે કે સાચું બોલો, દયા રાખો, શાંતિ રાખો, ક્રોધ ના કરો ત્યારે લોક કહે છે કે અમારે લાખ સાચું બોલવું છે પણ સાચું બોલાતું નથી, ક્રોધ કરવો નથી પણ થઈ જાય છે. તેથી લોકોએ શાસ્ત્રો અભરાઇ પર ચઢાવ્યાં. દયા રાખવી, શાંતિ રાખવી, સત્ય બોલવું એ બધાં કાર્ય છે – 'ઇફેક્ટ્સ' છે. 'જ્ઞાન' તો ક્રિયાકારી હોવું જોઈએ. અનુભવજન્ય જ્ઞાન હોય તો જ ક્રિયાકારી થાય; બાકી પુસ્તકોના જ્ઞાનથી તો રઝળ્યાં જ છે.

જે પરિણામ પામે તે ધર્મ.

આપણું વિજ્ઞાન શું કહે છે કે તું ચોરી કરે કે તારાથી જૂઠું બોલાય એનો અમને વાંધો નથી પણ તેનું તું પ્રતિક્રમણ કરજે. દાદા કહે છે કે, "અમે ચોરને એમ ના કહીએ કે તું ચોરી ના કર. અમે જાહેર કરીએ કે તું ચોરી કરે છે, જૂઠું બોલે છે, ક્રોધ કરે છે એ બધું ફરજિયાત છે. માટે પ્રેમથી સમજાવો. કુચારિત્ર્યના વિચાર આવે તો તેનો વાંધો નથી પણ તેનું પ્રતિક્રમણ કરજે."

સાપેક્ષ ધર્મમાં પોપટ બોલે આયારામ, ગયારામ તે બોલે. રામ રામ બોલે, તે સમજીને બોલે કે સમજ્યા વગર ? વિચારપૂર્વક, હૃદયને અસર થાય એવી રીતે કોઈ બોલે છે ?

જગતના બધા 'રેલટિવ' ધર્મો વિરોધાભાસવાળા છે. 'રેલટિવ' ધર્મો ચાલે છે તે શું કહે છે કે સારાં કર્મ કરો. અહંકારથી તેનું ફળ સારું મળે, પુણ્ય બંધાય. બાજરો વાવ્યો હોય તો બાજરો મળે અને કૂચ વાવી હોય તો કૂચ મળે માટે તને અનુકૂળ હોય તે વાવજે. ખરાબ વિચારો નીંદી નાખવા પડે.

અધર્મ હોય ત્યાં ધર્મ હોય જ. કારણ કે અધર્મ કાઢવા માટે ધર્મ જ છે, વિજ્ઞાન (સાયન્સ)માં કોઈને મતભેદ ના હોય. મતભેદ ધર્માધર્મમાં હોય, જેટલા ધર્મો ચાલે છે એ બધામાં મતભેદ છે. બન્નેનો નિકાલ કરવાનો. ધર્માધર્મ એ દેહનો, મનનો, બુદ્ધિનો, પ્રકૃતિનો સ્વભાવ છે, અને આત્માનો સ્વભાવ વીતરાગ સ્વભાવ છે.

આ સંસાર સાપેક્ષ છે, અને 'આપણે' નિરપેક્ષ (રિયલ) છીએ. એટલે 'રિયલ'ના પક્ષમાં રહેવું, અને 'રેલટિવ'નો નિકાલ કરવો. મોક્ષ-ધર્મ અનેકાંતિક હોવો જોઈએ. સંપ્રદાય એકાંતિક કહેવાય વીતરાગ અનેકાંત હોય.

બધાય ધર્મોનો સાર શું છે ? રૌદ્રધ્યાન અને આર્તધ્યાનમાંથી મુક્ત થવું તે. ધર્મસાર કોને કહેવાય ? તમને સળી કરે તોય કોઈનો દોષ ના દેખાય તેને.

વિજ્ઞાન એ સૈદ્ધાંતિક હોય, અને ધર્મો 'રેલટિવ' હોય.

## 'રેલટિવ' ધર્મ

'રેલટિવ' ધર્મ એટલે મનોધર્મ, દેહધર્મ, વાણીધર્મ, અને એ બધા પરધર્મ છે. ધ્યાન કરવું એ મનનો ધર્મ, પૂજાપાઠ એ દેહનો ધર્મ, અને જપ કરવા એ વાણીનો ધર્મ. આત્મધર્મ એ જ 'રિયલ' ધર્મ છે. એ જ સ્વધર્મ છે.

'રેલટિવ' ધર્મો શું કહે છે? સારું કરો અને ખોટું ના કરો. સારું કરશો તો પુણ્ય બાંધશો, અને ખરાબ કરશો તો પાપ બાંધશો. પાપ પુણ્યની બાદબાકી થતી નથી. આ તો અસલ ન્યાય છે. તેમાં તો જે વખતે જેનો ઉદય આવે ત્યારે તે વેઠવું જ પડે. પુણ્યથી સુખ અને પાપનાં કડવાં ફળ.

'રેલટિવ' ધર્મોથી ભૌતિક સુખો મળે અને મોક્ષ ભણી પ્રયાણ થાય, જ્યારે 'રિયલ' ધર્મથી મોક્ષ મળે.

કૃષ્ણશંકર શાસ્ત્રી કહે છે :

'ધર્મ પ્રોજ્ઝિત કૈતવ': સ્વયં શિવ છે. શિવ એટલે સર્વનું કલ્યાણ. સામાન્ય ધર્મ અને વિશેષ ધર્મ એવા બે વિભાગમાં ધર્મનો વિચાર થાય છે. સામાન્ય ધર્મમાં બીજા ઉપર ઉપકાર કરીએ છીએ એવું અનુસંધાન રહે છે. વિશેષ ધર્મમાં કૃતાર્થ થાઉં છું, ઋણમુક્ત થાઉં છું એવું અખંડ સ્મરણ હોય છે. સામાન્ય ધર્મ શરીર સુધી આવે છે. વિશેષ ધર્મ આત્મા સુધી આવે છે. એક સાધનરૂપ ધર્મ છે, અન્ય સિદ્ધ ધર્મ છે. યજ્ઞ, તપ, દાન, વિશ્વસેવા, આ સર્વ સાધન ધર્મો છે. જે અનિવાર્ય છે. ધર્મ અભેદ્ય કવચ છે. ઈશ્વર સર્વ ધર્મ છે. સાધનધર્મમાંથી ક્રમે વિરામ પામી સિદ્ધ ધર્મ સુધી જવું. ધર્મમાં કૈતવ: ન હોઈ શકે. જે ક્રિયા સ્વાભાવિક અનિવાર્ય ને સર્વહિતકારી છે તેને જ ધર્મ કહેવાય છે.

હવે એક વાર આપણે વિશ્વના ધર્મોના મર્મનું વિહંગાવલોકન કરી લઈએ, પછી પૂ.દાદા પાસે જઈશું.

## ઈસુ—વાણી

લોકોનાં ટોળાંને જોઈને ઈસુ ડુંગર પર ચડી ગયા અને ત્યાં બેઠા

એટલે તેમના શિષ્યો તેમની પાસે આવ્યા. પછી તેમને ઉપદેશ આપ્યો :

તમે ધરતીનું લૂણ છો. તમે દુનિયાના દીવા છો. તમારો પ્રકાશ લોકો આગળ પડવા દો.

જે કોઈ પોતાના ભાઈ ઉપર ગુસ્સો કરશે તેણે અદાલતમાં જવાબ દેવો પડશે. જે કોઈ પોતાના ભાઈનો તિરસ્કાર કરશે તેણે નરકના અગ્નિમાં પડવું પડશે. પહેલાં તારા ભાઈ સાથે સમાધાન કરજે અને ત્યાર પછી આવીને નૈવેદ્ય ધરાવજે.

જે કોઈ માણસ કોઈ સ્ત્રી પ્રત્યે વાસનાભરી નજર નાખે છે, તે માનવી તેની સાથે વ્યભિચાર કરી ચૂકયો છે. જો તારો જમણો હાથ તને પાપમાં પ્રેરતો હોય, તો તેને વાઢીને ફગાવી દે.

તમારા માથાનો એક વાળ સુદ્ધાં કાળો કે ધોળો તમે કરી શકો એમ નથી.

જો કોઈ તમારા જમણા ગાલ પર તમાચો મારે તો તેની આગળ બીજો ધરજો.

તમારા શત્રુ પર પ્રેમ રાખો અને તમને રંજાડનાર માટે દુઆ માગો.

જ્યારે તું દાનધર્મ કરવા બેસે ત્યારે જમણો હાથ શું કરે છે એની જાણ ડાબા હાથને થવા ન દઈશ. આમ તારા દાનધર્મ ગુપ્ત રહેશે અને ગુપ્ત કર્મોને જાણનાર તારા પિતા તને બદલો આપશે.

તું જ્યારે પ્રાર્થના કરે ત્યારે તારી ઓરડીમાં જઈને બારણાં વાસજે, અને એકાંતમાં પણ વસનાર તારા પિતાની પ્રાર્થના કરજે.

જો તમે બીજાઓના અપરાધ ક્ષમા કરશો તો તમારા પરમપિતા તમારા અપરાધ પણ ક્ષમા કરશે.

આ પૃથ્વી પર તમારી સમૃદ્ધિનો સંઘરો કરશો નહિ, પણ તમારી સંપત્તિ સ્વર્ગમાં સંઘરી રાખજો, જ્યાં કીડા કે કાટ ખાઈ ન જાય.

તમે પરમેશ્વરને અને પૈસાને એકી સાથે સેવી નહિ શકો.

અમે ખાઈશું શું, પીશું શું એમ જીવનની ચિંતા ન કરશો. આકાશમાંનાં પંખીઓ જુઓ ! તેઓ નથી વાવતાં કે નથી લણતાં કે નથી કોઠારમાં ભેગું કરતાં. એટલે તમે સૌથી પ્રથમ ઈશ્વરના રાજ્યની અને એણે ઈચ્છેલા ધર્માચરણની પાછળ પડો. એટલે આ બધી વસ્તુઓ તમને મળી રહેશે. આવતી કાલ પોતાનું ફોડી લેશે.

કોઈનો ન્યાય તોળશો નહિ. તું તારા ભાઈની આંખમાની રજ શા માટે જુએ છે અને પોતાની આંખમાંનો ભારટિયો કેમ જોતો નથી ?

માગો એટલે મળશે, શોધો એટલે જડશે, ખખડાવો એટલે બારણાં ખૂલી જશે.

## કુરાનની હાક

'કુરાન' શબ્દ 'કેરા'થી બન્યો છે. તેનો અર્થ છે જાહેર કરવું કે વાંચવું. કુરાનની 'આયત' વેદોની ઋચા સમાન છે. મહંમદ સાહેબ ઉપદેશે છે :

શુ તમે નથી જોતા કે આકાશમાં તથા પૃથ્વી પર રહેનારાં ચકલા ચકલી જેવાં પણ ઇશ્વરનો મહિમા ગાય છે ? શું તમે નથી જાણતા કે ઈશ્વર વાદળોને ખેંચી લઈ જાય છે, તેને ભેગાં કરે છે અને તેમાંથી મેહ વરસાવે છે ? તે સર્વ સૃષ્ટિનો સરજનહાર છે, તેથી તેનું જ પૂજન કરો. ઈશ્વર ક્ષમાવાન તથા માયાળુ છે. ઈશ્વર સત્યરૂપ છે.

જે પાપ કરે છે, પોતાના આત્માની વિરુદ્ધ વર્તે છે; ઈશ્વર આ સર્વ જાણે છે. પાપ કર્યા પછી જે પસ્તાય છે તથા પોતાને સુધારે છે તેના ઉપર ઈશ્વર દયા વરસાવે છે.

સૌ મનુષ્યો એક જ 'વાહિદ ઉમ્મત' (કોમ)ના છે. મુસલમાન, યહૂદી, ઇસાઇ કે સાબી (ઈશ્વરનાં પ્રતીક સૂર્ય–ચંદ્રના પૂજક) ભલે ગમે તે હોય, જેઓ ઈશ્વરને માને છે, કર્મ ફલના સિદ્ધાંતમાં વિશ્વાસ રાખે છે, તથા ભલાં કર્મો કરે છે તે સૌને પોતાના પાલક તરફથી સારાં ફળો મળશે એ નિઃસદેહ છે. તમારા આ અલગ અલગ ધર્મો તથા કોમો એક જ ધર્મ તથા કોમ છે અને

તમામ સૌનો પ્રભુ એક જ છે તેથી, એક પરમાત્માનું ધ્યાન ધરો. ધર્મના આમલામાં બળજબરીને સ્થાન નથી.

કોઈ ઉપવાસ કરવાને બદલે ગરીબને જમાડે તો તેને ઉપવાસ કરવાની જરૂર રહેતી નથી. જો શેતાન તમને ક્રોધિત કરવા લાગે તો ઇશ્વરને શરણે જાઓ.

પોતાનાં માબાપ સાથે સદ્દાચારથી વર્તો. બન્ને બુઢ્ઢાં થઈ જાય તો તેમને લેશ પણ માઠું ન લાગવા દો. એમની સાથે વાતચીત કરો તો પ્રેમથી અને નમ્રતાથી કરો.

વ્યભિચારથી દૂર રહો, ખરેખર તે માર્ગ ગંદો અને ખોટો છે.

કોઈ અનાથના ધનની ઇચ્છા માત્ર ન રાખો.

જ્યારે કોઈને કોઈ પણ ચીજ માપીને આપો તો બરાબર માપજો, તોલીને આપો તો ત્રાજવું ને કાટલાં સાચાં રાખજો.

જે વાતનું તમને પૂરું જ્ઞાન નથી તેને પકડી ન રાખો. ખરેખર તમારાં કાન, આંખ અને હૃદયને સૌને પૂછવામાં આવશે કે તેમણે કેવાં કેવાં અને ક્યાં ક્યાં ભલાં બૂરાં કર્મો કર્યાં હતાં.

સત્યને અસત્યથી ન ઢાંકો. ગરીબોને દાન આપો. કોઇનો માલ હડપવાનો પ્રયત્ન ન કરો. ઇશ્વરનાં કાર્યોમાં પોતાનું ધન વાપરો. વ્યસન અને ધૂતથી ચેતીને ચાલજો. ધનદોલત અને સંતતિ આ દુનિયાનાં શણગાર છે પરંતુ સત્કર્મો સ્થાયી છે. જો કોઈ તમારી બૂરાઈ કરે તો તેને પ્રમાણસર જ સજા કરી શકો છો; પણ જે ક્ષમા આપે છે તથા આ રીતે ખરાબ કરનારને સુધારે છે તેને પ્રભુ ઇનામ આપે છે.

ખરેખર દરેક આપત્તિ સાથે તેનો ઉકેલ પણ છે.

વિચાર કરો આ દુનિયાનું જીવન શું છે–ખેલકૂદ, નાટક, બીજાની પાસે પોતાની બડાઈ કરવી, ધન દોલત તથા સંતતિ વધારવામાં બીજાઓને પરાસ્ત કરવાનો પ્રયત્ન કરવો – આ જ બસ આ દુનીયાની જિંદગી છે? આ દુન્યવી જીવન માયા માત્ર છે.

## 'તાઓ'

'તાઓ તે ચિંગ'માં કહ્યું છે:

તાઓ અસીમ છે. એની અગાધતામાંથી સર્વ કંઈ પેદા થયું છે. તાઓ અગ્રાહ્ય છે. તાઓ અચિન્ત્ય છે. તાઓનું અનુસરણ એ મહાન ધર્મ છે. સ્વયંસિદ્ધ તાઓ અનામ છે. મહાન તાઓ સર્વવ્યાપી છે.

આસક્તિ છોડીને કામ કરો. કર્તાપણાનું અભિમાન રાખ્યા સિવાય પેદા કરો, લાભનું ધ્યાન રાખ્યા વગર આગળ વધો. જે પોતાને જાણે છે તે અન્તર્જ્ઞાની છે. જે પોતાને જીતે છે તે પરમ સમર્થ છે. જે પોતાની જગ્યા પર છે, સ્વસ્થ છે, સુરક્ષિત છે. શુદ્ધ ધર્માચરણ સ્વાભાવિક થાય છે. જ્ઞાની સત્યનું પલ્લું પકડે છે, દેખાવનું નહીં. ઘર રત્નોથી ભરી દેશો તો તેની રક્ષા કોણ કરી શકશે ?

માન અને અપમાન ભયરૂપ છે.

જે વિવાદ કરે છે તે તાઓને જાણતો નથી. મોં બંધ રાખો. ઇન્દ્રિયોનો સંયમ કરો ખૂણાઓને સીધા કરી લો. સાદગી ગ્રહણ કરો. ધૂલની જેમ નમ્ર બનો.

મોં બંધ કરો, આંખ અને કાન પણ બંધ કરો, અને જન્મભર તમને ઉપદ્રવ થશે નહી. પોતે પોતાની પ્રશંસા કરવાથી આદર નથી મળતો.

જે સંતુષ્ટ રહે છે તેનો નાશ નથી થતો. જે શાંત રહે છે તેની પર કદી સંકટ આવતું નથી.

વિષય-વાસનામાં રમમાણ જેવું કોઈ પાપ નથી. લોભથી વધારે કોઇ અનર્થ નથી. સંતોષમાં શાશ્વત સુખ છે.

તમારામાં જે ભર્યું છે તેનો નિકાલ કરો. બિલકુલ ખાલી થઈ જાઓ, કોરા થઇ જાઓ. તું જ્યા છે ત્યાં નિશ્ચિન્ત રહે.

ઇન્દ્રિયોના વિષયોની લાલસા છોડશો તો મન શાંત રહેશે. અકર્મથી કર્મ કરો. શિશુ સમાન નિષ્કપટ રહો, પ્રસન્ન રહો.

જે નમ્ર બને છે તે ઊંચે જાય છે. તે પ્રદર્શન કરતો નથી તેથી ચમકે છે તે શૂન્ય થઈ જાય છે તેથી તેનો આદર થાય છે.

જ્ઞાની સંગ્રહ કરતો નથી. બીજાને જેટલું આપે છે તેટલું તેની પાસે રહે છે. તે કોઈને કષ્ટ દેતો નથી.

વ્યવહાર સાધનોથી જે અલિપ્ત છે તે રાજા બને. હથિયાર અશુભસૂચક છે. યુદ્ધવિજય પર ખુશ થવું એ રક્તપાત પર ખુશ થવા જેવું છે.

તાઓ કોઈનો પક્ષપાત કરતો નથી. તાઓવાદી હથિયાર ઉઠાવ્યા વિના લોકોને જીતે છે. તે કર્મફલની ચિંતા કરતો નથી. તાઓ હૃદય-પરિવર્તનનો ધર્મ છે.

## કન્ફ્યૂશિયસનો બોધ

કન્ફ્યૂશિયસનો બોધ આપણા દૈનિક વ્યાવહારિક જીવનને ઉપયોગી છે. તે ઉદ્બોધે છે.

ખોરાક અને રહેઠાણની બાબતમાં સાધુ પુરુષ માત્ર પુષ્કળતા અને સુખ સામગ્રીની અપેક્ષા રાખતો નથી.

મા-બાપ જીવતાં હોય ત્યાં સુધી યોગ્ય ભાવથી તેમની સેવા કરવી જોઈએ.

સાચદિલી અને સત્યની સાથે પોતાના આત્માને સંસ્કારી બનાવવાની કામના પણ તમે રાખો. સુનીતા માર્ગથી ચ્યુત થવું એના કરતાં તમારી જિંદગી પણ અર્પવાને તત્પર રહો.

આત્મસંયમના આંતર નિયમને અધીન થયા વિના તમારી આંખ, તમારા કાન, તમારી વાણી અને તમારી હલનચલનની શક્તિનો કદી ઉપયોગ ન કરો.

અંતઃકરણના અવાજને માન્ય રાખવાની ટેવ અને પ્રામાણિકપણું એ બે તત્ત્વોને તમારાં માર્ગદર્શક બનાવો.

કુટુંબ એ જ સમાજની સકુલ રચનાનું માનવંતુ એકમ છે. કુટુંબમાં પિતાપુત્રાદિ સ્નેહની સાંકળથી સંકળાયલાં હોવાં જોઈએ. તેઓમાં સંપૂર્ણ સહકાર હોવો જોઇએ. તેઓ પોતપોતાના ધર્મ બરાબર પાળતા હોવા જોઈએ.

તમારે અન્યાયને સાટે ન્યાય આપવો અને અપકારને સાટે ઉપકાર આપવો એ હું વધારે ઈચ્છવા યોગ્ય ગણું છું.

તમારા પ્રત્યે કરવામાં આવે તો તમને જે ન ગમે એવું કૃત્ય તમે કોઇના પ્રત્યે કરશો નહીં.

નૈતિક ગુણસંપત્તિ પાંચ ખાસ ગુણોને ગમે તે સ્થળે અને ગમે તે પ્રસંગે પ્રયોજવાના સામર્થ્યમાં રહેલી છે. એ પાંચ ગુણો આત્મગૌરવ, ઉદારતા, સાચદિલી, એકનિષ્ઠા અને કલ્યાણવાંછના છે.

કવિતા વડે ચારિત્ર્યનું ઘડતર થવા દો. સદ્‌વર્તનના નિયમો વડે એને સુસ્થાપિત કરો. સંગીત વડે એને પરિપૂર્ણતા અર્પો.

જો શબ્દ અને અર્થનો સુમેળ રહે નહીં તો જાહેર કામકાજ થયા વગરનું જ રહે. ('રાજા' શબ્દમાં જ એની ફરજો સમાઈ જાય; પુત્ર' શબ્દમાં જ એના ધર્મો આવી જાય. એ ફરજો અને એ ધર્મો તેમણે બજાવવાં જ જોઈએ.)

મનન વિનાનું શ્રવણ વ્યર્થ છે, શ્રવણ વિનાનું મનન જોખમકારક છે.

મને નોકરી નથી મળતી એવી ચિંતા કરવાને બદલે હું નોકરી માટે લાયક કેવી રીતે થાઉં તેના વિચાર કરવાની કાળજી રાખો. મને કોઈ પિછાનતું નથી એવો શોક કરવાને બદલે બધા તમને પિછાને એવી લાયકાત મેળવવાનો પ્રયત્ન કરો.

પ્રકૃતિથી માણસો લગભગ સરખા છે; આચરણના ભેદ વડે તેઓ એકબીજાથી અત્યંત અલગ અલગ થઈ જાય છે.

પૂજાની ધર્મભાવના જો ન હોય તો એને ધર્મવિધિ કોણ કહેશે ?

## જરથુષ્ટ્ર–વચન

જરથુષ્ટ્ર પ્રબોધે છે : હુમત હૂખ્ત હ્વરસ્ત–સત્ વિચાર કરો. સત્ વચન બોલો. સત્ કર્મ કરો.

પારસીઓનું ધર્મપુસ્તક અવેસ્તા. તેમના ધર્મનું સારતત્ત્વ આ છે—

૧. બધાની ઉપર ઈશ્વર છે. એની બધા કરતાં ઊંચી સત્તા છે.

૨. જીવન પ્રકાશનો દાતા છે. તે સતનું પ્રતીક છે.

૩. મૃત્યુ એ અંધકારનું દાતા છે. તે અસતનું પ્રતીક છે.

૪. સારો સંસાર સત્ અને અસત્માં બંધાયો છે.

૫. મનુષ્ય સ્વતંત્ર છે, ઇચ્છે તે માર્ગને તે પસંદ કરી શકે છે. તેની સદ્ગતિ કે દુર્ગતિ એનાં હાથમા છે. તે પોતાના ભાગ્યનો વિધાતા છે.

૬. સતનું બાહ્ય પ્રતીક અગ્નિ છે. તેથી પારસી લોક અગ્નિની ઉપાસના કરે છે

૭. સદ્વિચાર, સદ્વચન, સત્કર્મથી મનુષ્યનું કલ્યાણ થશે. ઈશ્વરનું કલ્યાણદાયી શાસન પ્રવર્તે છે.

## શીખ ધર્મ

'સિકખ' (શીખ શબ્દ સંસ્કૃત 'શિષ્ય' ઉપરથી આવેલા છે. કેટલાક પંડિતો એમ માને છે કે તે પાલિ 'સિખ' ઉપરથી ઊતરી આવેલો છે. 'સિખ' એટલે પસંદ કરેલા-ઈશ્વરે પસંદ કરેલા. શીખ ધર્મમાં બીજો એક પ્રચલિત શબ્દ 'ખાલસા' છે, જે મૂળ ફારસી 'ખાલિસહ' અર્થાત્ પરિશુદ્ધ ઉપરથી બનેલો છે. શીખો દૃઢપણે માને છે કે શીખ ધર્મના સ્થાપક ગુરુ નાનકની અંતઃજ્યોતિ દરેક અનુગામી ગુરુમાં અવતરે છે એ નિઃશંક છે. નાનક હતા નિરંકારી–નિરાકાર પરમાત્માના નાનક.

શીખોનું ધર્મપુસ્તક 'જપુજીઃ' તે નાનકદેવની રચના છે. પારસીઓ ગાથા પર, જૈનો સમણસુત્તં પર, બૌદ્ધો ધમ્મપદ પર, હિંદુઓ ગીતા પર,

મુસલમાનો કુરાન પર, ખ્રિસ્તીઓ બાઈબલ પર, અને યહૂદીઓ તોરાહ પર જેવી શ્રદ્ધા રાખે છે તેવી જપુજી પર શીખો શ્રદ્ધા રાખે છે.

એક ઓંકાર સતિનામુ કરતા પુરૂખુ નિરભઉ ।
નિરવૈરુ અકાલ મૂરતિ અજૂની સૈભં ગુરુપ્રસાદિ ॥

"તે એક છે, ૐકાર છે, સત્ય એનું નામ છે. જગતકર્તા સમર્થ પુરૂપ છે. તે નિર્ભય, નિર્વેર, અવિનાશી અજન્મા, અને સ્વયંભુ છે. ગુરુકૃપાથી પ્રાપ્ત થાય છે."

ઉપર્યુક્ત શીખોનો મૂલમંત્ર છે. તેમાં શીખધર્મનું સમગ્ર તત્ત્વ આવી જાય છે પ્રત્યેક શીખે અમૃતપાન કરતાં આ મન્ત્રનું પાચ વખત રટણ કરવું પડે છે. આ મૂલમંત્ર 'ગુરુ ગ્રન્થસાહેબ'ના દરેક રાગના આરંભે પ્રયોજાય છે. એનું સંક્ષિપ્ત રૂપ '૧ ૐકાર સતિગુરુ પ્રસાદિ' છે.

નાનકે કહ્યું : જો માનો તો મારી એક આજ્ઞા છે. જ્યારે તમારા પોતાના બળનો અભાવ થઈ જાય, અથવા એનાથી કંઈ કાર્ય ન બને, ત્યારે બે હાથ જોડીને ઈશ્વરનું શરણ લઈ લેવું."

એમણે ઉપદેશ્યું કે, 'વાહિગુરુ' (વિસ્મયકારી પરમાત્મા) એ નામ કંઈ જીભથી જ રટવાનું નથી. પરંતુ મનુષ્યે એની સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તાને લક્ષમાં રાખીને સાક્ષાત્ એનું સાન્નિધ્ય છે જ એવી દૃઢ શ્રદ્ધાથી એની નિરંતર હાજરી અનુભવવાની છે એને ભક્તિથી ભરપૂર હૃદયમાં સ્થાપીને અકાર્ય કરતાં બીવાનું છે."

ગુરુ નાનકે કહ્યું : "પ્રભુને નામે ધન વાપર. ગરીબોને ભોજન આપ. વહેંચીને ખા. આમ કરીશ એટલે ધન સાથે આવશે."

આત્મારૂપી તીર્થમાં નિવાસ કરવાથી સત્યનું જ્ઞાન મળે.

જો તને કાળનો ભય લાગતો હોય તો તું કાળનાય કાળરૂપ પરમાત્માનું શરણ ગ્રહણ કર. એ મળે એટલે પરમ સુખ મળે, અને યમદૂત તો ઝેર ખાઈને મરી જાય. માટે જેમ ગાયનું ધ્યાન સદાકાળ વાછરડામાં જ રહે છે એમ તું ધ્યાન સત્યમાં લગાડી દે. મુખથી નામ જપજે અને ચિત્તમાં પ્રભુસ્મરણ એકતાર રાખજે.

તું નિયતને શુદ્ધ કર એટલે ખુદાના દરબારમાં તારો સ્વીકાર થશે.

નાનક કહે છે : "જે કંઈ એણે લખ્યું હોય છે તે જ પ્રાપ્ત થાય છે."

સતનામની ખુમારીનો ઉપદેશ આપતા નાનક કહે છે : "ભાંગ, શરાબ વગેરેનો નશો તો સવાર થતાં થતાં ઊતરી જશે, એને બદલે નામની ખુમારીનો નશો ચઢાવ. એ નશો તો નિરંતર ઉતરશે જ નહિ."

નાનક કાબાના તરફ પગ રાખીને ઊંઘી ગયા. પ્રાતઃકાળે નમાજ પહેલાં સફાઈ માટે ઝાડૂવાળો જીવન શાહ આવ્યો. તે ખિજાયો, અને ગુરુને લાત મારીને બોલ્યો : "અલ્યા તું કોણ છે ? ખુદાના ઘરની તરફ પગ રાખીને કેમ સૂતો છે ?" નાનકે કહ્યું, "ખુદાના પ્યારા ! ગુસ્સો ન કરીશ. જે દિશામાં ખુદા અને તેનું ઘર ન હોય એ દિશામાં મારા પગ મૂકી દે !"

## યહૂદી માર્ગ

યહૂદી પ્રજાનો ઇતિહાસ અસામાન્ય, દર્દભર્યો, મરમાથી અને જ્વલંત છે. વિશ્વ-સંસ્કૃતિમાં યહૂદીઓનું યોગદાન અપૂર્વ અને નિરાળું છે.

યહૂદીઓ યહોવાના પૂજક છે. તેઓ માને કે,

ઈશ્વર જીવ અને જગતના રચનાર છે.

ઈશ્વર એક છે.

ઈશ્વર પ્રેમમય છે.

ઈશ્વર કરુણામય છે.

ઈશ્વર સર્વવ્યાપી છે.

ઈશ્વર નિકટમાં નિકટ છે.

ઈશ્વર દૂરથી પણ દૂર છે.

ઈશ્વર અંધકારની જેમ રહસ્યમય છે.

ઈશ્વર સૂર્યના પ્રકાશવત્ સ્પષ્ટ છે.

ઈશ્વર સત્કર્મથી પ્રેમથી કરુણાથી સૌની સાથે સ્નેહભર વ્યવહાર કરવાથી પ્રસન્ન થાય છે. ઈશ્વરનું નામ છે 'યહોવા.'

યહૂદી ધર્મનો ધ્વનિ એ છે કે, ઈશ્વર એક છે. એને પ્રેમ કરવો હોય તો મનુષ્ય સાથે પ્રેમ કરો, આપણા ભાઈઓ પર પ્રેમ કરો. એ પ્રેમ પૂરા મન, વચન અને કર્મથી થવો જોઈએ.

અન્યાય ન કરો. શોષણ ન કરો. વ્યાજ ન લો. કોઈને સતાવો નહીં. જમીનની સેવા કરો. ગુલામોને મુક્ત કરો. સદાચારનું પાલન કરો. શ્રમ કરો. લાલચ ન કરો.

પ્રેમ, કરુણા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, શ્રમનિષ્ઠા, ભૂમિની સેવા, દુખિયાંની શુશ્રૂષા, પીડિતો અને વિધવાઓની દરકાર, સદાચાર અને પવિત્રતા એ યહોવાને પ્રસન્ન કરવાના ઉપાય છે.

મિસ્રને છોડયા પછી ત્રણ મહિના પછી મૂસાએ સિનાઇ પર્વત પર યહોવાની પવિત્ર વાણી સ્રવી, અને તેમને દસ પવિત્ર આદેશ મળ્યા. એ આદેશો યહૂદી ધર્મનો બુનિયાદ છે.

યહોવા પરમેશ્વર છે. તેની પૂજા કરો, બીજાની નહીં. એમનું નામ અર્થ વિના ન લેવું. છ દિવસ કામ કરો, અને સાતમા દિવસે વિશ્રામ.

માતા-પિતાનો આદર કરો, ન હત્યા કરો, ન વ્યભિચાર. ન ચોરી કરો, ન જૂઠી સાક્ષી પૂરો. કોઈની સંપત્તિની, સ્ત્રીની, દાસ-દાસીની, ગાય-બળદની, ઘેટી-બકરી આદિની લાલચ ન કરો

જૂના બાઇબલમાં મૂસાનો ઉપદેશ ભરેલો પડેલો છે.

## બૌદ્ધ-શિક્ષા

બિલકુલ પાપ ન કરવાં, 'કુશલ ધર્મ', અર્થાત્ પુણ્યોનો સંચય કરવો અને આપણું ચિત્ત પરિશુદ્ધ રાખવું. એ બૌદ્ધોની શિક્ષા છે.

બૌદ્ધોની શિક્ષા છે કે,

નિંદા ન કરવી.

હિંસા ન આચરવી.

આચારનિયમ દ્વારા સંયમ રાખવો.

મિત ભોજન કરવું.

એકાંતમાં વાસ રાખવો.

ચિત્તને યોગમાં લીન રાખવું.

આર્યસત્ય-ચતુષ્ટય :

૧. દુઃખ છે. જન્મ દુઃખ છે; જરા દુઃખ છે, વ્યાધિ દુઃખ છે, મૃત્યુ દુઃખ છે. અપ્રિયનું મિલન દુઃખ છે. પ્રિયનો વિયોગ દુઃખ છે. ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત ન થાય એ દુઃખ છે. સંક્ષેપતઃ રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન એ પંચોપાદન સ્કંધ (સમુદાય) દુઃખ છે.

૨. દુઃખસમુદાય એ બીજું આર્યસત્ય. તૃષ્ણા એ પુનર્ભવાદિ દુઃખનું મૂલ કારણ છે. તૃષ્ણા રાગની સાથે ઉત્પન્ન થાય છે. સાંસારિક ઉપભોગની તૃષ્ણા, સ્વર્ગલોકમાં જવાની તૃષ્ણા યા આત્મહત્યા કરીને સંસારથી લુપ્ત થઈ જવાની તૃષ્ણા, એ ત્રણ તૃષ્ણાઓને લીધે મનુષ્ય અનેકવિધ પાપાચરણ કરે છે અને દુઃખ ભોગવે છે.

૩. દુઃખ નિરોધ એ ત્રીજું આર્યસત્ય. તૃષ્ણાનો નિરોધ કરવાથી નિર્વાણની પ્રાપ્તિ થાય છે.

૪. દુઃખ નિવારણગામિની પ્રતિપદા. એ ચોથું આર્યસત્ય. એનાં આઠ અંગ છે.

બુદ્ધ પ્રબોધે છે.

० અમૃતની ખેતી કર.

० બીજાનાં ત્રુટિઓ યા કૃત્ય અગર અકૃત્યોની ખોજ ન કર. તું તારાં ત્રુટિઓ અને કૃત્ય-અકૃત્ય પર વિચાર કર.

० પાપ-કર્મ દૂધની જેમ તરત જામી જતાં નથી; તે તો ભસ્મમાં

ઢંકાયેલા અગ્નિની સમાન ધીમે ધીમે જલતાં જલતાં મનુષ્યનો પીછો પકડે છે.

○ જેમ મહાન પર્વત હવાના સપાટાથી વિકંપિત થતો નથી તેમ બુદ્ધિમાન લોકો કોઈની નિંદા કે સ્તુતિથી વિચલિત થતા નથી.

○ સહસ્ર અનર્થક વાકયો કરતાં એક સાર્થક પદ શ્રેષ્ઠ છે, જેને સાંભળીને શાંતિ પ્રાપ્ત થાય છે.

○ એક દિવસનું સદાચારયુકત જ્ઞાનપૂર્વક જીવવું એ સો વર્ષના શીલરહિત અને અસમાહિત જીવનથી સારું છે.

○ મનુષ્ય સ્વયં પોતાનો સ્વામી છે.

○ રાગ સમાન કોઈ આગ નહીં, દ્વેષ સમાન કોઈ પાપ નહી. પંચસ્કંધો (રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન) સમાન કોઇ દુઃખ નહીં, અને શાંતિની સમાન કોઈ સુખ નહીં. બીજાના દોષ જોવા સહેલું છે, કિંતુ પોતાના દોષ જોવા કઠિન છે.

○ એ અસલમાં ભિક્ષુ છે, જેણે નાનાં-મોટાં બધા પાપ ત્યાગી દીધાં છે, જેનાં પાપ શમિત થઇ ગયાં છે. તેને "શ્રમણ" કહે છે.

○ સર્વ પ્રાણીઓની સાથે જે અહિંસાનો વર્તાવ કરે છે તે આર્ય છે.

○ બીજાને દુઃખ દઈને જે પોતાનું સુખ ચાહે છે તે વેરની જાળમાં ફસાઈ ગયેલો હોઇ છૂટી શકતો નથી.

○ જે શરીરની અનિત્ય ગતિનો નિત્ય વિચાર કરે છે, જે અકર્તવ્યથી દૂર રહે છે અને કર્તવ્ય કૃત્યને કરે છે એવા જ્ઞાની પુરુષના આસ્રવ અસ્ત થઈ જાય છે.

○ જે પુરુષ રાગ દ્વેષાદિ કષાયોને છોડયા વિના કાષાય વસ્ત્ર ધારણ કરી લે છે, અને જેનામાં સંયમ અને સત્યનો અભાવ છે તે કાષાય વસ્ત્ર ધારણ કરવાનો અધિકારી નથી.

○ પોતાની જાતે પોતાને ઊઠાવો, જાતે જ પોતાની પરીક્ષા કરો. એ રીતે તું તારી જાતે જ તારી રક્ષા કરતો વિચારશીલ હોઈ સુખપૂર્વક આ

લોકમાં વિહાર કરીશ.

## બહાઇ ધર્મ

બહાઈ ધર્મના મુખ્ય સિદ્ધાંતો :

૧. ઈશ્વર એક છે.

૨. બધા ધર્મો એક છે.

૩. સમગ્ર માનવજાતિ એક છે.

૪. બધા પ્રકારના પૂર્વગ્રહોનું નિર્મૂલન

૫. વ્યકિત પોતે સત્યની શોધ કરે.

૬. વધારાની વિશ્વભાષા હોવી જોઈએ.

૭. સ્ત્રી-પુરુષ સમાનતા

૮. સાર્વત્રિક શિક્ષણ હોવું ઘટે.

૯. વિજ્ઞાન અને ધર્મનો સુસવાદ હોવો ઘટે.

૧૦. સંપત્તિ અને કંગાલિયતના અંતિમ બિન્દુઓનું ઉચ્ચાટન

૧૧. એક વિશ્વ-સરકારની રચના થાય.

૧૨. સાંસ્કૃતિક વિવિધતાનું સંરક્ષણ થાય.

લિયો તોલ્સ્તોયે કહ્યું છે :

" આપણે પોતાનું આખું જીવન સૃષ્ટિનાં રહસ્યો ખુલ્લાં કરવામાં ખર્ચી નાખીએ છીએ, પણ તુર્કીનો એક કેદી છે બહા'ઉ'લ્લાહ જેની પાસે તેમની ચાવી છે. " એ બહા 'ઉ'લ્લાહ બહાઈ ધર્મના સ્થાપક છે. તેમનો ધર્માદેશ એ છે કે,

" સમૃદ્ધિમાં ઉદાર બનો, અને વિપત્તિમાં પ્રભુને ધન્યવાદ આપો. પોતાનાં પાડોશીના વિશ્વાસને લાયક બનો, અને તેને પ્રસન્નતા અને સ્નેહની લાગણીથી નિહાળો. નિર્ધનો માટે એક ખજાનો, અને ધનિકો માટે ચેતવણી બનો. કંગાલોની કંગાલિયતને નિવારનાર અને પ્રતિજ્ઞાપાલક બનો,

તમારો નિર્ણય ન્યાયપૂર્ણ રહો, અને તમારી વાણીમાં સંયમ રહો, કોઈ પણ માનવી પ્રત્યે અન્યાય ન કરો, અને બધા માનવીઓ પ્રત્યે વિનમ્ર રહો. અંધકારમાં ભટકનારાઓ માટે દીપક સમાન બનો, શોકાતુર માટે આનંદ, તૃષાતુર માટે એક સાગર, અને વિપત્તિમાં પડેલા લોકો માટે આશ્રય બનો, અને અન્યાયપીડિત વ્યક્તિ માટે રક્ષક અને અવલંબન દાતા બનો. ઈમાન-દારી, અને સદાચારને લીધે તમારાં સઘળાં કાર્યો બીજાઓથી નિરાળાં જ રહો. અજાણ્યાને ઘરની મમતા આપો, કષ્ટપીડિત માટે શીતલ મલમ અને દીનજનો માટે શક્તિના સ્તંભ બનો. અંધજનો માટે નેત્ર અને માર્ગ ભૂલેલા ભટકતા પગ માટે પથદર્શક પ્રકાશ બનો. સત્યના મુખનાં આભૂષણ, નિષ્ઠાના શિરના મુકુટ, સદાચારના મંદિરના સ્તંભ, માનવજાતિના દેહના પ્રાણવાયુ, ન્યાયની સેનાઓના ધ્વજ, સદ્‌ગુણોના ક્ષિતિજના ઝગમગતા તારો, માનવ-હૃદયની ધરતી માટે ઝાકળબિંદુ, જ્ઞાનના મહાસાગરના જહાજ, પ્રભુની અક્ષય સંપદાઓના ગગનના સૂર્ય, પ્રજ્ઞાના મુકુટના રત્ન, પોતાની પેઢીના આકાશના દેદીપ્યમાન પ્રકાશ, અને વિનમ્રતાના વૃક્ષના એક ફળ બની રહો."

## જિનત્વ

જૈનધર્મના મુખ્ય સિદ્ધાંતો :

૧. જગત અનાદિ અનંત છે.

૨. આત્મા અજર, અમર છે.

૩. આત્મા અનંત છે.

૪. આત્મા જ પરમાત્મા છે.

૫. આત્મા ચૈતન્ય છે.

૬. કર્મ જડ છે.

૭. આત્માની અશુદ્ધ સ્થિતિ એ સંસાર.

૮. આત્માની સંપૂર્ણ શુદ્ધ અવસ્થા એ મોક્ષ.

૯. આત્માની અશુભ પ્રવૃત્તિ એ પાપ.

૧૦. આત્માની શુભ પ્રવૃત્તિ એ પુણ્ય.

૧૧. વિશુદ્ધ વીતરાગભાવ એ શ્રેષ્ઠ ધર્મ છે.

૧૨. ધર્મ-સાધનામાં જાતિ-ગોત્રનો કોઈ ભેદ નથી.

૧૩. અહિંસા જ ઉત્કૃષ્ટ માનવધર્મ છે.

૧૪. સ્યાદવાદ જૈન દર્શનનો મુખ્ય આધાર તેના સ્યાદવાદ, અહિંસા અને કર્મસિદ્ધાંત પર છે.

## હિંદુ ધર્મ

હિંદુ ધર્મનું સારતત્ત્વ પ્રસ્થાનત્રયીમાં આવી જાય છે એમ મારી માન્યતા છે. પ્રસ્થાનત્રયી એટલે બ્રહ્મસૂત્ર, ઉપનિષદો અને શ્રીમદ્ ભગવદ્ગીતા.

બ્રહ્મસૂત્ર એ ભારતીય તત્ત્વજ્ઞાનનું ચરમ શૃંગ છે. બ્રહ્મસૂત્ર એટલે બ્રહ્મને અંગેના સૂત્ર. તેને વેદાંતદર્શન પણ કહે છે, કારણ કે એમાં વેદાન્ત અર્થાત્ વેદને અંતે આવેલાં ઉપનિષદોના અર્થનું વિવેચન કરવામાં આવેલું છે.

આ બ્રહ્મસૂત્રો મહર્ષિ બાદરાયણની રચના છે. "બધાં શાસ્ત્રોને જે કંઈ કહેવાનું છે તે બ્રહ્મસૂત્રમાં આવીને સમન્વિત થાય છે." બ્રહ્મસૂત્રમાં મૂળ ચાર અધ્યાય છે, અને દરેક અધ્યાયના ચાર ચાર પાદ છે.

બ્રહ્મ સત્, ચિત્, અને આનંદ સ્વરૂપ છે. પરમાત્મા સૌના અંતરમા વસતો હોવા છતાં એ નથી કર્તા કે ભોકતા. એ જ પરમાત્મામાં સર્જન અને લય શકિત એકી સાથે વસે છે. પરમાત્મા સ્વયં જગદ્રૂપે પોતાની અનવગાહ્ય શકિતએ વર્તી રહેલો છે. તે દેશ, કાળ, કારણના પરિચ્છેદથી અપરિચ્છિન્ન હોઇને સર્વથા અનંત છે.

બ્રહ્મજ્ઞાન માનવ માત્રનો અધિકાર છે.

વેદાન્ત અને અન્ય શાસ્ત્રો વચ્ચે વિરોધ નથી; વેદાન્તને પહોંચવા અન્ય સોપાન છે.

સાધના વિના સિદ્ધિ નથી, અને જેટલી સાધના તીવ્ર તેટલી સિદ્ધિ તીવ્ર. જીવની શિવરૂપે સ્વાભાવિક અનુભૂતિ થાય એ જ સાધનાનું ફળ. ધારો કે સાક્ષાત્કાર થયો, તો પછી તેની શી પરિણુતિ ?

સંચિત અને ક્રિયમાણ કર્મો તથા પાપપુણ્ય બધાનો છેદ ઊડી જાય છે, ઉપરાંત પ્રારબ્ધ ભોગવવાની કલા હસ્તગત થાય. મુક્તાત્મા બ્રહ્મસ્વરૂપ થયેલો હોઈ એની પુનરાવૃત્તિ થતી નથી

ઉપનિષદોની ભાવના કર્મકાંડથી જુદી, એટલું જ નહિ પણ તેનો વિરોધ કરનારી છે. મુંડકોપનિષદમાં યજ્ઞયાગની વિધિઓ પર પ્રહાર કરવામાં આવ્યો છે, અને ત્યાં કહ્યું છે કે જે માણસ ક્રિયાકાંડની આ વિધિઓમાંથી ખરેખરું શ્રેય મેળવવાની આશા રાખે છે તે મૂઢ છે, અને તે ફરીફરી જરા અને મૃત્યુમાં ઘેરાવાનો છે.

સાધારણતઃ ઉપનિષદોની સંખ્યા ૧૦૮ કહેવાય છે. કોઈ કહે છે કે બસો ઉપરાતની તો તેની ગણત્રી થઈ છે. તેમાં લગભગ દસ ઉપનિષદો મુખ્ય છે – ઈષ, કેન, પ્રશ્ન, કઠ, મણ્ડૂકય, તૈત્તિરીય, ઐતરેય, મુણ્ડક, છાન્દોગ્ય અને બૃહદારણ્યક. જગત વિષે તાત્ત્વિક દૃષ્ટિએ ખુલાસો આપવાના જે સૌ પ્રથમ પ્રયત્નો માનવજાતે કર્યા તે આ ગ્રંથોમા સચવાયેલા છે.

શોપનહોર પોતાના ટેબલ પર ઉપનિષદનું પુસ્તક ઉઘાડું મૂકી રાખતા; અને સૂઈ જતા પહેલાં એનાં પાનામાંથી કંઈક વાંચીને પ્રાર્થના કરવાની એમને ટેવ હતી.

ઉપનિષદોનો સૌથી અધિક વિકાસ પામેલો સિદ્ધાંત તે અદ્વૈતવાદ છે. "સર્વં ખલ્વિદં બ્રહ્મ."–આ બધું બ્રહ્મ છે. સામાન્ય રીતે આત્મા અને બ્રહ્મ પર્યાયરૂપે વપરાયા છે આત્માના તેજથી જ આ બધું પ્રકાશે છે. આત્મા તે જ બ્રહ્મ એવુ સમીકરણ ઋષિઓને જડી ગયું એટલે તેમના આનંદનો પાર ન રહ્યો. તેઓ લાબા સમયથી એકત્વની જે શોધ કરતા હતા તેનો આખરી મુકામ અહીં આવી ગયો. "અહં બ્રહ્માસ્મિ" – હુ બ્રહ્મ છું.

બ્રહ્મ જગતનું અધિષ્ઠાન છે. બ્રહ્મ જગતમા વ્યાપેલું છે તેની સાથે તે જગતથી પર ને તેની પાર પણ છે.

"વાણી અને મન તેને (બ્રહ્મને) પ્રાપ્ત કરી શકતાં નથી, એટલે ત્યાંથી પાછાં ફરે છે, તે અજ્ઞેય છે. ઈશોપનિષદ કહે છે : " તે હાલે છે; તે હાલતું નથી. તે દૂર છે; તે પાસે છે. તે આ સર્વની અંદર છે તેમ જ આ સર્વની બહાર પણ છે. " આ બ્રહ્મનો પોતાના આત્મામાં સાક્ષાત્કાર કરવો એ

જીવનનો પરમ આદર્શ છે. "અહં બ્રહ્માસ્મિ" એ આખરી ચિંતન છે.

એ બ્રહ્મ સંબંધી મુંડકોપનિષદ કહે છે : "આ જે અક્ષર છે તે જોઇ શકાતું નથી, પકડી શકાતું નથી; તેને નામ નથી, રૂપ નથી, આંખકાન નથી, હાથપગ નથી; તે નિત્ય છે, વ્યાપક છે, સર્વત્ર ફેલાયેલું છે, અતિશય બારીક છે. અને તેનામાં કશો ફેરફાર થતો નથી. ભૂતમાત્ર એમાંથી જ જન્મેલાં છે એમ ધીર પુરુષો માને છે."

ગીતા મહાભારતનું અંગ છે. તેને ઉપનિષદોનો સાર કહે છે. તેનો સંદેશ સાર્વભૌમ છે. તેમાં દાર્શનિક વિચારોનો ઉલ્લેખ વ્યવહાર-પક્ષને સબળ બનાવવા કરેલો છે. ગીતાની રચના થતી હતી ત્યારે અનેક વિરોધાત્મક વિચાર પ્રવર્તતા હતા. ગીતા એ બધામાં સત્યનો અંશ શોધે છે. એની પ્રધાન પ્રવૃત્તિ સમન્વયાત્મક રહી છે.

ગીતાના ઈશ્વર સગુણ, વ્યક્તિતત્વપૂર્ણ અને ઉપાસનાનો વિષય છે, જો કે તેમાં નિર્ગુણ ઈશ્વરનો પણ સંકેત છે.

ગીતામાં જ્ઞાન, કર્મ અને ભક્તિને મોક્ષના માર્ગ કહ્યા છે.

ગીતાની વાણીને થોડી આસ્વાદીએ :

"મનની કામના સર્વે છોડીને, આત્મમાં જ જે
રહે સંતુષ્ટ આત્માથી, તે સ્થિતપ્રજ્ઞ જાણવો.
દુઃખે ઉદ્વેગ ના ચિત્તે, સુખોની ઝંખના ગઈ;
ગયા રાગ-ભય-ક્રોધ, મુનિ તે સ્થિરબુદ્ધિનો.
આસક્ત નહિ જે ક્યાંય, મળ્યે કાંઈ શુભાશુભ:
ન કરે હર્ષ કે દ્વેષ, તેની પ્રજ્ઞા થઈ સ્થિર.
કાચબો જેમ અંગોને, તેમ જે વિષયોથકી
સંકેલે ઇંદ્રિયો પૂર્ણ, તેની પ્રજ્ઞા થઈ સ્થિર.
છોડીને કામના સર્વે ફરે જે નર નિઃસ્પૃહ,
અહંતા-મમતા મૂકી, તે પામે શાંતિ, ભારત.
આ છે બ્રહ્મદશા, એને પામ્યે ના મોહમાં પડે;
અંતકાળેય તે રાખી બ્રહ્મનિર્વાણ મેળવે."

જ્ઞાન, પ્રવૃત્તિ ને મોહ–તેના ધર્મો શરીરમાં
ઊઠે તો ન કરે દ્વેષ, શમે તો ન કરે સ્પૃહા.

જે ઉદાસીન–શો વર્તે ગુણોથી ચળતો નહીં,
વર્તે ગુણો જ જાણીને, રહે સ્થિર ડગે નહીં.

સમ દુઃખે–સુખે, સ્વસ્થ, સમલોષ્ટાશ્મકાંચન;
સમ પ્રિયાપ્રિયે. ધીર, સમ નિંદા–વખાણમાં.

સમ માનાપમાને જે, સમ જે શત્રુમિત્રમાં:
સૌ કર્મારંભ છોડેલો, ગુણાતીત ગણાય તે.

અવ્યભિચાર ભાવે જે ભક્તિયોગે મને ભજે;
તે આ ગુણો કરી પાર, બ્રહ્મને પાત્ર થાય છે.

અમૃત–અક્ષર–બ્રહ્મ, ને ઐકાંતિક જે સુખ;
તેમ શાશ્વત ધર્મો જે, સૌનો આધાર હું જ છું."

## ધર્મોની એકતા

આપણે સૌ એક પરિવાર છે. મનુષ્ય આ વૈશ્વિક ભાવથી દીક્ષિત થાય તો તેને પારકાના ભલામા પોતાનું શ્રેય જણાશે. તેનો અહમ્‌નો કોસિટો તૂટી જશે. ધર્મ (ધૃ) નો અર્થ ધારણ કરવું એવો થાય છે. તે બધાને ટકાવે છે, એક કરે છે.

'મજહબ'નો અર્થ થાય છે 'માર્ગ'—સૌની ભલાઈનો માર્ગ. કુરાનમાં કહ્યું છેઃ

"સાચે સાચ તમે સૌ મનુષ્યો એક જ પ્રજાના છો, અને એક જ પ્રભુ તમારો માર્ગદર્શક છે. તેથી તેની પૂજા કરો. લોકોએ પોતપોતાના વાડાઓ બાંધ્યા છે, પણ સૌ એક જ પ્રભુ પાસે જવાનું છે." મહમદ સાહેબનો ઉપદેશ છે કે, "સકળ સૃષ્ટિ પ્રભુનું કુટુંબ છે. જે આખા કુટુંબનું ભલું કરે છે તે પ્રભુને વહાલો છે."

અંગ્રેજી શબ્દ 'રિલીજયન' જે ધાતુ ઉપરથી નીકળ્યો છે તેનો અર્થ

'બાંધવું' થાય છે પંથ, સંઘ, ગચ્છ, ફિરકા, સંપ્રદાય ભિન્ન હોવા છતાં સર્વને એક સૂત્રે બાંધે તે ધર્મ. વેદ, તોરાહ, ઝન્દ અવસ્તા, ત્રિપિટક, બાઈબલ, કુરાન બધાં સત્યના એક તાંતણે બંધાઈ જવાં જોઈએ.

કુરાનની સૌથી પહેલી પ્રાર્થના છે–"એહ .દિનસ્સેરાતલ મુસ્તકીમ" – "અમને સન્માર્ગે લઈ જા.' ઋગ્વેદની ઋચા 'અગ્ને નય સુપથા'નો એવો જ અર્થ થાય છેઃ વેદે 'એકમેવાદ્વિતીયમ્'ની બુલંદી પોકારી હતી. મહાત્મા જરથુષ્ટ્રે કહ્યું છે ; "દુનિયાના આજ પહેલાના ધર્મોને માનીએ છીએ. એ સર્વ ભલાઈ તરફ લઈ જનારા હતા." તથાગત કહે છે : "કેટલાયે બુદ્ધો મારા પહેલાં આવ્યા ને કેટલા યે મારી પછી આવશે. હું પુરાણા પ્રકાશને જ પ્રસારી રહ્યો છુ." ઈસુએ કહ્યું છે : "હુ જૂના ધર્મોનો તથા પયગંબરોના ઉપદેશોનો નાશ કરવા નથી આવ્યો, પરંતુ હું તેની પૂર્તિ સારુ આવ્યો છું." ગીતાનો ઈશ્વર 'સર્વલોકમહેશ્વરમ્' છે. હસીદ સંતો જેમ પ્રબોધે તેમ, અહંકારી મનુષ્યને માટે ઇશ્વર કહે છે કે "હું અને તે એકી સાથે જગતમાં રહી શકીએ નહીં." જર્મન મરમી એખાર્ટ કહે છે કે, "જો માનવી કુશળ આચરતો હોય તો ખરેખર ઈશ્વર તેની અંદર છે, અને એની સાથે દરેક ઠેકાણે છે, તે જેમ દેવળ, રણ કે કોટડીમાં છે તેમ શેરીઓમાં અને લોકોની વચ્ચે છે.

એખાર્ટે કહ્યું છે : "All paths lead to God and he is on them all evenly, to him who Knows."

Pierre Teilhard de Chardin એની હિમ ઓફ ધી યુનિવર્સ' મા કહે છેઃ Noching is precious save what is yourself in others and others in yourself....In heaven all is one."

## ધર્મ—ફળ

ક્રોધ, માન, માયા અને લોભ એ કષાયોનું નિવારણ કરે એનું નામ 'ધર્મ.'

## લૌકિક-અલૌકિક ધર્મ

લૌકિક ધર્મ એટલે લોકોએ માનેલો ધર્મ. એ શું શીખવે કે, ચોરી ના કરીશ, જૂઠું ના બોલીશ તે સદ્ગુણોના વિકાસ પર ભાર મૂકે છે. અશુભમાંથી શુભમાં આવવું એ લૌકિક ધર્મ. અને શુદ્ધમાં આવવું એ અલૌકિક ધર્મ. મોક્ષ જોઈતો હોય તો અલૌકિક ધર્મમાં આવવુ પડશે.

## 'રિયલ ધર્મ'

અલૌકિક ધર્મમા તો સુટેવો અને કુટેવો, અનુકૂળ અને પ્રતિકૂળ, સારું ખોટું એ બધાથી છુટકારો થાય ત્યારે જ મોક્ષ થાય. 'સ્વ-ધર્મ' એ જ સાચો ધર્મ છે. તે આત્મ-ધર્મ છે. તે જ અલૌકિક ધર્મ છે.

અલૌકિક (રિયલ) ધર્મમા વાડા, પંથ, ગચ્છ ના હોય, ધજા ના હોય, ગ્રહણ-ત્યાગ ના હોય, મતભેદ ના હોય. તે નિષ્પક્ષપાતી હોય. મતમતાતર છોડી, પક્ષાપક્ષી છોડી વાડાબંધી તોડી, જ્યારે તું કેન્દ્રમાં આવીશ ત્યારે જ અભેદ ચેતન ધામને પ્રાપ્ત કરીશ.

## ૪૨. શાસ્ત્ર અને સ્વચ્છંદ

### શાસ્ત્ર

જ્ઞાન-કેફનો મોક્ષ ક્યારેય ના થાય. શાસ્ત્રો પંડિત બનાવે. તેથી અભિમાન થાય. "હું કંઈક જાણું છું" એ ભાવ ભારે કેફ કહેવાય. મોક્ષ તો નિષ્કેફીનો થાય.

"હું કંઈ જ જાણતો નથી" એ પરમ વિનય. ખરેખર જાણ્યું એટલે એ પ્રકાશ કહેવાય, અને પ્રકાશ હોય ત્યારે ઠોકર ના વાગે. એકેય ચિંતા ઘટી ? સાચું જાણ્યું હોય તો એક પણ ચિંતા ન થવી જોઈએ.

જેમ જેમ નિજ કલ્પનાથી, સ્વમતિથી શાસ્ત્રો વાંચે તેમ તેમ આડાઈ વધે, અને આવરણ જામે. જો વાંચીને કંઈક પ્રકાશ થયો, તો પછી ઠોકર કેમ વાગે છે ? ક્લેશ કેમ થાય છે ? પ્રકાશમાં ક્યાંથી વાગે ? જો "કંઈક જાણ્યું", તો તેનાથી એકેય કષાય ઘટયો ? ઊલટાનું આ સાચું કે તે સાચું, એવી શંકા થઈ. અને જ્યાં શંકા ત્યાં અજ્ઞાન. જ્ઞાન તો તેનું નામ કે સંપૂર્ણ નિઃશંક બનાવે.

### સ્વચ્છંદ

ધર્મમાં, જપમાં, તપમાં, શાસ્ત્ર સમજવામાં સ્વચ્છંદ ના ચાલે. પોતાની

સ્વ–મતિથી કલ્પના ના કરશો. આ તો પોતે જ ગુનેગાર, પોતે જ વકીલ અને પોતે જ ન્યાયાધીશ. સ્વચ્છંદ એટલે પોતાની મેળે જ દવા બનાવી લેવી. પોતે જાતે જ રોગનું નિદાન કરવું, જાતે જ 'પ્રિસ્ક્રિપ્શન' લખવું, અને જાતે જ દવા બનાવી લેવી.

પોતાનું ધાર્યું જ કરે એ સ્વચ્છંદ. પોતાના ડહાપણથી ધર્મ ને ધ્યાન કર્યાં. પોતાની જ મતિએ સ્વૈરપણે ચાલે તો અનંત અવતાર ભટકે.

શ્રીમદ્ રાજચંદ્ર કહે છે : "સજીવન મૂર્તિના લક્ષ સિવાય જે કંઈ પણ કરવામા આવે છે તે જીવને બંધનકર્તા છે. તેમ અમારું હૃદય છે." તુ જે જે ક્રિયા કરે તે સંત જ્ઞાનેશ્વરે પણ કહ્યું છે : "સદ્‌ગુરુની સહાય વિના મુમુક્ષુ વેદ અને ઉપનિષદોનો પોતાની બુદ્ધિથી ગમે તેટલો વિચાર કરે તો પણ પોતાના આત્માનું જ્ઞાનરૂપ ફળ તેને મળી શકતું નથી." જ્ઞાની પુરુષને પૂછીને કરવાની, નહીં તો તે સ્વચ્છંદ કહેવાય.

સ્વછંદ એટલે અંધ છંદ. "હું નટુભાઈ" એ જ સ્વચ્છંદ. તે જાય પછી જ તપ, ત્યાગ કે શાસ્ત્રનીયે જરૂર ન પડે.

શ્રીમદે કહ્યું છે : "બીજું કંઈ શોધ મા. માત્ર એક સત્પુરુષને શોધીને તેનાં ચરણકમળમાં સર્વભાવ અર્પણ કરી દઈ વર્ત્યો જા. પછી જો મોક્ષ ન મળે તો મારી પાસેથી લેજે."

# ૪૩. નય, ગ્રંથિ, ગચ્છ, ગૃહિત

કોઈ મતનો આગ્રહી હોય તે સામાનું સત્ય શી રીતે જોઈ શકે ? જેનામાં દૃષ્ટિ રાગ હોય તે જ્ઞાનીની વાત શી રીતે સમજી શકે ?

## નય

સંપૂર્ણ વસ્તુ સંબંધનું જે સમ્યગ્જ્ઞાન તેનું નામ 'પ્રમાણ' અને વસ્તુના અંશનું જ્ઞાન તે 'નય'. 'નય' એટલે એક જ વસ્તુ પરત્વે ભિન્ન ભિન્ન દૃષ્ટિએ ઉત્પન્ન થતા ભિન્ન ભિન્ન અભિપ્રાયો. જુદા જુદા સંદર્ભમાં એક જ વ્યક્તિ પિતા, પુત્ર, કાકા, અને મામા હોય છે.

## સ્યાદ્વાદ

'કથંચિત' એટલે કેટલું જાણવાનું મળ્યું, અને ઘણું જાણવાનું બાકી છે. અને અખંડ દર્શન કરાવે તે સ્યાદ્વાદ-અનેકાંતવાદ. અનેક+અંતમાં 'અંત'નો અર્થ ધર્મ, દૃષ્ટિ, દિશા એવો કરવાનો છે.

શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યજી સ્યાદ્વાદનો સ્પષ્ટ અર્થ 'અમુક અપેક્ષાએ' કે 'અમુક દૃષ્ટિ કોણે' આપે છે. અનેકાન્તનો અર્થ છે વસ્તુનાં એક જ સ્વભાવને સર્વસ્વ ન માની લેતાં એના અન્ય પક્ષો પર પણ વિચાર કરવો. પ્રત્યેક વસ્તુ અલગ અલગ સમય કે પરિસ્થિતિમાં અલગ-અલગ ગુણધર્મ પ્રગટ કરે છે. આથી માત્ર એક વેળાએ કરવામાં આવેલી ધારણા સર્વકાલીન સત્ય કઈ રીતે હોઈ શકે ?

પ્રમાણનો વિષય સર્વનયોની અપેક્ષા રાખે છે અને નયનો વિષય પ્રમાણની તથા અન્ય વિરોધી નયોની અપેક્ષા રાખે છે ત્યારે જ એ વિષય સાપેક્ષ કહેવાય છે. બધા વિરોધી નય સ્યાદ્વાદને શરણે જઈ સમ્યગ્ભાવને પ્રાપ્ત કરે છે.

જેવી રીતે હાથીનું પૂછડું, પગ, સૂંઢ વગેરે જ સ્પર્શ કરીને એ હાથી છે એવું માનનારા જન્માંધ લોકોનો અભિપ્રાય મિથ્યા છે, તેવી રીતે અનેક-ધર્માત્મક વસ્તુના એક-એક અંશ ગ્રહણ કરી "અમે પૂરી વસ્તુ જાણી લીધી છે" એવી પ્રતિપત્તિ સ્વીકૃતિ કરનારાઓનું તદ્વસ્તુ વિષયક જ્ઞાન મિથ્યા ગણાય છે. તથા જેવી રીતે હાથીના બધા અવયવોના સમૂહને હાથી જાણનાર ચક્ષુષ્માન, દૃષ્ટિસંપન્નનું જ્ઞાન સમ્યક્ બને છે તેવી રીતે નયોના સમુદાય દ્વારા સમસ્ત વસ્તુના સમસ્ત પર્યાયોને અથવા એના ધર્મોને જાણનારાનું જ્ઞાન સમ્યક્ કહેવાય છે.

આ સંસારમાં વિવિધ પ્રકારના જીવો છે, વિવિધ પ્રકારનાં કર્મો છે, વિવિધ પ્રકારની લબ્ધિઓ છે; એટલે કોઈ સ્વધર્મી હોય કે પરધર્મી, કોઈની પણ સાથે વાદવિવાદ કરવો એ યોગ્ય નથી.

## 'સ્યાત' એટલે 'અમુક અપેક્ષાએ'

વસ્તુનું જુદા જુદા દૃષ્ટિબિંદુથી અવલોકન કરવું કે કથન કરવું એ 'સ્યાદ્વાદ' નો અર્થ છે. એક જ વસ્તુમાં અમુક અમુક અપેક્ષાએ ભિન્ન ભિન્ન ધર્મોનો સ્વીકાર કરવો એને સ્યાદ્વાદ કહેવામાં આવે છે.

એક જ પુરુષ પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર અને પોતાના પુત્રની

અપેક્ષાએ પિતા, તેમજ પોતાના ભત્રીજા અને ભાણેજની અપેક્ષાએ ક્રમશઃ કાકો અને મામો બને છે.

ઘડાનો આકાર અને માટી એ બંને ઘડાનું સ્વરૂપ છે. ઘડાનો આકાર એ વિનાશી છે, અને ઘડાનું બીજું સ્વરૂપ જે માટી છે તે વિનાશી નથી. આકારો બદલાયા પણ માટી તો એની એ જ રહે છે. એટલે વિનાશી રૂપથી ઘડો અનિત્ય છે. અને ધ્રુવરૂપથી ઘડો નિત્ય છે. આવી રીતે એક જ વસ્તુમાં અપેક્ષાકૃત નિત્ય અને અનિત્યપણાની માન્યતાના સિદ્ધાંતને સ્યાદ્વાદ કહેવામાં આવ્યો છે.

દુનિયાના પદાર્થો દુનિયામાં જ સ્થૂલરૂપે યા સૂક્ષ્મરૂપે ઇતરતઃ વિચરણ કરે છે અને એથી નવાં નવાં રૂપાન્તરોનો પ્રાદુર્ભાવ થાય છે. દીવો શાંત થયો, એટલે દીવાનો તદ્દન નાશ થયો, એમ સમજવાનું નથી. દીવાનો પરમાણુ-સમૂહ બરાબર કાયમ રહે છે. જે પરમાણુસંઘાતથી દીવો પ્રગટ્યો છે તે જ પરમાણુસંઘાત રૂપાંતર પામી જવાથી પ્રદીપરૂપે નહિ દેખાતાં અંધકારરૂપે અનુભવાય છે. કોઈ મૂળ વસ્તુ નવી ઉત્પન્ન થતી નથી, અને કોઈ મૂળ વસ્તુનો સર્વથા નાશ થતો નથી, એ અટલ સિદ્ધાંત છે. મૂળ તત્ત્વો આબાદ છે, અને એમાં જે અનેકાનેક પરિવર્તનો થતાં રહે છે, અર્થાત્ પૂર્વ પરિણામ-નો નાશ અને બીજા પરિણામનો પ્રાદુર્ભાવ થતો રહે છે, તે વિનાશ અને ઉત્પાદ છે. આથી સર્વ પદાર્થો ઉત્પાદ, વિનાશ અને સ્થિતિ (ધ્રુવત્વ) સ્વભાવવાળા બરાબર ઠરે છે. જેનો ઉત્પાદ અને વિનાશ થાય છે તેને જૈન પરિભાષામાં 'પર્યાય' કહે છે. જે મૂળ વસ્તુ સદા સ્થાયી છે તેને 'દ્રવ્ય' કહેવામાં આવે છે. દ્રવ્યથી દરેક પદાર્થ નિત્ય છે અને પર્યાયથી અનિત્ય છે. આ રીતે પ્રત્યેક વસ્તુને એકાન્ત નિત્ય નહિ, એકાન્ત અનિત્ય નહિ, કિન્તુ નિત્યાનિત્યરૂપે માનવી, એનું નામ 'સ્યાદ્વાદ' છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી વિચારતાં દરેક પદાર્થ પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સત્ છે અને બીજાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ-થી અસત્ છે.

"આત્માને વ્યવહારથી બદ્ધ અને પરમાર્થથી અબદ્ધ માનનાર બ્રહ્મવાદી સ્યાદ્વાદને ધિક્કારી શકે નહિ."

જે દૃષ્ટિ વસ્તુના મૂળ સ્વરૂપને સ્પર્શ કરનારી છે તે 'નિશ્ચયનય' અને જે દૃષ્ટિ વસ્તુની સ્થૂલ, બાહ્ય અવસ્થા તરફ લક્ષ ખેંચે છે તે 'વ્યવહારનય' છે. નિશ્ચયનય આત્માને શુદ્ધ, બુદ્ધ, નિરંજન, સચ્ચિદાનંદમય બતાવે છે, જ્યારે વ્યવહારનય આત્માને કર્મબદ્ધ અવસ્થામાં મોહવાન, અવિદ્યાવાન બતાવે છે.

## પૂર્વગ્રહ-'પ્રેજુડિસ'

ચોર ચોરી આપણા દેખતાં કરે તોય તેના પર પૂર્વગ્રહ ના રાખશો. કાલે એ સાહુકાર થઈ જાય.

આપણા અભિપ્રાય આપણને રાગદ્વેષ કરાવે છે. અભિપ્રાય છૂટે તો સહજ થાય. જ્યાં પૂર્વગ્રહ ત્યાં રાગદ્વેષ. અભિપ્રાય એ પૂર્વગ્રહ (પ્રેજુડિસ) છે.

કોઈને માટે સહેજ પણ અવળો કે સવળો વિચાર આવે તે તરત જ ધોઈ નાખો. એ વિચાર જો થોડી જ વાર રહે તો એ સામાને પહોંચી જાય અને પછી ઊગે. ચાર કલાકે, બાર કલાકે કે બે દહાડેય તે ઊગે. માટે સ્પંદનનું વહેણ એ બાજુ ના જતું રહેવું જોઈએ. પ્રતિક્રમણ કરી ભૂંસી નાખવું તરત જ. સામા પરનો અભિપ્રાય આપણો તૂટ્યો કે આપણે એની જોડે ખુશ થઈને વાત કરીએ એટલે પછી એ ખુશ થાય.

ઈન્દ્રિયોને આપણી પ્રકૃતિ પ્રમાણે બધું ગમે, અને ઈન્દ્રિયો બધું ખાય, પણ ઈન્દ્રિયો અભિપ્રાય બાંધતી નથી. આ તો બુદ્ધિ મહીં નક્કી કરે છે કે આ કેરી બહુ સરસ છે. એટલે એ કેરીનો અભિપ્રાય બેસે. કેરી જેવી દુનિયામા કોઈ ચીજ નથી ! ખૂંચ્યા કરે કે કેરી મળતી નથી. ઈન્દ્રિયો તો કોઈ દિવસ કેરી આવે તો ખાય, ના આવે તો કશું નહીં. આ અભિપ્રાય જ બધા પજવે છે. હવે આમા બુદ્ધિ એકલી કામ નથી કરતી. લોકસંજ્ઞા આમા બહુ કામ કરે છે. લોકોની વસ્તુઓ પરત્વે અમુક માન્યતા હોય છે. વળી જો કોઈ આપણો પ્રિયજન બોલે એટલે એનો અભિપ્રાય વધારે દૃઢ થાય.

સહુ સહુની પ્રકૃતિ પ્રમાણે અભિપ્રાય બેઠા હોય છે. કેટલાકને બહુ મોટા અભિપ્રાય હોય એ અટકણ કહેવાય. આમ તો કરવું જ પડે ને !

# અભિપ્રાય બદલવા શું કરવું ?

ચોર હોય તો મનમાં તેને શાહુકાર કહેવો, એ તો સારો માણસ છે, 'શુદ્ધાત્મા' છે. પણ આપણો જ ખોટો અભિપ્રાય બેઠો છે.

કોઈ આપણને દગો કરી ગયો હોય એ આપણે સંભાર, સંભાર ના કરવું. અત્યારે વર્તમાનમાં એ શું કરે છે એ જોઈ લેવું. તમને શું ખબર પડે કે પહેલાં જે છેતરી ગયેલો તે આજે નફો આપવા આવ્યો છે કે નહીં ! તમારે એની જોડે વ્યવહાર કરવો હોય તો કરો, અને ના કરવો હોય તો ના કરો, પણ અભિપ્રાય ન બાંધી રાખશો. જો એની સાથે વ્યવહાર કરવાનો વખત આવે તો બિલકુલ 'પ્રેજુડિસ' ન રાખશો. પોતાની ભ્રાંતિએ, પોતાના દૃષ્ટિબિંદુ (વ્યુ પોઈન્ટ)–થી અભિપ્રાય બાંધે છે. તમને અભિપ્રાય બાંધવાનો શો અધિકાર છે ?

હા, અભિપ્રાયોનું પ્રતિક્રમણ ના થાય તો સામા પર તેની અસર રહ્યા કરે.

જો જન્મથી મરણ પર્યંત 'સાયન્ટિફિક સર્કમસ્ટેન્શલ એવિન્ડસ'ના હાથમાં છે, તો અભિપ્રાય રાખવાની જરૂર જ ક્યાં છે ?

અભિપ્રાય ના રહે ત્યારે જ નિર્દોષ થવાય.

પહેલાં 'કૉઝિઝ' (કારણો) હતાં તેની અત્યારે 'ઈફેક્ટ' (પરિણામ) આવે છે. એ 'ઈફેક્ટ' પર સારું છે, ખોટું છે એ અભિપ્રાય આપે, રાગદ્વેષ કરે એટલે કર્મબંધ પડે.

વસ્તુ ભોગવવાનો વાંધો નથી, પણ તેના પર અભિપ્રાય ના રહેવો જોઇએ. જૂઠું બોલી જવાય તેનો વાંધો નથી, પણ અભિપ્રાય તો 'સત્ય' બોલવાનો જ હોવો જોઇએ. કામભોગનો વાંધો નથી, પણ તેનો અભિપ્રાય ના હોવો જોઇએ, અભિપ્રાય તો 'બ્રહ્મચર્ય'નો જ હોવો જોઈએ.

આપણે સામા પર અભિપ્રાય રાખીએ એટલે એ આપણી પર રાખે. આપણે આપણો અભિપ્રાય તોડી નાખીએ તો સામાનો અભિપ્રાય આપોઆપ ખરી પડે

કોઈ પણ જાતનો અભિપ્રાય બોજો વધારે છે. જેનો બોજો તેનો અભિપ્રાય, જેનો અભિપ્રાય તેનો બોજો .

જડ વસ્તુનો અભિપ્રાય આપો તેનો એટલો બધો વાંધો નથી. એને છોડતાં વાર નહીં લાગે, પણ મિશ્રચેતન જોડેના અભિપ્રાયની સામે આપણે ચેતવાની જરૂર છે.

"હું ચંદુલાલ છું" એ અભિપ્રાય જ છે ને ? તમે છો એવા માનતા નથી અને નથી એવા માનો છો. ઘરનાં બધાં જ માણસો જોડે ગાઢ અભિપ્રાય બંધાઇ ગયા હોય છે.

માટે જેનાં મોઢાં ચઢે ઊતરે એવા મિશ્રચેતન માટે અભિપ્રાય બાંધશો જ નહીં.

'શુદ્ધાત્મા' તો છે, પણ પ્રતિષ્ઠિત આત્માનો અભિપ્રાય ઊભો થયો તેથી તે પ્રમાણે 'મશીનરી' ચાલવાની. શુદ્ધાત્મા સિવાયની બીજી બધી જ 'મશીનરી'.

જેના તરફ ખરાબ અભિપ્રાય બેસી ગયો હોય એ બધા તોડી નાખવાના. આપણો એના માટે અભિપ્રાય તૂટયો અને આપણે એની સાથે ખુશી થઈને વાત કરીએ, તો એ પણ ખુશી થઈને આપણી જોડે વાત કરે. પછી આપણને એની પ્રકૃતિ ના જણાય. આપણે આપણા અભિપ્રાય ધોઇ નાખ્યા એટલે આપણે છૂટયા.

એ ચોરી કરે છે એ એના કર્મનો ઉદય છે અને જેનું લેવાનું હોય તેના કર્મનો ઉદય છે. આમાં આપણે શું લેવા દેવા ? એને ચોર કહેવો એ અભિપ્રાય. મૂલત: તે આત્મા છે.

અભિપ્રાય બંધાય એ જ બંધન. અમારા ગજવામાંથી કાલે કોઈ રૂપિયા કાઢી ગયું હોય અને આજે એ પાછો આવે તો અમને શંકા ના રહે કે એ ચોર છે, કારણ કે કાલે એના કર્મનો ઉદય એવો હોય, આજે એનો ઉદય કેવો હોય તે શું કહેવાય ? એ કર્મને આધીન છે બિચારો ! એ એમાં કર્મ ભોગવી રહ્યો છે અને આપણે આપણાં કર્મને ભોગવી રહ્યા છીએ. આપણે ચેતતા રહેવું. દાદા કહે છે : "આ જગત એક ક્ષણ

વાર અન્યાયને પામ્યું નથી. જગતની કોર્ટો, ન્યાયાધીશો અન્યાયને પામે, પણ જગત અન્યાયને નથી પામ્યું. માટે શંકા ના કરશો."

આ આપણો અભિપ્રાય ખોટો છે એવું કહેવાનું એટલે આપણું મન ફરે, નહીં તો મન ફરે નહીં.

મતાગ્રહીનો ક્યારેય મોક્ષ ના થાય. નિરાગ્રહીનો જ મોક્ષ છે. પક્ષમાં પડેલો માણસ એ પક્ષનાં જ શાસ્ત્રો વાંચે તો કશું વળે નહીં. દરેક પક્ષનો અર્ક કાઢે, દરેક ધર્મનાં શાસ્ત્રો વાંચે ત્યારે સાચો ધર્મ પામ્યો કહેવાય. જેટલા વાડામાં પુરાયા તે બધાંય ઘેટાં, અને જેટલા વાડાની બહાર નીકળ્યા એ બધા સિંહ. પક્ષ પડેલો હોય ત્યાં વીતરાગતા ના હોય.

## ૪૪. મંદિર–મૂર્તિ

### મૂર્તિ

જ્યાં સુધી સમકિત થયું નથી, ત્યાં સુધી વ્યવહારના દેવની જરૂર છે, સ્વરૂપ જ્ઞાન થયા પછી નિશ્ચયના દેવની જરૂર છે. વ્યવહારના દેવ મૂર્ત; નિશ્ચયના દેવ અમૂર્ત.

મૂર્તિ એ તો પરોક્ષ પ્રમાણ છે, પરોક્ષ ભજના છે. જ્યાં સુધી મૂર્તમાં વસ્યા છો ત્યાં સુધી મૂર્તિને ભજો. અમૂર્ત પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી મૂર્તિને જડ કહેવાય નહીં. કબર પણ મૂર્તિ જ કહેવાય ને ! જે જે આંખે દેખાય એ બધી જ મૂર્તિઓ.

મૂર્તિ એ બાળજીવો માટે છે, જેને સમજ નથી તેવા બાળજીવો માટે છે. તે જ્ઞાન–જીવો માટે નથી

મૂર્તિ તો વીતરાગ ભગવાનની છે અને એ લોકમાન્ય છે. તેમાં ભગવાનની સ્થાપના છે. નામ સાથે ભગવાન કોણ છે, કેવા છે તે જાણે.

જેણે અમૂર્તને જાણ્યો નથી, અમૂર્તને જોયો નથી, અમૂર્તને સાંભળ્યો નથી, અમૂર્ત એના ભાનમાં પણ નથી, એ માણસો કયાં જશે ? એ

મૂર્તિને તમે જડ કહો છો તો મને તમે જોયું હોય તેવું એક ચેતન બતાવો. તમે ચેતન ક્યાં જોયું તે મૂર્તિને જડ કહો છો ? તમે પોતે જ જડ છો ને ? તમે પોતે 'મિકેનિકલ' (યાંત્રિક) આત્મા છો. આ પંચેન્દ્રિયથી જે કંઈ દેખાય છે, અનુભવાય છે એ બધું જ અચેતન છે. તમે જે નવકાર મંત્ર બોલો છો એય મૂર્તિ છે. મૂર્તિને દ્વેષથી ના જોવાય. આ વીતરાગ ભગવાનની મૂર્તિ ઉપર તો લોકોના કેવા ગજબના ભાવ હોય છે ?

જ્યાં સુધી રૌદ્રધ્યાન, અને આર્તધ્યાન હોય ત્યાં સુધી મૂર્તિના દર્શન કરજો, કારણ કે ત્યાં સુધી અમૂર્તનો અનુભવ થાય નહીં.

મૂર્તિથી ચિત્ત એકાગ્ર થાય છે. દર્શન કરવા આવનારનું 'એકચિત્ત' થાય એટલા માટે મંદિરમાં ઘંટ છે. બહારનો કોલાહલ સંભળાય નહીં. ધૂપ, અગરબત્તી પણ એકચિત્ત, એકધ્યાન માટે છે.

વીતરાગ ભગવાનની મૂર્તિ શું કહે છે ? જો તારે મોક્ષે જવું હોય, તો આ ભવ પૂરતું હાથપગ વાળીને બેસી રહેજે, અર્થાત્ 'મશીનરી' બંધ કરીને બેસી રહેજે તોયે તારું બધું ચાલે એવું છે.

દાદા કહે છે : "પ્રાણપ્રતિષ્ઠા હુક્કામાં કરું તોયે એમાં શક્તિ વધી જાય, અને મૂર્તિમાં તો દરેક લોકના આરોપિત ભાવ છે. ત્યાં પ્રાણપ્રતિષ્ઠા કરે એટલે ફળ આપે. આ તમારી નહીં પણ અમે પ્રતિષ્ઠા જ કરી છે, તેથી તો 'હું શુદ્ધાત્મા છું' એમ બોલી ઊઠો છો !

જ્ઞાની પુરુષ અમૂર્તની અનુભૂતિ કરાવે. અમૂર્તને ભજે ત્યારે જ મોક્ષ થાય. મૂર્તિ તો અનંત અવતાર ભજ ભજ કરી જ છે ને ! જ્ઞાની પુરુષ મૂર્તામૂર્ત છે, એટલે એમને ભજવાથી મુક્તિ સાંપડે.

## ૪૫. ગુરુ અને જ્ઞાની પુરુષ

### ગુરુ

" સદ્‌ગુરુ એસા કિજીએ તુરત દિખાવે સાર;
પાર ઉતાર પલકમે, દર્પણ દે દાતાર. "

–કબીર

"સદ્‌ગુરુ એવા મેળવવા જોઈએ કે જે જલદી જલદી 'સાર પદાર્થ' –આત્મ-પિછાન મેળવી આપે અને ભવજળ પાર ઉતારી દે; કારણ કે સદ્‌ગુરુ તો બીજું કાંઈ દેતા નથી, માત્ર દર્પણ દે છે, એટલે કે હૃદયની નિર્મળતા કરી આપે છે. જેમ કોઈ બાળક હાથમાં દર્પણ આપવા છતાં એમાં એનું મોં જોવાનો પરિશ્રમ તો બાળકે પોતે જ લેવો પડશે. તેમ સદ્‌ગુરુ કાંઈ આત્માનું દર્શન કરાવતા નથી. પણ હૃદયને અરીસા જેવું બનાવી આપે છે, જેથી કરીને શિષ્ય તે અરીસામાં પોતાનું સ્વરૂપ જોઈ શકે. "

આંખ ના હોય ત્યારે શિષ્ય ગુરુને આધીન રહે છે જ ને ?

આજે તો ગુરુ શિષ્યના ઘાટમાં, અને શિષ્ય ગુરુના ઘાટમાં, તે ઘાટમાં ને ઘાટમા જ રહે. કોઈને મોક્ષની પડી નથી. ગુરુશિષ્ય પરસ્પર શોષણ કરે છે.

ગુરુ શું શિખવાડે છે ? સામાન્યતઃ ગુરુ શુભાશુભની વાતો કહે છે. "શુભને અનુસરો અને અશુભને છોડો." બાકી તો સંસારમાં મુક્તિ અપાવે એ જ સાચા ગુરુ. સદ્‌ગુરુ એ જ કે નિશદિન જેને આત્માનો ઉપયોગ હોય, શાસ્ત્રમાં વાંચી ના હોય, કયાંય સાંભળી ના હોય, છતાં અનુભવમાં આવે એવી જેની અપૂર્વ વાણી હોય ! અહીં ઠંડક વળે તો જાણવું કે આ સદ્‌ગુરુ છે. તે કષાય રહિત હોય.

શ્રીમદ્ રાજચંદ્ર કહે છે : " નિર્ગ્રંથ જ્ઞાતા ગુરુ સિદ્ધદાતા, કાં તો સ્વયં શુક્ર પ્રપૂર્ણ ખ્યાતા; ત્રિયોગ ત્યાં કેવળ મંદ પામે, સ્વરૂપ સિદ્ધે વિચરી વિરામે. "

## જ્ઞાની

છેલ્લા ગુરુ એ જ્ઞાની પુરુષ. જ્ઞાની ન મળ્યા હોય ત્યાં સુધી જે કોઈ થોડા જપ, તપ આપે, કંઈક સમજણ પાડે એ સદ્‌ગુરુ.

શુદ્ધાત્માનું લક્ષ બેઠું હોય, પણ એનો અનુભવ ના થયો હોય, ત્યાં સુધી જ્ઞાની પુરુષ એ જ પોતાનો આત્મા.

જ્ઞાની એ તો સંસરણ માર્ગનો અંત છે, અને મુક્તિ–પ્રાપ્તિનું એ અંતિમ નિમિત્ત છે.

જ્ઞાનીને કશું જાણવાનુ શેષ રહ્યું હોતું નથી. તેમની ક્રિયાશક્તિ વણ-કલ્પી હોય છે. કારણ કે પોતે કોઈ ચીજના કર્તા ના હોય, સંપૂર્ણ નિરહંકારી પદમાં નિમિત્ત–પદમાં જ હોય.

જ્ઞાની પુરુષ જ આત્મા–અનાત્માનું વિભાજન કરી આપે. તે દિવ્યચક્ષુ આપે, અને આ જગત શું છે. તે કેવી રીતે ચાલે છે, કોણ ચલાવે છે ઈત્યાદિનો ફોડ પાડી આપે.

## સંત, સત્‌પુરુષ અને જ્ઞાની પુરુષ

જેનું ચિત્ત નિર્મળ થઈ ગયેલું હોય તે 'સંત'. સંતને પોતાના

સ્વરૂપનું ભાન ના હોય. જેને પોતાના સ્વરૂપનું ભાન હોય એ 'સંત પુરુષ'. સત્ એટલે અવિનાશી. સત્ પુરુષોએ પોતાનું અવિનાશી પદ પ્રાપ્ત કર્યું હોય. "હું આત્મા છું" એવી પ્રતીતિ, લક્ષ, જાગૃતિ આવી હોય એ સત્ પુરુષ કહેવાય. તે મોક્ષમાં રહે, પણ બીજાને મોક્ષ ના આપી શકે. એમને આત્માનું અસ્પષ્ટ વેદન હોય જ્ઞાની પુરુષને આત્માનું સ્પષ્ટ વેદન હોય. એમને જ્યાં ને ત્યાં આત્મા સિવાય કશું દેખાતું જ ના હોય એમને તેથી જગતમાં કોઈ દોષિત ના જણાય. તેમને મોક્ષદાતા કહેવાય, તે બીજાને મોક્ષ આપી શકે.

જ્ઞાની કર્તા હોય નહીં જો તે કર્તા હોય તો કર્મ બંધાય. સકામ કર્મનો કર્તા થા કે નિષ્કામ કર્મનો કર્તા થા, કર્તા થયો એટલે બંધન. નિષ્કામ કર્મ સાંસારિક સુખ આપે; સકામ દુઃખ આપે. 'કરે છે' શબ્દ આવ્યો ત્યાથી એ મિથ્યાત્વ છે ।

દાદા કહે છે : "જેને સ્વપરિણતિ રહેતી હોય, પરપરિણતિ ના રહેતી હોય ને દેહધારી હોય તે સદ્ગુરુ કહેવાય." એ ના હોય ત્યારે એમની મૂર્તિ રાખી શકાય.

આત્મા થઈને આત્મામાં બોલે, આત્મામાં વર્તે, આત્મામા તન્મયાકાર રહે તે 'જ્ઞાની'.

જ્ઞાનીની જરૂર શી ? પોતાનો આત્મા જો કરતો હોત તો અત્યાર સુધી રઝળપાટ હોત જ નહીં ને ! નિમિત્ત વગર કોઈ દહાડો ઠેકાણું પડે નહીં. પોતાનો આત્મા કશું કરી શકે નહીં. જે બંધાયેલો છે તે સ્વયં શી રીતે છૂટી શકે ?

દાદા કહે છે : "જગત-કલ્યાણ કરવાની ખટપટ માટેનો થોડો રાગ રહી ગયો છે. એ રાગ પણ કર્મો ખપાવવા પૂરતો જ છે. બાકી 'અમને' તો અમારો મોક્ષ નિરંતર વર્ત્યા જ કરે છે. જ્ઞાનીને કાળ, કર્મ ને માયા અડે નહીં. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવથી અપ્રતિબદ્ધપણે વિચરે તે જ્ઞાની."

દાદા કહે છે : "અમે 'કાઉન્ટર પુલી'ઓના સેટ રાખીએ છીએ જેવો

કોઈ માણસ અહીં આવ્યો કે તેવી જ અમારે 'કાઉન્ટર પુલી' ગોઠવી દેવાની, એટલે નાનુ બાળક આવે અને મને "જે જે" કરે તો મારે એની જોડે વાતચીત કરવી પડે. અમારાથી બાળક ક્યારેય પણ ભય ના પામે."

## પરમ વિનય

જ્ઞાની ઉપર મોહ એ પ્રશસ્ત મોહ.

વિનય કરે તેની નિંદા ન કરો, અને નિંદા કરવી હોય તો ત્યાં વિનય કરશો નહીં.

પરમ વિનય એની મેળે ઉત્પન્ન થાય. આ 'જ્ઞાન' જ ઉત્પન્ન કરે છે.

કાયદા હોય ત્યાં પરમ વિનય સચવાય નહીં. આપણે કાયદાના બંધનમાં રહેવુ પડે. આપણે તો 'વ્યવસ્થિત' કરે તેને 'જોયા' કરવાનું.

આત્મા પ્રાપ્ત કર્યા પછી જ 'પરમ વિનય' થાય, અને તેથી જુદાઈ લાગે જ નહીં. અભેદ દૃષ્ટિ થાય. જ્યાં સુધી 'વિનય' છે ત્યાં સુધી "હું" અને "ગુરુ" જુદા, છતાં એ વિનય 'પરમ વિનય' માં લઈ જનારો છે.

ગુરુ-જ્ઞાનીનો રાજીપો મેળવવા માટે તો પરમ વિનયની જ જરૂર છે, બીજી કશી જરૂર નથી. પગ દબાવવાથી રાજીપો થાય છે એવું કશું છે જ નહીં. દાદા કહે છે: "મને ગાડીઓમાં ફેરવો તોય રાજીપો ના મળે. પરમવિનયથી જ મળે. અમારી આજ્ઞામાં જેમ વિશેષ રહે, તેને પરિણામ સારું રહે. એને અમારો રાજીપો પ્રાપ્ત થઈ જાય."

## ૪૬. સત્સંગ

પુસ્તક પઠન એ સત્સંગ. સંતનો સંગ એ સત્સંગ. સત્ પુરુષનો સંગ એ સત્સંગ, જ્ઞાની પુરુષનો સંગ એ સત્સંગ. છેલ્લે વીતરાગનો સંગ એ પણ સત્સંગ.

જ્ઞાની પુરુષ પાસે 'જ્ઞાન' મળતાં જ આત્મા અને અનાત્મા બન્નેય છૂટા જ પડી જાય. માટે એમની 'પરમહંસની સભા.' અહીં નિરપેક્ષ આત્માની વાતો હોય, નિશ્ચય નયનો પ્રભાવ હોય, જ્યાં સાપેક્ષ ધર્મની કથાવાર્તા થતા હોય એને 'હંસની સભા' કહેવાય. જ્યાં અણુસમજુ માણસો મળે, અને વાદ વિવાદ કરે એ 'કાગડાની સભા.'

પરમહંસની સભામાં આત્મા અને પરમાત્માની બે જ વાતો હોય. કેવળ આત્મા માટે જ જે વખત કાઢે એને સંસારમાં કયાંથી ખોટ જાય? સત્સંગ શા માટે છે? તમારા પ્રશ્નોના સમાધાન માટે, તમારી મુંઝવણનો અંત લાવવા માટે. સત્સંગમાં બેઠાં બેઠાં કર્મના બોજા ઘટયા કરે, સત્સંગ કર્યો કયારે કહેવાય કે જ્યાં બધાંય દુઃખો જાય.

જ્ઞાની પુરુષના સંગમાં જ્ઞાનીનો પાસ લાગી જાય. જો હિંગનો પાસ કોઈ તપેલાને લાગી ગયો હોય તો છ મહિના પછી એ તપેલામાં દૂધપાક રાંધીએ તો બગડી જાય. સત્સંગના પાસની અસર રહે.

દાદા કહે છે કે, "સત્સંગ એટલે જ્ઞાની પુરુષનો વ્યવહાર જોવા માટે ભેગા થવું તે."

સત્સંગ વાસી ના થાય. તે નિત્યનવીન હોય. કિંચિત્‌માત્ર પણ જેને સંસારની વાસના છે તેનો બોધ વાસી કહેવાય. જ્ઞાની મળે તો નિર્વાસનિક બોધનો આધાર મળે અને તેથી મોક્ષ થાય. દાદા કહે છેઃ "અમારો સંગ ન મળે તો અમારાં વાક્યોનો સંગ તે બધો સત્સંગ જ છે."

'વ્યવસ્થિત'ને આપણે કહી દેવાનું કે 'સત્સંગ માટે રાહત આપજે' તો તે તેવું ભેગું કરી આપે.

શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે,

> "મંત્ર, તંત્ર, ઔષધ નહીં, જેથી પાપ પલાય;
> વીતરાગ વાણી વિના, અવર ન કોઈ ઉપાય."

## ૪૭. ત્રિમંત્ર

મંત્ર એટલે મનને શાંત રાખે તે. સ્વ-સ્વરૂપની સાધના કરતાં સંસારમાં વિઘ્ન ન આવે એ માટે ત્રણ મંત્રો છે : (૧) નવકાર/મંત્ર, (૨) ૐ નમો ભગવતે વાસુદેવાય, (૩) ૐ નમઃ શિવાય. ત્રણે મંત્રોનો સમન્વય પ્રબોધાયો છે, પણ અહંકારી લોકોએ નવા નવા સંપ્રદાયોના વાડા બાંધ્યા, અને મંત્રો પણ વહેંચી લીધા.

ભગવાને ઋષભદેવે પ્રથમ ત્રિમંત્રો આપેલા. તેમણે કહેલું કે, "દેરાં વહેંચી લેજો, પણ મંત્રો તો ત્રણેય સાથે જ બોલજો." દરેક ધર્મનું રક્ષણ કરનાર રક્ષક દેવો અને શાસન દેવ-દેવીઓ હોય. આજે તો લોકોએ મંત્રો વહેંચી નાખ્યા. મંત્રો તો સંત્રો, પણ અગિયારસેય વહેંચી લીધી. શિવની અગિયારસ જુદી અને વૈષ્ણવોની જુદી. પણ મોક્ષે જવું હોય તો નિષ્પક્ષપાતી થવું પડે.

મંત્ર જાપ તમને સંસારમાં શાંતિ આપે. મનને શાંત કરે એ મંત્ર. એનાથી ભૌતિક સુખ મળે, અને મોક્ષ તો જ્ઞાન માર્ગ વિના નથી.

મંત્ર એ મનને આનંદ પમાડે, મનને શક્તિ આપે. મંત્રો વિઘ્નોનો નાશ કરે. 'શૂળીનો ઘા સોયે સરે.' મંત્ર બોલવાથી કર્મો હળવાં થાય, રાહત મળે.

પણ મંત્રો તો મન, વચન, કાયાની એકાગ્રતાથી બોલાવા જોઈએ તો ફળ આપે.

મંત્ર તો જ્ઞાની પુરુષે આપેલો હોય તે યથાર્થ ફળ આપે. નવકાર એવી વસ્તુ છે કે તમે જેને કહેવા માંગો છો તેને તે પહોંચી જાય. નવકાર મંત્ર સંન્યસ્ત મંત્ર છે. જ્યાં સુધી વ્યવહારમાં છે ત્યાં સુધી ત્રણેય મંત્રો બોલવા. સંન્યસ્ત લીધા પછી એકલો નવકાર બોલે તો ચાલે.

# નમસ્કાર સૂત્ર

નમો અરિહંતાણં,
નમો સિદ્ધાણં,
નમો આયરિયાણં,
નમો ઉવજ્ઝાયાણં,
નમો લોએ-સવ્વ-સાહૂણં.

શ્રી અરિહંતોને નમસ્કાર હો,
શ્રી સિદ્ધોને નમસ્કાર હો,
શ્રી આચાર્યોને નમસ્કાર હો,
શ્રી ઉપાધ્યાયોને નમસ્કાર હો,
માનવ-લોકમાં સમસ્ત સાધુઓને
નમસ્કાર હો!

મહાન, પવિત્ર અને નિર્મળ આત્માઓને નમસ્કાર કરવાની પરંપરા આજ-કાલથી નહીં, અનાદિ કાળથી ચાલતી આવી છે. નમસ્કારમાં સર્વસ્વ અર્પણ કરવાની ભાવના છે. જ્યારે હું અરિહંતોને નમસ્કાર કરું છું. જ્યારે હું સિદ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયોને અને સાધુઓને નમસ્કાર કરું છું, ત્યારે હું સુંસાઈ જાઉં છું-મારા અહમ્‌નું વિસર્જન થાય છે. આધ્યાત્મિક સાધનાની

યાત્રા પર નીકળનાર સાધકના હૃદયમાં આત્મનિષ્ઠ પુરુષોના પ્રતિ નમસ્કારની અમર પ્રેરણા સ્વયમેવ ઉદ્‌ભૂત થાય છે.

જૈન ધર્મમાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, એ પાંચને મહા આત્માઓ માનેલા છે. ધર્મશાસ્ત્રોમાં એમને બિરદાવ્યા છે, એમનાં સ્તુતિગાન ગવાયાં છે. એ કોઈ વ્યક્તિ-વિશેષનાં નામ નથી. પણ અધ્યાત્મ-ગુણોના વિકાસથી પ્રાપ્ત થતી પાંચ મંગલમય પાયરીઓ છે.

સાચો જૈન ધર્મ વિજયનો ધર્મ છે અને એ વિજય છે ઇન્દ્રિયો પર, મન પર, વિકારો પર, વાસનાઓ પર. હિંદુધર્મમાં ષડરિપુ આવે છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ (ગર્વ, તોર) અને મત્સર (અદેખાઈ, ગુમાન). એ મનુષ્યના છ આંતર શત્રુઓ છે. એની પર વિજય મેળવવો જોઈએ. જ્યાં આ વિજય છે ત્યાં જૈન ધર્મ છે. આધ્યાત્મિક દૃષ્ટિથી આવો ધર્મ સર્વત્ર વિદ્યમાન છે. ટોકિયોથી માંડી સાન ફ્રાન્સિસ્કો સુધી કોઇ પણ વ્યક્તિ મુક્ત થઈ શકે છે. પણ એને માટે એક જ શરત છે અને એ છે રાગ-દ્વેષના વિજયની. અહીં અર્હદ્‌ભાવ મુખ્ય છે. અરિહંતભાવ ક્ષાયિક ભાવ છે. એ કોઈ કર્મનું ફળ નથી, કિંતુ કર્મોની નિર્જરાનું ફળ છે. કોઈ પણ જાતનો.કોઇ પણ રંગનો, કોઈ પણ ધર્મનો મનુષ્ય આધ્યાત્મિક ગુણોના વિકાસ દ્વારા વીતરાગ ભાવના પ્રાપ્ત કરી અરિહંત બની શકે. જૈન ધર્મમાં વ્યક્તિ-પૂજાને જરા પણ સ્થાન નથી, ગુણ-પૂજાને છે. ગુણીજનોને જોઈને હૃદયમાં પ્રેમ ઉમટી આવે છે.

પ્રથમ પદ અરિહંતનું છે. 'અરિ' એટલે રાગ દ્વેષ આદિ અંદરના શત્રુઓ અને 'હન્ત'નો અર્થ છે નાશ કરનાર. અતઃ ફલિતાર્થ એ થયો કે, જે આત્મા આધ્યાત્મિક સાધનાના બળ પર મનના વિકારો સાથે લડે છે, વાસનાઓ સાથે સંઘર્ષ કરે છે. રાગદ્વેષ સાથે ટક્કર લે છે અને અંતે એને પરિપૂર્ણરૂપથી સદાને માટે નષ્ટ કરી નાખે છે તેને અરિહંત કહે છે. તે અનન્ત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત શક્તિરૂપ અનંત ચતુષ્ટયનો ધારક થાય છે—અખિલ વિશ્વનો જ્ઞાતા-દ્રષ્ટા બને છે. એનાં મન, વાણી અને કર્મ કષાયભાવથી અલિપ્ત રહે છે. સુખ-દુઃખ, લાભ-હાનિ, જીવન-મરણ આદિ દ્વંદ્વો પર એની દૃષ્ટિ સમ રહે છે. અરિહંતની ભૂમિકામાં તીર્થંકર પણ આવી જાય છે. (ભગવાન મહાવીરે પોતાના સાતસો શિષ્યો, જે કેવલજ્ઞાની અરિહંત થઈ ગયા હતા તેમને પોતાના સમાન બતાવ્યા છે,

જ્યારે આપણે 'નમો અરિહંતાણું'' કહીએ છીએ ત્યારે ઋષભદેવ, મહાવીર આદિ બધા તીર્થંકરોને બુદ્ધ, લાઓત્સે, સોક્રેટિસ, જિસસ, રમણ મહર્ષિ, અને કૃષ્ણમૂર્તિ આદિ સર્વ અર્હદ્ભાવ પ્રાપ્ત કરેલા મહાપુરુષોને, સ્વલિંગી અરિહંતોને, અન્યલિંગી અરિહંતોને, સ્ત્રી અરિહંતોને, પુરુષ અરિહંતોને ભૂમંડળ પરના અતીત, અનાગત, વર્તમાન અનન્તાનન્ત અરિહંતોને નમસ્કાર થઈ જાય છે.)

બીજું પદ છે સિદ્ધનું. સિદ્ધનો અર્થ પૂર્ણ થાય છે. જે રાગદ્વેષરૂપ શત્રુઓને જીતીને (અરિહંત બનીને), ચૌદમા ગુણસ્થાનને પણ પાર કરી જઈને સદાને માટે જન્મ-મરણથી રહિત બની, શરીર અને શરીર સંબંધી સુખ-દુઃખોને પાર કરી, અનંત એકરસ આત્મસ્વરૂપમાં સ્થિત થઈ ગયા છે, દ્રવ્ય અને ભાવ કર્મોથી અલિપ્ત થઈને નિરાકુલ આનંદમય શુદ્ધ સ્વભાવમાં પરિણત થઈ ગયા છે, એમને 'સિદ્ધ' કહે છે. સિદ્ધદશા મુક્ત દશા છે. અહીં એકમાત્ર આત્મા જ આત્મા છે, પરદ્રવ્ય અને પરપરિણતિ કશું નથી. જૈન સંસ્કૃતિનું ચરમ ધ્યેય સિદ્ધત્વ છે. આઠ પ્રકારનાં કર્મને આભારી એવું શરીર સિદ્ધને નથી હોતું. સિદ્ધ લોકાલોકના દ્રષ્ટા અને જ્ઞાતા હોય છે. તેને સંસારમાં પાછા આવવાપણું નથી. લોકાકાશની ઊંચામાં ઊંચી સીમા પર, શાંતિમય 'સિદ્ધશિલા' પર સિદ્ધો સ્વભાવ અવસ્થામાં રહે છે,

ત્રીજું પદ આચાર્યનું છે. આચાર્યને ધર્મપ્રધાન શ્રમણ-સંઘના પિતા કહ્યા છે. તે અહિંસા, સત્ય આદિ વ્રતાચારનું સ્વયં દઢતાથી પાલન કરે છે. તે પરપરિણતિથી હટી જઈને સ્વપરિણતિમાં રમણ કરે છે. તીવ્ર કષાયના ઉદયનો અભાવ હોવાથી પ્રશાંત, ક્ષમાશીલ, વિનમ્ર, સરળ અને આત્મ-સંતુષ્ટ રહે છે. આ પદ અધિકારનું નથી, સાધકોના જીવન-નિર્માણનું છે. જ્યારે શ્રાવક અથવા સાધુ સંયમ-યાત્રા કરતાં ભટકાઈ પડે છે, અનુકત આચરણ કરી બેસે છે, ત્યારે આચાર્ય એને યોગ્ય માર્ગ પર લાવે છે. યોગ્ય પ્રાયશ્ચિત્ત આપીને આત્માની શુદ્ધિ કરાવે છે. તે સાધકોના આત્માનો ચિકિત્સક છે. ન તે સ્વયં ભટકે છે, અને ન બીજાને ભટકવા દે છે. આચાર્ય એ દીપક છે; તે જ્યોતિથી જ્યોતિ જલાવીને બીજા આત્મદીપોને પ્રદીપ્ત કરે છે, 'નમો આયરિયાણમ્'ના પદ દ્વારા અનંત અનંત ભૂત, ભાવિ, અને વર્તમાન આચાર્યોને નમસ્કાર કરાય છે. આ ટાણે જૈનોના અનેક ગણધરો, સૂરિઓ અને મુનિઓ, બૌદ્ધોના મહાસ્થવિરો અને શીલ-

સંપન્ન ભિક્ષુ-ભિક્ષુણીઓ, હિંદુઓનો આચાર્યો અને કબીર; નાનક અને રૈદાસ જેવા આર્યપુરુષો, અને સંત ફ્રાન્સિસ, ફોક્સ, એખાર્ટ અને ટેરેસા જેવાં ખ્રિસ્તી સંતસાધ્વીઓ નજર સમક્ષ તાદશ થાય છે.

ચોથું પદ ઉપાધ્યાયનું છે. અજ્ઞાની સાધક ધર્મા-ધર્મના ભેદ સમજી શકતો નથી. તેને માર્ગ અને માર્ગની દિશામાં ગમ નથી. મંઝિલનો એને પત્તો નથી. આવા સાધકે જ્ઞાનાભ્યાસ કરવાની અત્યંત આવશ્યકતા છે, ચારિત્ર્યની સાધનાની જેમ જ્ઞાનની સાધના પણ મોક્ષનું અંગ છે. ઉપાધ્યાય જ્ઞાનપ્રદાન કરવાનું કાર્ય કરે છે. તે અંધને આંખો આપે છે. સ્વય શાસ્ત્રપાઠ કરવો અને બીજા પાસે કરાવવો, એ એમનું અધિકાર શાસન છે. આચાર્યની અનુપસ્થિતિમાં સંઘનું નેતૃત્વ કરી શકે છે. આધ્યાત્મિક શિક્ષણના એ સૌથી વડા પ્રતિનિધિ છે. અનન્તાનન્ત ભૂત, ભવિષ્ય અને વર્તમાનના બધા ઉપાધ્યાયોને આપણે વંદન કરીએ છીએ.

પાંચમું પદ છે, સાધુનું, સાધુનો મૂળ અર્થ છે–સાધક. જે સાધના કરે છે તે સાધક છે. પણ શાની સાધના? સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્–ચારિત્રરૂપ રત્નત્રયીની, મોક્ષમાર્ગની સાધના કરે છે તે સાધુ છે. તે ઉપાધ્યાય, આચાર્ય અને અરિહંત સુધી પહોંચી શકે છે. અંતે તે સિદ્ધ બની જાય છે. પરસ્વભાવ નહીં, પણ સ્વ–સ્વભાવનો તે સાધક છે. એને આ લોક કે પરલોકની આસક્તિ નથી. મુખ્ય રૂપથી તે શુદ્ધોપયોગમાં રહે છે અને ગૌણ રૂપથી શુભોપયોગમાં. આવો સાધુત્વભાવ ગૃહસ્થ–વેશમાં રહેતી વ્યક્તિને પણ આવી શકે છે, હું અતીત, અનાગત અને વર્તમાનના અનંતાનંત સાધુઓને નત મસ્તકે પ્રણામ કરું છું.

નમસ્કાર સૂત્રના બે ભાગ છે. પહેલા ભાગમાં નમસ્કાર સૂત્ર છે, બીજામાં નમસ્કારનું ફળ–માહાત્મ્ય સૂચિત કર્યું છે.

એસો પંચ—નમોક્કારો,
સવ્વ—પાવ—પ્પણાસણો.
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં.

એ પાંચ પદોમાં કરેલા નમસ્કાર બધાં પાપોને પૂર્ણરૂપથી નાશ કરનાર છે અને સકલ મંગલોમાં શ્રેષ્ઠ મંગલ છે

બંગાળામાં બેનીટોશ ભટ્ટાચાર્યે સર્વ મુખ્ય ભાષાઓના અક્ષરોના ત્રાંબાની ભુંગળીના આકાર બનાવીને તે દરેકને ફૂંકથી બંસરીની માફક વગાડયા. ફક્ત દેવનાગરી ભાષાના દરેક અક્ષરમાંથી, તે જે જે અક્ષર હતા તેવા અવાજ નીકળ્યા ત્યારે જ સમજાયું કે આપણી ગિર્વાણ ગિરા લખાયા પ્રમાણે ઉચ્ચારાય છે. તદુપરાંત. તેની લિપિના વૈજ્ઞાનિક આકારો નક્કી થયા છે. બંગાળી વૈજ્ઞાનિકે એ પણ જોયું કે આ અક્ષરોમાથી ફૂંકાયેલી હવાથી ઉત્પન્ન થતા નાદ દ્વારા ફેલાતા તરંગોમાં ખાસ શક્તિ સમાયેલી છે. તેનું એક વિદ્યુત્વાહક ક્ષેત્ર રચાય છે. પછી તેમણે ભારતીય ધર્મના મુખ્ય મંત્રોના અક્ષરો દ્વારા થતા વિદ્યુતક્ષેત્રની શક્તિઓ પિછાની. એટલે જ સમજાયું કે મંત્રોમા શક્તિ રહેલી છે, જેના જાપ દ્વારા શરીરનાં વિપરીત રસાયણો અનુકૂળ બને છે, અને શરીરને સ્વસ્થતા આપે છે. ૐ, પાચ અનુસ્વાર અને ય, ર, લ, વ, સ, શ, ષ, હ ઇત્યાદિ અક્ષરોમાં સવિશેષ વિદ્યુત્વાહક ક્ષેત્ર બનવાની શક્તિ છે. તેથી મંત્રોમા આ અક્ષરો વધારે આવતા હોય છે. તેથી મંત્રયોગ એ ધ્યાનયોગની મદદ માટે રચાયેલો છે ધ્યાનમાં નિષ્ક્રિયતા અને સજાગતા લાવવા મંત્રયોગ દ્વારા પ્રથમ શરીરને નિરામય બનાવાય છે. આમ મંત્રની, ભૌતિક શક્તિઓ છે. તેથી મુખ્ય ધર્મોમાં મંત્રોનું મહત્ત્વનું સ્થાન છે. ગીતામાં કહ્યુ છે :

"યજ્ઞાનામ્ જપયજ્ઞોઽસ્મિ"

પ્રાતઃકાળમાં આંખ ખોલતી વખતે સર્વપ્રથમ નમસ્કારસૂત્રનુ પઠન કરવું જોઇએ. કોઇ પણ સમયે શુભ કાર્ય કરતાં પહેલાં આ સૂત્રગાન કરવુ જોઇએ. રાત્રિના પ્રહરે શય્યા પર સૂતી વખતે નમસ્કારસૂત્ર બોલવું જોઇએ. સ્વાધ્યાય કરવાના સમયે, પ્રતિક્રમણ કરવાના સમયે, વિહાર અને ગોચરચર્યા આદિના સમયે સર્વત્ર આ સૂત્રનો મંગલધ્વનિ ગુંજતો રહેવો જોઇએ.

'ૐ નમો ભગવતે વાસુદેવાય'।

"વાસુદેવઃ સર્વત્ર" સર્વ જગતમાં ઇશ્વર જ છે.

—ગીતા.

મનને તારનાર છે મંત્ર. એ વિચારને દઢ કરવા માટેનું શાબ્દિક રૂપ છે તે વિઘ્નહર્તા છે, અને વિચારને વિશ્રામ આપે છે.

" મંત્ર પ્રાર્થનાનું વાહન છે, સૂક્ષ્મતર મોજાં મંત્રોને તે દેવો પાસે લઈ જાય છે, કે જેમને ઉદ્દેશીને ઉચ્ચારણ કરવામાં આવ્યું હોય. એક યંત્ર શકિત છે; બીજી મંત્ર શક્તિ છે. જો તમે જડ પદાર્થ-તત્ત્વમાં વિશ્વાસ રાખશો, તો જીવન જડ બની જશે. ચેતન-તત્ત્વમાં વિશ્વાસ રાખો, અને જીવન ચેતન બનશે."

મનુ અને શતરૂપા બધું સંતાનોને સોંપીને નૈમિષારણ્યમાં આવ્યાં. સંતોએ આ રાજર્ષિ દંપતીનું સ્વાગત કર્યું. સંતોને દંડવત્ કરી મનુશતરૂપાએ કહ્યું, " અમને મંત્રદીક્ષા આપો. અમારે પ્રભુદર્શન કરવાં છે."

મનુ-શતરૂપાને ' ॐ નમો ભગવતે વાસુદેવાય' । એ દ્વાદશાક્ષર મંત્રની દીક્ષા આપી.

" નિરક્ષર ધ્રુવે નમો ભગવતે વાસુદેવાય ના જપમાત્રથી છ મહિનામાં જ ભગવત્દર્શન પ્રાપ્ત કર્યું.

નારાયણને નંગપાંવ ધ્રુવને દર્શન દેવા દોડવું પડયું.

' મધોર્વનં ભૃત્યવિદક્ષયા ગતઃ ' એમ ભાગવતકાર કહે છે. "

કૃષ્ણ ઉપનિષદનો સાર આ છે. નન્દ પરમાનન્દ છે; યશોદા મુકિત છે, દેવકી બ્રહ્મવિદ્યા છે, વસુદેવ વેદ છે, કૃષ્ણ અને બળરામ તે વેદોનો અર્થ છે. ગોપીઓ અને ગાયો વેદની ઋચાઓ છે, કૃષ્ણની લાકડી બ્રહ્મા છે, વાંસળી રુદ્ર છે, શિંગડું ઈન્દ્ર છે, ગોકુળ વૈકુંઠ છે અને ત્યાંનાં વૃક્ષો તપસ્વી મુનિઓ છે. ગોવાળરૂપ કૃષ્ણ માયા વડે શરીર ધારણ કરનારા ઈશ્વર છે, અને તે જ બ્રહ્મ છે. ચાણૂરમલ્લ દ્વેષ છે, મુષ્ટિકાસુર મત્સર છે, કુવલયાપીડ હાથી દર્પ છે અને બકાસુર ગર્વ છે. રોહિણી દયા છે, સત્યભામા અહિંસા છે, અઘાસુર મહાવ્યાધિ છે, કંસ કલિ છે, સુદામા મનોનિગ્રહ છે. અક્રૂર સત્ય છે અને ઉદ્ધવ ઈન્દ્રિયનિગ્રહ છે. શ્રીકૃષ્ણનો શંખ લક્ષ્મી છે. કશ્યપ ઉલૂખલ છે. અદિતિમાતા દોરડું છે. કાલિકા માતા ગદા છે. શાર્ઙ્ગ ધનુષ વિષ્ણુની માયા છે. શ્રીકૃષ્ણના હાથમાં રહેલું કમળ તે જગતનું બીજ છે, અને તુળસીની

માળા ભક્તિ છે. આ બધા શ્રીકૃષ્ણુથી જુદાં નથી અને શ્રીકૃષ્ણુ તેઓથી જુદા નથી.

પૂ. દાદા કહે છે : "આત્મયોગેશ્વર શ્રીકૃષ્ણુ એ વાસુદેવ નારાયણુ ભગવાન છે, જેમનો આ ત્રેસઠ શલાકા પુરુષોમાં સમાવેશ થાય છે, અને તેથી તેઓ વંદનીય અને પૂજ્ય છે.

"શ્રીકૃષ્ણુ તીર્થંકર ભગવાન નેમિનાથના કાકાના દીકરા થતા હતા, અને તેમનાં કૃપા-દર્શન વંદનથી તેઓ ભગવાન-પદ પામ્યા હતા. તેમણે તીર્થંકર નામ ગોત્રનું ઉપાર્જન કર્યું હતું; તેથી તેઓ સર્વ કોઈ માટે પૂજનીય ગણાય 'ૐ નમો ભગવતે વાસુદેવાય' ।

'વાસુદેવ: સર્વમિદમ્' નો અર્થ એવો નથી કે, આ બધું વસુદેવના પુત્ર કૃષ્ણુ છે. તેનો અર્થ એવો છે કે આ બધું ભગવાન છે, પછી તમે ભલે તેમને ગમે તે નામથી બોલાવો. વાસુદેવ ઉપનિષદમાં કહ્યું છે કે, "એક જ વિષ્ણુ બધા જડ-ચેતન પદાર્થોમાં રહેલા છે. તલમાં તેલની જેમ, લાકડામાં અગ્નિની જેમ, દૂધમાં ઘીની જેમ અને ફૂલમાં સુગંધની જેમ બધા પ્રાણીઓમાં હું જ આત્મરૂપે રહ્યો છું. જેની મારામાં અચલ ભક્તિ હોય છે તે સાચું જ્ઞાન મેળવીને વિષ્ણુલોકમાં જાય છે અને ત્યાંથી પાછો સંસારમાં આવતો નથી." જો તમને તમારામાં તેમ જ બીજા દરેક જણુમા રહેલા ભગવાનનું ભાન થઈ જાય તો તમને જે શાંતિ અને આનંદ પ્રાપ્ત થશે તેની બરાબરી બીજું કશું જ નહિ કરી શકે.

ૐ નમઃ શિવાય ।

With The blue mountain for her ink, with a branch of the heaven. tree for her pen, with all earth for writing-leaf, Let The Goddess Sarada describe your greatness-She Could not – Though She wrote forever.

—Mahimna-Stotra

'ૐ નમઃ શિવાય' એ મંત્રનો અર્થ સ્વયં તે શબ્દમાં સમાયો છે. મંત્રને એના સાચા અર્થમાં સમજવો જોઈએ. 'ૐ નમઃ શિવાય' બોલતી વખતે ચિત્ત ઉપર કલ્યાણકારી શિવનું સ્વરૂપ ચિત્રિત થવું જોઈએ. જે કંઈ કલ્યાણકારી છે તે શિવનું દ્યોતક છે.

શિવે ત્યાગ દ્વારા શિવત્વ પ્રાપ્ત કર્યું છે. સદા જગદ્‌કલ્યાણમાં નિરત રહીને તેમણે મૃત્યુ પર વિજય મેળવ્યો છે, કામને ભસ્મિભૂત કરીને હેમવતી, તપપૂત, રૂપમાસંપન્ન ઉમા સાથે સંસાર ખેડ્યો છે. કુબેર જેવા શિવને મિત્ર છે, અને ગણપતિ સમાન રિદ્ધિ–સિદ્ધિના સ્વામી પુત્ર છે, છતાં સંસારના ભોગ વિલાસમા તેઓ લુબ્ધ થતા નથી, આવું સ્મરણ દરેક મંત્ર સાથે હોય તો મંત્રમાં જીવ આવે છે.

દાદા ધર્માધિકારી કહે છેઃ "આપણા દેશમાં શિવની વિભૂતિ અદ્વિતીય છે, સાથે સાથે અત્યંત લોકપ્રિય પણ છે. કેટલાયે કવિઓ. ચિંતકો, મનીષીઓ. સાહિત્યકારોને એણે મુગ્ધ કર્યા છે શિવની વિભૂતિની કઇ કેટલીય વિશેષતાઓ છે. એ સ્મશાનમા રહે છે, મૃત્યુના વાતાવરણમાં જીવનનો પ્રસાદ ફેલાવે છે. વેશ પણ વિચિત્ર છે. નરમુંડોની માળાઓ પહેરે છે. હાથી અને વાઘનું ચર્મ ધારણ કરે છે, ચન્દન અને અનુલેપનની જગ્યાએ ચિતાભસ્મને જ ઉબટન બનાવે છે. જે કાણા, ઠૂંઠા, નકટા, કુરૂપ, વિદ્રુપ છે, અપંગ છે, મૂર્ખ છે, જડ છે, પરિત્યક્ત છે, સમાજબાહ્ય છે એ બધા એના ગણોમાં છે.

"શિવની વિભૂતિની બીજી અસામાન્ય વિશેષતા એ છે કે એ અર્ધનારીશ્વર છે. એ મનુષ્યત્વનું વ્યક્તિત્વ સંપૂર્ણ કહેવાય કે જો એ પુરુષ હોય તો એની વિભૂતિમા સ્ત્રીત્વ હોવું જોઈએ; અને જો એ સ્ત્રી હોય તો એની વિભુતિમા પુરુષ–તત્ત્વ હોવું જોઈએ. જે ઉભય સત્ત્વસંપન્ન છે એ જ સમગ્ર માનવ છે."

અચિન્ત્યકુમાર શિવને વર્ણવે છેઃ "એણે વ્યાઘ્રચર્મ પહેર્યું છે. નાગનું યજ્ઞોપવિત પહેર્યું છે. સર્વાંગે વિભૂતિ, નામના જ અલંકાર, ધૂમ્ર, શીત, શ્વેત રક્ત અને અરુણ–પાચ વર્ણનાં પાચ મુખ, ત્રિનયન, જટાધારી, માથે ગંગા, લલાટે ચંદ્રકલા, ડાબા હાથમાં ખોપરી, અગ્નિપાશ, પિનાક અને પરશુ. જમણા હાથમાં ત્રિશૂળ, વજ્ર, અંકુશ શર અને વરમુદ્રા.

આંખ આનંદથી ઉલ્લસિત, હિમકુન્દેન્દુના જેવી કાંતિ કોટિચન્દ્રસમપ્રભા. આખલા પર બિરાજેલા આ કોણ ? આ તો હું એ શિવશાન્ત ઉમાકાન્તને જોઈ રહ્યો છું."

"વિશ્વસૃષ્ટિનું નિદાન, સર્વનો પ્રાણ, સર્વરૂપ, અગ્નિ, તે જ સર્વને ભક્ષણ કરનાર, સર્વનો લોપ કરનાર, દશ્ય અને અદશ્ય વિશ્વનો સંબંધ કરનાર :- તે જ સર્વના ઉત્પન્ન કરનાર અગ્નિમય, મહાક્રોધી, પણ પરમમોક્ષદાતા શિવ, અગ્નિની ઉગ્રતા ઉપરથી તમો ગુણ એ શિવને અર્પાયો પણ શિવ એ તમોગુણની મૂર્તિ નથી, તમોગુણની મૂર્તિ તો શિવનું રૂપાંતર ભૈરવ તે છે. શિવ એ શબ્દ તો સુખ, શાંતિ, આનંદ, મોક્ષનો વાચક છે, શ એટલે આનંદ તે કરનાર શંકર એ અર્થ સૂચવે છે.

"પરમ જ્ઞાનરૂપ, અપરિચ્છેદ પામેલા, જેને મારું તારું નથી એવા શિવ તે સર્વદા ભોળા, સર્વના બંધુ, બાણાસુરાદિ દુષ્ટને પણ વર આપનાર. જેવા ભોળા તેવા જ ઉગ્ર એ પણ સ્વાભાવિક છે. શિવ અને અગ્નિનો સંબંધ દઢ કરાવનાર શિવનું રૂપાંતર રુદ્ર તે છે."

જ્ઞાન અને કલાના પ્રણેતા તરીકે શિવને 'દક્ષિણામૂર્તિ' કહેવામાં આવે છે. યોગ, સંગીત નૃત્ય આદિ વિદ્યાઓના તે આદ્યગુરુ છે. શિલ્પોના એ શિક્ષાગુરુ છે. બીલીપત્ર અને પુષ્પો કરતાં નૃત્ય અને સંગીતને જ શિવપૂજાની પ્રિય સામગ્રી ગણી છે. સપ્ત સ્વરને શિવનાં સાત સ્વરૂપો તરીકે નિરૂપેલા છે.

શિવ પરણે ત્યારે પીઠી નહીં ભસ્મ ચોળે છે, અર્થાત્ જીવનમાં કેન્દ્રસ્થાને શરીર નથી, તે એક દિવસ ભસ્મ થઈ જવાનું છે. તલવારને બદલે શિવના હાથમાં ત્રિશૂલ રાખે છે. તે ત્રિશૂલપાણિ છે. ત્રણ પ્રકારનાં શળ—કામ, ક્રોધ અને લોભને શિવે પોતાના હાથમાં પકડ્યાં છે, તેમની પર એમનો અંકુશ છે.

આપસ્માર-અજ્ઞાનનું પ્રતીક શિવના પગ નીચે દબાયેલું દર્શાવ્યું છે. અગ્નિને વેદાદિમાં વૃષભરૂપે વર્ણવ્યાની વાત છે, એટલે શિવ અને અગ્નિના સંબંધમાંથી શિવને વૃષભનું વાહન પ્રાપ્ત થયું છે.

શિવના તૃતીય નયનરૂપ પરમજ્ઞાનનો-બ્રાહ્મકૈવલ્યનો ઉદય થતાં,

મનુષ્યમાત્ર શિવરૂપ થઈ જાય છે; જીવ તે જ શિવ બને છે. જ્યારે તૃતીય નયન ઉઘાડયું ત્યારે જ કામને બાળી નાખ્યો. કામ તે દિવસથી અનંગ થઈ ગયો. એ જ કામ તે કેવળ સ્મણરૂપ સ્મર–ઈચ્છામાત્ર જ–કામના. કામનાને શરીર કયાં છે ? અનંગ છે તે કામનાને કેવળ નિર્મૂળ કરવી, બાળી નાખવી, એ પરમજ્ઞાન વિના શકય નથી. જ્ઞાનાગ્નિ જ કામનાને દહે છે. ત્રિલોચન જ કામને ભસ્મ કરે છે.

સંસારાભાવરૂપ શિવને ગિરિમાં જ મુકામ કરવાનો ફાવ્યો. પર્વતમાં રહ્યા એટલે પત્ની પણ પાર્વતી થઈ–પર્વતની કન્યા પાર્વતી. શિવને બાકી પત્ની પણ નથી ને પુત્ર પણ નથી. પોતે તો સર્વરૂપ છે, અર્ધનારીશ્વર છે. શિવ જે પરમવિરાગી તે જ પરમરાગી, સ્ત્રીને અર્ધાંગે રાખી રહ્યા છતાં પરમમુક્ત !

ગિરિજાપતિ, પાર્વતીપતિ શિવ ગિરીશ જ છે એટલે કૈલાસ નામના ગિરિમા નિવાસ કરી રહ્યા. કૈલાસ એવું યોગગ્રંથોમા બ્રહ્માંડ અર્થાત મસ્તકનું નામ છે શિવ એ પરબ્રહ્મનું નામ છે; ને તે મસ્તકમાં જે સહસ્રાર સુવર્ણમય સપ્તચક્ર છે તેમાં વિરાજે છે યોગમાં જે કુંડલિની શક્તિ કહી છે તે સુષુમ્ણા દ્વારા બ્રહ્માડમાં પહોચી શિવને મળે ત્યારે સમાધિ થાય છે

શિવને સર્પનો જ પ્રેમ છે. સર્વ ધર્મોમા સર્પ અનંતતાનુ, ને બુદ્ધિનુ, તેમ દુષ્ટતાનું કે વક્રતાનુ ચિહ્‌ન છે. બુદ્ધિની પરાકાષ્ઠા સૂચવનાર સર્પનો મણિ છે. જે કલ્પિતમણિ–સર્વપ્રદ, સર્વપ્રકાશક મણિ, તે સર્પના માથે છે. કાચળી ઉતારી નવો અવતાર ધારણ કરનાર સર્પ જ્ઞાનથી દેહાધ્યાસ તજી બ્રહ્મ થનાર મહાત્માપદનો સૂચક છે. નાગ એટલે મહાત્મા, ચીનમાં ડ્રેગનને 'જાગરૂક માણસ' કહ્યો છે યા તે પરાતત્ત્વનું દ્યોતક છે. પરમકૈવલ્યમય શિવ હલાહલને પણ પીએ, તો તેમાં હવે શું થનાર છે !

શિવનાં અનેક પરાક્રમોમાં આકાશથી પડતી ગંગાને ઝીલવાનુ કાર્ય પણ છે. શિવની જટા જે કપર્દ કહેવાય છે તે અગ્નિ–શિખાની જ વાચક છે. ગંગા સ્વર્ગમાથી પડે છે એ રીતે પડયા પછી તેને ઝીલી, સ્થિર કરી, દઢતા આપનાર, સ્થૂલરૂપે જન્માવનાર અગ્નિ જ છે, એમ સૃષ્ટિસર્ગ સમજનાર વિવેકીઓ જોઈ શકશે. તો ગંગા શિવની જટામાં જ લપેટાઈ ગઈ, અને મહાકષ્ટે બહાર વહી એ સ્પષ્ટ છે. શિવોપાસક સ્થૂલ રીતે તેથી કર્મઠ હોય છે.

જે સદ્કાર્યમાં શિવને–કલ્યાણને સ્થાન ન હોય એ સદ્કાર્યની કશી કિંમત નથી. સદ્કાર્ય જગતના હિત ખાતર હોવું જોઈએ.

શિવજી શયન કરે છે એવું ક્યાંય આવતું નથી. તે જાગ્રતિની મૂર્તિ છે, કર્મઠતાની પ્રતિમા છે એવા શિવને હું નમસ્કાર કરું છું. 'ૐ નમઃ શિવાય !'

## ૪૮. વૈરાગ્ય

વૈરાગ્ય ત્રણ પ્રકારના છે.

૧. દુઃખગર્ભિત વૈરાગ્ય : દુઃખનો માર્યો સંસાર છોડી દે, બૈરી-છોકરાંને રખડાવી મારે. એને ચોર્યાસી લાખ અવતાર ભટક ભટક કરવાનું.

૨. મોહગર્ભિત વૈરાગ્યઃ શિષ્યો મળશે, માન મળશે, કીર્તિ મળશે, વાહવાહ બોલાશે, લોકો પૂજશે. એ લાલચે વૈરાગ્ય લે, તો તેનુંય ફળ સંસારમાં ભટકામણ જ છે.

૩. જ્ઞાનગર્ભિત વૈરાગ્યઃ આ જ યથાર્થ સ્વરૂપે વૈરાગ્ય છે. જ્ઞાન માટે વૈરાગ્ય લે તે. જ્ઞાન માટે તો કોઈક જ વૈરાગ્ય લે, પણ જ્ઞાન મળવું અત્યંત દુષ્કર છે.

સમણસુત્તંમાં નિર્દેશ છે કે, " જેનાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે એનું આદરપૂર્વક આચરણ કરવું જોઈએ. વિરકત વ્યક્તિ સંસારનાં બંધનથી છૂટી જાય છે, અને આસકત વ્યકિતનો સંસાર અનંત બનતો જાય છે " માટે હે સુવિહિત ! તું ઘોર ભવસાગરને આંબી જવા માગતો હોય તો તપ–સંયમ અને સમકિતની રક્ષાનું તત્ક્ષણ ગ્રહણ કર. ભગવાન બુદ્ધે સંસારને અનિત્ય માન્યો છે. તે નિરંતર પરિવર્તિત થયા કરે

છે. અવિરત બદલાતી વસ્તુ પર અવલંબન કે આસકિત રાખી શકાય ? એ આકાશનાં ફૂલો ચૂંટવા જેવું છે.

જગત્ ચાર દિવસની ચાંદની છે– 'a nine days' wander ! શ્રીમદ્ રાજચંદ્રે એ જ વાત એમની પદ્ય પંકિતઓમાં મૂકી છેઃ

"વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ,
આયુષ્ય તે તો જલના તરંગ;
પુરંદરી ચાપ અનંત રંગ
શું રાચીએ ત્યાં ક્ષણનો પ્રસંગ ! "

આપણે શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં વાંચીએ છીએ : " જગતમાં જીવતર ઘણા વાયુમાં રહેલી નાની દીવાની શિખાની પેઠે ચંચળ છે, અને ત્રણે લોકમાં પદાર્થોની શોભા વિજળીના ઝબકારા સમાન છે. ......... કદાચ વાયુને વીંટી શકાય, આકાશને તોડી શકાય અને તરંગોને પણ ગૂંથી શકાય, પણ આયુષ્યનો કદી વિશ્વાસ રાખી શકાય નહીં. ............ એ ચિત્તને કયાય કાંઈ પણ ગમતું નથી. કયાંક તેને ઘણું ધન મળે છે, તો પણ વાંસનો કરંડિયો જેમ પાણીથી ભરાય નહિ તેમ તે પણ ભરાતું નથી. એ ચંચળ ચિત્ત રાગદ્વેષાદિક દોષોથી જર્જરિત થઈ જાય છે, અને જેમ નાનું–સરખું પીછું વાયુની અંદર ભમ્યા કરે છે તેમ તે વિષયોની અંદર ભમ્યા કરે છે."

શાહ આલમનાં સગાંને શેરીએ ભીખ માગતાં આપણે જોયાં છે. શ્રીમદ્ લખે છેઃ

" છો ખંડના અધિરાજ જે ચંડે કરીને નીપજ્યા,
બ્રહ્માંડમાં બળવાન થઈને ભૂપ ભારે ઉપજ્યં;
એ ચતુર ચક્રી ચાલિયા હોતા નહોતા હોઈને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઈને."
આમ જ છે, તો
"સંસારમાં મન અરે કયમ મોહ પામે ?
આકાશપુષ્પ થકી વંધ્યસુના વધાવી."

# ૪૯. તપ, ત્યાગ, વ્રત

## તપ, ત્યાગ, વ્રત

તપ, ત્યાગ, વ્રત જરૂરી છે ? 'કેમિસ્ટ'ને ત્યાં જેટલી દવાઓ છે એ બધી જરૂરી છે, પણ તે લોકોને જરૂરી છે. તમારે તો જે દવાની જરૂર છે એટલી જ શીશી લઈ જવાની. એ બધાં સહુસહુની દૃષ્ટિએ, સહુસહુની અપેક્ષાએ સત્ય છે.

આ સ્ત્રીનો શોખ, દારૂનો શોખ, બીડીનો શોખ એ બધા શોખ અશુભ કહેવાય, જ્યારે તપ, ત્યાગ, વ્રત એ શુભ શોખ છે. હંમેશ રોજ રોજ કરવું પડે એ 'શોખ' કહેવાય.

તપ–ત્યાગ–વ્રતથી કર્મ બંધાય.

## તપ

જ્ઞાન, દર્શન, ચારિત્ર્ય અને તપ એ ચાર મોક્ષના પાયા છે. 'ત્રિરત્ન' અને વધારાનું તપ. 'હું શુદ્ધાત્મા છું'' એ જ્ઞાન, 'હું શુદ્ધાત્મા છું' એવી

પ્રતીતિ' એ દર્શન અને 'જ્ઞાતાદષ્ટા' રહે એ ચારિત્ર. બહાર કશું થાય ત્યારે હૃદય તપે ત્યારે એને 'જોવુ' અને 'જાણવુ' એ તપ-'અદીઠ તપ'. મોક્ષે જવા માટે આવું અદીઠ-આંતર/તપ જોઈએ, બાહ્ય તપની જરૂર નથી. બાહ્ય તપથી સારી ગતિ મળે, પણ મોક્ષ ના મળે. અદીઠ તપ-આંતર તપ દેખી ના શકાય એવું હોય. દાદા કહે છે : "આત્મા અને અનાત્માના સાંધાને એક થવા ના દે તે ખરું તપ."

મોક્ષ માર્ગ એટલે સહજ માર્ગ, તેમાં ક્રિયાકાંડ, મહેનત ના હોય. પરિપાટી તરીકે તપ, ત્યાગ, જપ એ બધી ક્રિયાઓ ફળદાતા છે. અને ફળ પ્રાપ્ત થાય ત્યારે કઇ જાતના વિચાર હોય તે શું કહેવાય ? બી વાવ્યું ત્યારે ત્યાગી દશામાં હોય અને ફળ આવ્યું ત્યારે ગૃહસ્થી દશામાં હોય, પંચેન્દ્રિયના વિષયોમાં નિરંતર હોય- તપ-ત્યાગથી દેવગતિ મળે. પણ મોક્ષ કદાપિ ના મળે. મોક્ષ તો સહજ થાય ત્યારે જ મળે.

તપ તે કોઈનું શીખી લાવીને કરાતું હશે ? તારું તપ જુદું, પેલાનું તપ જુદું, દરેક જણનું તપ જુદુ જુદું હોય. દરેકનાં તપ પાછળનાં કારણો જુદાં જુદાં હોય. આજના કાળમાં તો તપ સામેથી સહેજે આવી પડે તેમ છે.

## પ્રાપ્ત તપ

સામો માણુસ અથડાઈ પડયો અને તને અહીં વાગ્યું તો એ શાંતિથી તપ કરજે, ત્યારે ત્યાં ઝગડો કરે ! ઘેર આવીને કહે કે, "કાલે મારે અપવાસ કરવો છે." આડોશી પાડોશીઓ, ભાગિયા, ભાઈઓ, વહુ, છોકરાં બધાંય તપ કરાવે એવું છે. કોક દહાડો જમવાનું ઠેકાણું બે વાગ્યા સુધી ના પડ્યું, તો શાંત ભાવે સહન કરી લે ને ! તપ કરી લે ને ! યા જમવાનું બિલકુલ ઠેકાણું ના પડયું ત્યાં તું શાંત રહે. છેવટે દાંત દુઃખે અને દમ નીકળી જાય એવો દુઃખે. દાઢ દુઃખે, પેટ દુઃખે, માથું દુઃખે, ફલાણું દુઃખે, સામો અથડાય એ બધા પ્રાપ્ત તપ. પ્રાપ્ત દુઃખ એ તો ભેટ કહેવાય. આપણને કશુંક મળ્યું એ ભેટ જ કહેવાય ને ?

કોઈ તમને ગાળ ભાંડે તે વખતે મહીં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધું તપે તેને તમારે ઠંડું થતાં સુધી જોયા કરવાનું એ સૂક્ષ્મ તપ. સાસુ વહુને વઢ વઢ કરતી હોય અને વહુ સુશીલ હોય તો તેને સૂક્ષ્મ "તપ બહુ મળ્યા કરે. ભારતમાં આ તપ એની મેળે મફતમાં ઘેર બેઠાં મળ્યા કરે. ઘેર બેઠાં ગંગા.'

જે પાછલો હિસાબ ચૂકવવાનો આવે છે તે ચૂકવતી વખતે મીઠાશેય આવે અને કડવાશેય આવે. મીઠાશ આવે ત્યારે તપ કરવાનું અને કડવાશ આવે ત્યારે પણ તપ કરવાનુ છે. ગલન-કર્મ એનું કડવું-મીઠુ ફળ આપ્યા વગર રહે જ નહીં. મહીં મન, બુદ્ધિ જે જે તપે છે તેને સમતાપૂર્વક 'જોયા' કરવું એનું નામ 'તપ'; તેમાં તન્મયાકાર થવાનું નહીં.

તપ કરવું નથી પડતું; તપ તો સ્વાભાવિક રીતે થાય છે જ.

જ્યારે મન, વાણી, વર્તન તપેલાં હોય ત્યારે તેમાં તે વખતે તન્મયાકાર હોય, અને જ્યારે કશું તપેલું ના હોય ત્યારે તપ કરવા બેસે ! તપ તે કોઈનું શીખી લાવીને કરાતું હશે ?

તપ તો અંદર થયા કરે. આ દેહને તપાવવાનો નથી, મનને તપાવવાનું છે, અને એ પણ એવી રીતે કે બહાર કોઈ જાણે નહીં. દેહને તપાવ્યો તે દેહ અજવાળાવાળો થાય, પણ દેહ જોડે આવવાનો છે ? આ દેહ છે ત્યાં સુધી પોતાનું કામ કાઢી લેવાનું છે. તપમાં કોઈને કહીએ તે સાંભળે, અને પછી તે આપણને આશ્વાસન આપે. એટલે આપણી પાસેથી બે આના ભાગ પડાવી જાય માટે તપ કરેલું તે કોઈને કહેવાય કેમ ?

આ દુષમકાળમાં એક તો મૂળ તપેલો જ હોય, પછી ઘરમાં હોય, બેડરૂમમાં હોય કે ઉપાશ્રયમાં હોય, પણ હોય તપેલો. તપેલાને તપવીને શું કામ છે ? એ પ્યાલો ફૂટે એટલે તપ કરવાનું, છોકરો દુકાને ના ગયો ત્યારે તપ કરવાનું, જ્યારે આપણી પ્રકૃતિ પ્રતિકૂળતામાં ઉછળે ત્યારે મહીં ધમસાણ મચી જાય, તે વખતે તપ કરવાનું છે.

## ઉપવાસ અને ઊણોદરી

અગિયારશ કેવી રીતે કરવી ? પાંચ કર્મેન્દ્રિય, પાચ જ્ઞાનેન્દ્રિય અને

અગિયારમું મન. એમને નિરાહારી રાખવા એ અગિયારશ. કાને સંભળાય તો ખરું, પણ આપણે સાંભળવા જવાનું નહીં. આંખે દેખાય, પણ આપણે ઊઠીને જોવા જવાનું નહીં. આખો દહાડો કશું જ કરવાનું નહીં. મનને બિલકુલ ખોરાક આપવાનો નહીં. ૨૪ કલાક નિરંતર જાગૃતિમાં કાઢવા. આમ એક જ અગિયારશ કરો તો આત્મા જુદો પડી જાય. તમે નિશ્ચય કરશો એટલે અગિયારશ પળાશે જ.

આખો દહાડો શુદ્ધ ઉપયોગમાં કાઢી નાખો તો તમને ઉપવાસ કર્યો હોય એમ લાગશે પણ નહીં. ભૂખ લાગી એમ 'જાણે' ખરું પણ 'વેદે' નહીં. વેદે તો ઉપયોગ ચૂકયા, અને 'જાણે' તો ઉપયોગપૂર્વકનું કહેવાય.

નિરંતર ઊણોદરી એ કાયમ ઉપવાસ જેવું છે. ઊણોદરી એટલે તમે ચાર રોટલી ખાતા હોય તો પહેલાં ત્રણ રોટલી ખાવ. પછી બે રોટલી ખાવ, આ કોઠી કંઈ ભરી દેવા માટે નથી. ખોરાકના ચાર ભાગ પાડી દેવાના. બે ભાગ રોટલી શાકના, એક ભાગ પાણી અને એક ભાગ ખાલી રહેવા દેવો. વાયુસંચાર માટે ન હોય તો જાગૃતિ ખલાસ થઈ જાય. ઉપવાસ તો બહુ ભરાવો થયો હોય, શરીર બગડયું હોય તો જ કરજો. એ ફરજિયાત નથી. રૌદ્રધ્યાન અને આર્તધ્યાન થયા સિવાયનો ઉપવાસ કરવો જોઈએ.

## મૂર્ચ્છાનો ત્યાગ

લોકો જે માને છે તે બાલમંદિરનો ત્યાગ છે. ઘરબાર, બૈરી–છોકરા છોડી દે એ એવો ત્યાગ છે. વસ્તુની મૂર્ચ્છાના ત્યાગને 'જ્ઞાનમંદિરનો ત્યાગ' કહ્યો છે. આ પાકીટ હોય એ ખોવાયું છતાં કશું જ ના થાય એ મૂર્છાનો ત્યાગ છે. બાકી બૈરી–છોકરાં ત્યાગ્યાં એમાં કાયદાનો હિસાબ છે; ઉદયકર્મના આધારે પ્રકૃતિ એ ત્યાગ તમારી પાસે કરાવે છે. બૈરી–છોકરાંનો ત્યાગ કર્યો તે ઘેરથી ત્રણ ઘંટ છોડયા, અને અહીં ૧૦૮ ઘંટ શિષ્યોના કોટે બાંધ્યા.

બંગલામાં રહે છતાં બંગલાની મૂર્ચ્છા નથી. એવા મૂર્ચ્છાના ત્યાગને 'ત્યાગ' કહ્યો છે. ગજવું કપાય છતાં કશી મૂર્ચ્છા આવતી નથી માટે એ ત્યાગી છે. જો એમ મૂર્ચ્છાના ત્યાગને ત્યાગ ના કહ્યો હોત તો સંસારીને કેવળ જ્ઞાન થાત જ નહીં. જનક રાજા મુકત ના થઈ શકે.

વસ્તુનો ત્યાગ તને શી રીતે કરી શકશો ? વસ્તુઓ અનંત છે. તેનો ત્યાગ થઈ શકે ? પણ જો અનંત વસ્તુઓમાં મૂર્છાનો ત્યાગ થઈ જાય, તો તે વસ્તુનો ત્યાગ કર્યા બરાબર છે.

આ ત્યાગ કરે તે તો અહંકાર કરીને જ ત્યાગ કરે. ગ્રહણ-ત્યાગમાં મૂર્છા નહીં એ ખરો ત્યાગ છે. સહેજે વર્તે તેવા ત્યાગને ત્યાગ કહ્યો.

જેટલો ત્યાગ કર્યો તેટલો અહંકાર વધે અને તેટલો ક્રોધ વધે. એક માણસને ચાનો ત્યાગ નથી અને ચા ગ્રહણ કરે એનો અહંકાર કરે છે, જ્યારે બીજો ચાનો ત્યાગ કરે અને ચા ગ્રહણ કરતો નથી, પણ તે ત્યાગ કરવાનો અહંકાર કરે છે. આ બંને જે કરે છે તે અહંભાવ છે. ત્યાં મોક્ષ ન સંભવે.

ક્રમિક માર્ગમાંય જો ત્યાગ કરો તો તે ક્રોધ, માન, માયા, લોભ નિર્મૂળ કરવા માટે હોય તો જ કરજો. જે ત્યાગથી ક્રોધ, માન, માયા, લોભ વધે તે ત્યાગ ન હોઈ શકે.

બૈરી પાસેથી સહી કરાવી લે કે, "મારી સંપૂર્ણ રાજીખુશીથી ભાઈ જાય છે", પણ અંદર ખાનેથી તે મારી ઠોકીને સહી કરાવી લીધી હોય. બધાને રાજી કરીને જ ત્યાગ લેવાય. ભગવાન મહાવીરનેય ભાઈએ રજા આપી ત્યારે જ તેમણે દીક્ષા લીધી. ઘરનાં બધાંને-પત્નીને. નાની બેબીને, કોઈ પણ જીવને તરછોડ મારીને મોક્ષે ના જવાય.

આપણે જરૂરિયાત પૂરતું જ રાખીએ તેને ત્યાગ કહેવાય ચાર ખમીસની જરૂર હોય અને બાર રાખે નહીં તેને ત્યાગ કહેવાય. ઓછામાં ઓછી જરૂરિયાતોથી નભાવી લે એને ત્યાગી કહેવાય.

ધર્મ ત્યાગમાં ના હોય, અને ભોગમાંય ના હોય. ત્યાગવાળો પાછો ગ્રહણ કરે. આપણામાં કહેવત છે કે, "ત્યાગે એ આગે", અર્થાત્ જેટલો ત્યાગ કરશો, એનું અનેકગણું થઈને પાછું આવશે. જો ગ્રહણ કર્યું તો એને પાછી ગ્રહણની અડચણ આવશે. એટલે એને પાછી ત્યાગ કરવાની ભાવના થશે, કારણ કે બહુ ગ્રહણ થાય એટલે કંટાળો આવે.

આપણા માથે જેટલો બોજો ઊંચકી શકાય એટલો જ જરૂરી;

વધારાનો ત્યાગ કરી દેવો જોઈએ. રૌદ્રધ્યાન, આર્તધ્યાન થાય એવું હોય તો એટલો માલ ત્યાગી દેવો.

શ્રીમદે સાચું કહ્યું છે :

" નથી ધર્યો દેહ વિષય વધારવા,
નથી ધર્યો દેહ પરિગ્રહ ધારવા. "

અષ્ટાવક્ર જનકને સમજાવે છે: " વાસનાઓ જ સંસાર છે, તેથી તે બધી ત્યજી દે; વાસનાઓના ત્યાગથી સંસારનો ત્યાગ થઇ જશે. જે સ્થિતિ થઈ જવી જોઈએ તે આજે જ થઈ જશે. " ૯ : ૮ " જ્યારે મારી કામના નષ્ટ થઈ છે ત્યારે ધન શું, મિત્રો શું, વિષયોરૂપ ચોર શું, શાસ્ત્ર શું અને વિજ્ઞાન શું ? " ૧૪ : ૨ " જ્યાં સુધી સ્પૃહા જીવતી હોય છે ત્યાં સુધી જ ગ્રહણ અને ત્યાગની ભાવના સંસારરૂપી વૃક્ષનો અંકુર ગણાય છે, (નહિતર) તે નિર્વિકલ્પ અવસ્થારૂપ જ છે. " ૧૬ : ૭ " વસ્તુઓમાંથી જેની સારી નરસી ભાવના દૂર થઈ છે અને જે નિષ્કામ છે, તે ભિખારી હોય કે રાજા હોય તો પણ શોભે છે. " ૧૮ : ૯૧

## ત્યાગ પ્રતિ અભિગમ

મહારાજ વહોરવા ગયા હોય, પણ એમાં એકાદ બટાકો દેખાઈ જાય તો વિષમતા થઈ જાય. ત્યાગમાં સમતા રહેવી જોઈએ. કેટલાકને કાંદા જોવા જ ગમે નહીં. ત્યારે એની સ્થિતિ કંઈ ? ત્યાગનું ફળ વિષમતા આવે તો એના કરતાં ત્યાગ જ ન કર્યો હોય તે સારું ! બટાકાનું ફોડવું આવે, પણ એને ધીમે રહીને કોઈ ના જાણે એમ સમતાથી નાખી દેવાનું. દાદા કહે છે: " અમારી દાળમાં માંસનો ટુકડો આવી જાય , તો અમે તરત જ તે કાઢી ધીમે રહીને ઓટીમાં ઘાલી દઈએ. ભલે લૂગડું બગડે, પણ અમે બીજાને હલાવીએ નહીં, હલાવીએ તો એ દાળ જે ખાય તે રોગિષ્ટ થઈ જાય. અમે તો માંસનો ટુકડો સંતાડી દઇને ' વ્યવસ્થિત ' ઉપર છોડી દઈએ. જાણે કશું જ બન્યું ના હોય તેમ વર્તીએ. "

આત્માને તપ નથી, ત્યાગ નથી, વ્રત નથી.

દાદા કહે છે : "અમે તો છેવટનું કહી દીધું છે કે, "તું તપ

કરે કે જપ કરે, ત્યાગ કરે કે વેશ બદલે, જે કરે તે બધું જ તારું ભમરડા સ્વરૂપ છે. જ્યાં સુધી શુદ્ધાત્મા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી બધું જ પ્રકૃતિ કરાવે છે."

ત્યાગ તો કોનું નામ કે જે વર્તે એ, યાદ જ ના આવે. મનમાં જે જે વિચાર ઉત્પન્ન થાય, વાણીના જે જે પરમાણુ ઊડે તેમાં પોતે તન્મયાકાર ના થાય તેને 'શુદ્ધ ત્યાગ' કહ્યો, મનમાં જે જે વિચાર આવે, પછી ગમે તેવા આવે, સારા હોય, ગમતા હોય કે ના ગમતા હોય, પણ તેમાં છૂટો રહે અને તન્મયાકાર ના થાય તેને 'ત્યાગ' કહ્યો.

ત્યાગ કરવો અને ત્યાગ વર્તવો એ બેમાં ફેર છે. જેને ત્યાગ વર્તેલો હોય તેને પોતે શેનો ત્યાગ કર્યો છે તે યાદેય ના આવે.

ત્યાગ કરવાવાળો બધું જ ગણી બતાવે, "ત્રણ છોકરાં, બાયડી, મોટો આલીશાન બંગલો, પાર વિનાની મિલકત, પાટલા-પલંગ છોડીને આવ્યો છું." એવું એના મનમાં સતત રમ્યા કરે. સહજ ભૂલી જાય એ ત્યાગ વર્ત્યો કહેવાય. બીડીનો ત્યાગ વર્તતો હોય તો બીડી તમને યાદ ના આવે. ત્યાગ કરેલો હોય તો કહેતો ફરે, "મેં બીડી છોડી દીધી છે." જ્યારે ત્યાગ વર્તે ત્યારે ત્યાગનો અહંકાર ના હોય. વર્તેલો ત્યાગ સારો કહેવાય, જેટલાં લફરાં ઓછાં થાય એટલી ઉપાધિ ઓછી! તમે પોતે જ આરોપિત છો, પછી તમારાં મહાવ્રતો પણ આરોપિત જ હોય ને?

ગ્રહણ-ત્યાગના અધિકારી શુભાશુભ માર્ગમાં હોય, ભ્રાંતિ-માર્ગમાં હોય, મોક્ષમાર્ગમાં ના હોય. જ્યાં કરવાનું છે ત્યાં મોક્ષ-માર્ગ નથી. જ્યાં સમજવાનુ છે તે જ મોક્ષ-માર્ગ છે. આ સમજ ક્રિયાકારી છે. તમારે કંઈ કરવું ના પડે. અંદરથી 'જ્ઞાન' જ કર્યા કરે.

'જ્ઞાન' અપાય એવી ચીજ નથી. જ્ઞાન તો સમજ આપીએ તેમાંથી ઉત્પન્ન થાય. સમજ એ બીજરૂપ છે અને જ્ઞાન એ વૃક્ષરૂપ છે.

## વ્રત

વર્તે તે વ્રત. વ્રત કોને કહેવાય? વર્તે તેને વ્રત કહેવાય. કોઈ વસ્તુ

યાદ જ ના આવે, શું છોડવું ને શું છૂટયું છે તે યાદ જ ન રહે.

અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય એ પાચ મહાવ્રતો છે.

## અહિંસા

આપણે તો ભાવ જ કરવાનો છે. કોઈને મારવાની સત્તા છે જ નહીં. દરેક જીવને પોતાનો મૃત્યુ-કાળ હોય છે. મરણ-કાળ પૂર્વે કોઈ જીવ મરી જ ન શકે. એ તો એનો કાળ પાકે ત્યારે લલ્લુભાઈને ભાગે આવે તે નિમિત્ત બને. મારવાના ભાવ કર્યા હતા માટે તે નિમિત્ત બને.

"ખેતરમાં ચાર સાપ છે એ મારવા છે" એવો ભાવ કર્યો. મારવાના થાય કે નાયે થાય, એનું કંઈ ઠેકાણું નહીં. એ ઘાટમાં આવે કે નાયે આવે. પણ પોતે મારવાનો ભાવ કર્યો ત્યાંથી જ પોતાના આત્માનું મરણ થઈ રહ્યું છે. પછી પેલો તો મરવાનો હશે ત્યારે મરશે.

જીવડાં મારવાં, ના મારવાં એ તારા હાથમાં સત્તા નથી. એક જીવ મારવો એટલે કેટલાં બધાં કારણો ભેગાં થાય ત્યારે એ કાર્ય થાય. મારનાર એકલો 'ભાવ' જ નક્કી કરે કે, મારે મારવું છે. એ જીવને મારવાનો જે ભાવ આવે છે. એ તમારા આત્મભાવનું મરણ થાય છે. આપણા આત્મભાવનું મરણ થયું માટે કહે છે કે "તું તારા ભાવમરણ માટે દયા રાખજે." એને 'ભાવદયા' કહી. જીવમાત્ર બધું પોતપોતાનું લઈને જ આવેલો છે,- સ્વતંત્ર છે.

સામાની દયા ખાવાની નથી. તારું ઠેકાણું નહીં, તો તું સામાની શી રીતે દયા ખાઈશ? તેમાં તો પાછો અહંકારી થઈ ગયો હોય છે! "મને બહુ દયા આવે છે, બહુ દયા આવે છે!"

દાદા કહે છે: "અહિંસક ભાવવાળો તીર મારે તો જરાય લોહી ના નીકળે અને હિંસક ભાવવાળો ફૂલ નાખે તોયે પેલાને લોહી નીકળે. તીર અને ફૂલ એટલો 'ઇફેક્ટિવ' નથી. જેટલી 'ઇફેક્ટ' ભાવની છે.

જ્યાં સુધી પોતે હિંસક છે ત્યાં સુધી દરેક ક્રિયામાં હિંસા રહેલી છે. " હુ ગિરધરલાલ છું " એ આરોપિત ભાવ છે. એ જ હિંસક ભાવ છે. જ્યાં પોતે આત્મા થયો એટલે અહિંસક થયો. ત્યાર પછી એને હિંસાનો દોષ લાગતો નથી.

જ્યાં સુધી તમારામાં આરોપિત ભાવ છે કે, " હું ગિરધરલાલ છુ", અને તમારા મનમાં ભાવ છે કે મારે હિંસા કરવી નથી. છતા થઈ જાય છે તો તેનું ફળ મળે ખરું, પણ કેવું મળે ? તમને નાનો પથ્થર વાગીને કર્મ પૂરું થાય. બીજાને એવો ભાવ છે કે હિંસા કરવી છે તો એને આવડો મોટો પથ્થર વાગે ! હિંસા બન્નેની સરખી હોય, પણ ભાવફેરને કારણે કર્મફળમાં ફેરફાર થઈ જાય.

શ્રીમદે ગાયું છે :

"પુષ્પપાંખડી જ્યાં દુભાય,
જિનવરની ત્યાં નહીં આજ્ઞાય;
સર્વ જીવનું ઈચ્છે સુખ,
મહાવીરની શિક્ષા મુખ્ય."

જિનસાર એ છે કે, સર્વ જીવો જીવવા માગે છે, મરવા નહિ. એટલા માટે પ્રાણુવધ ભયાનક જાણી નિર્ગ્રંથ એને વર્જે છે છાંડે છે. જેવી રીતે તમને પોતાને દુઃખ ગમતુ નથી એવી રીતે બીજા જીવોને પણ ગમતું નથી–આવુ જાણી પૂરા આદર અને સાવધાનીથી આત્મૌપમ્યની દૃષ્ટિથી દરેક ઉપર દયા રાખો. જીવનો વધ આપણો પોતાનો જ વધ છે. જિનેશ્વરદેવે કહ્યુ છે—રાગ વગેરેની અનુત્પત્તિ અહિંસા છે અને એની ઉત્પત્તિ હિંસા છે. હિંસા કરવાના વિચાર માત્રથી કર્મબંધ થાય છે–ભલે પછી કોઈ જીવ મરે કે ન મરે ! નિશ્ચયનયને અનુસાર જીવોના કર્મબંધનું ટૂંકામાં આ જ સ્વરૂપ છે માટે જ્યાં પ્રમાદ છે ત્યાં નિત્ય હિંસા છે.

જ્ઞાની કર્મક્ષય માટે પ્રયત્ન કરે છે,–હિંસા માટે નહિ. નિષ્કપટ ભાવે અહિંસા આચરવાનો એનો પ્રયત્ન હોય છે. એ અપ્રમત્ત મુનિ અહિંસક હોય છે. આત્મા જ અહિંસા છે અને આત્મા જ હિંસા છે. સિદ્ધાંતનો આ આખરી ફેંસલો છે. જે અપ્રમત્ત છે એ અહિંસક છે. દરેક જીવને

અભયદાન આપો માટે ભારંડ પંખીની માફક સાવધાનીથી વર્તવું. કૃતકૃત્ય એ છે જે હંમેશ જાગરણશીલ છે.

## સત્ય

સત્યનો આગ્રહ કરવો એ વિષ છે અને અસત્યનો આગ્રહ કરવો એ ય વિષ છે.

સાચી વાત ક્યારે ગણાય ? એકલા સત્ય સામે જોવાનું નથી. એનાં બીજાં ત્રણ પાસાં હોવાં જોઈએ. એ પાછું હિતકર હોવું જોઈએ, સામો રાજી થવો જોઈએ. સત્ય તો પ્રિય, હિતકર અને મીત હોવું જોઈએ. 'મીત' એટલે સામાને એમ થવું જોઈએ કે, "આ કાકા અમથા બોલ-બોલ કર્યા કરે છે એવું નથી !"

દાદા તો કહે છે : "સામાને ગમી તે વાણી સત્ય. જેણે આ સત્યનાં પૂછડાં પકડ્યાં તે બધાંએ મોર ખાધેલા !"

સમણસુત્તં અનુસાર,

"સ્વયં પોતાને માટે અથવા બીજાને માટે ક્રોધ વગેરે અથવા ભય વગેરેને અધીન થઈ હિંસાત્મક અસત્ય વચન ન તો પોતે બોલવું જોઈએ અને ન બીજા પાસે બોલાવવું જોઈએ. આ બીજું સત્યવ્રત કહેવાય છે. ૩૬૯

## અસ્તેય

સંજોગોવશાત્ તો રાજાનેય ચોરી કરવી પડે. મન, વચન, કાયાથી ચોરી નથી કરી એને 'અસ્તેય' મહાવ્રત કહેવાય.

દાદા કહે છે : "એક માણસ ચોરી કરે છે, પણ મહીં નિરંતર ભાવમાં રહ્યા કરે છે કે, 'ચોરી નથી કરવી', તો એ નૈષ્ઠિક અચૌર્ય કહેવાય."

એક માણસ દાન આપે છે, પણ મનમાં હોય કે, " આ લોકનું આમ પડાવી લઉં", તો આ દાન ન ગણાય.

સમણસુત્તં અનુસાર, "ગામ, નગર અથવા અરણ્યમાં બીજાની વસ્તુ જોઈને એને ગ્રહણ કરવાના ભાવને તજનારા સાધુનું એ ત્રીજું અચૌર્યવ્રત કહેવાય.

## અપરિગ્રહ

"હું ખેતશી છું" એ પરિગ્રહ છે. રાગદ્વેષ એ જ પરિગ્રહ, અને "હું શુદ્ધાત્મા છું" એ અપરિગ્રહ છે.

જન્મ્યો ત્યારથી મન, વચન, કાયા લાવ્યો છે. મુખ્ય મોહ અને મુખ્ય પરિગ્રહ જ આ છે. આ ત્રણથી બીજા અનેક મોહ અને પરિગ્રહો ઉત્પન્ન થાય છે.

કેટલાક લૂગડાંને પરિગ્રહ માને છે, અને ૧૦૧ શિષ્યો કરે છે. આ લૂગડાં તે કંઈ કરડે છે ! ખરો તો આ જીવતો પરિગ્રહ છે. દાદા કહે છે : "અમારે કેવું હોય ? આ મકાન બળતું હોય તોય તેનો પરિગ્રહ ના હોય. સહજ હોય. આ અમારી સામે ખાવાની થાળી મૂકી હોય અને કોઈ ઉપાડી જાય તો અમે તેને વિનંતિ કરીએ કે, 'ભાઈ, સવારનો ભૂખ્યો છું', જો ભૂખ્યા હોય તો વિનતિ કરીને માગીએ, ને છતાંય ઉપાડીને લઈ જાય તો અમને વાંધો નથી. માગવું એને પરિગ્રહ ના ગણાય. અમને જમવાની થાળીની મૂર્છા ના હોય"

પરિગ્રહ કોને કહેવાય ? જે યાદ આવ્યા કરે તેને. વીંટી આંગળીએ છે કે નહીં ? પડી ગઈ છે કે રહી છે ? તેય યાદ ના આવે એનું નામ અપરિગ્રહી. અપરિગ્રહી ત્યાગ કરવાથી ના થવાય. ત્યાગ કરવા જાવ તો વધારે યાદ આવ્યા કરે.

નાસ્તો કરવામાં વાંધો નથી; લત લાગવી ના જોઇએ. આત્મા ખેંચાઈ જાય તો જાણવું એ પરિગ્રહ છે.

કષાયનો અભાવ ત્યાં પરિગ્રહનો અભાવ, પછી ભલે ને તે

રાજમહેલમાં રહેતો હોય ! પરિગ્રહ એટલે માથે બોજો.

સમણસુત્તં 'પરિગ્રહ' અંગે કહે છે કે, "નિરપેક્ષભાવે ચારિત્રના ભારને જે વહે છે તે સાધુનો બાહ્ય અને અભ્યંતર સંપૂર્ણ પરિગ્રહનો ત્યાગ એનું નામ પાંચમું પરિગ્રહત્યાગ નામનું વ્રત. ૩૭૫ મોક્ષની ઈચ્છાવાળા માટે 'શરીર પણ પરિગ્રહ છે'. આવું કહીને એની ઉપેક્ષા કરવાનું ભગવાન અરિહંત દેવે કહ્યું છે તો પછી બીજા પરિગ્રહની ઉપેક્ષા કરવાની વાત જ શી ? ૩૭૬ ભગવાન મહાવીરે પરિગ્રહને પરિગ્રહ નથી કહ્યો. એ મહર્ષિએ મૂર્છાને પરિગ્રહ કહ્યો છે.

## બ્રહ્મચર્ય

દાદા કહે છે: "જેના ભાવમાં નિરંતર બ્રહ્મચર્યની નિષ્ઠા છે એ 'નૈષ્ઠિક બ્રહ્મચારી' કહેવાય." જૈન આગમ કહે છે : "ઘરડી સ્ત્રી, બાળા અને જુવાન સ્ત્રી કે એની છબી વગેરેને જોઈને એને માતા, પુત્રી અને બહેન સમાન ગણવી તથા સ્ત્રીની વાતોથી નિવૃત્ત થવું એનું નામ બ્રહ્મચર્યવ્રત. આ બ્રહ્મચર્ય ત્રણેય લોકમાં પૂજવા લાયક વસ્તુ છે. ૩૭૪

આ યૌનમુક્તિ પર પૂ. દાદા અધિક ભાર મૂકે છે. માનવજીવનનો જીતવાનો આ છેલ્લો કોઠો છે, એ જ 'સાર' છે. શ્રીમદ્ પણ એ પ્રશ્નનો નિર્દેશ કરતાં કહે છે :

"નીરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન,
ગણે કાષ્ઠની પૂતળી, તે ભગવાન સમાન."
"આ સઘળા સંસારની રમણી નાયકરૂપ;
એ ત્યાગી ત્યાગ્યું બધું, કેવળ શોકસ્વરૂપ."

# ૫૦. સંયમ

## સંયમ શું છે ?

કોઈ કહેશે કે ખોરાકમાં તમને સંયમ નથી. એટલે ખોરાક પ્રમાણસર લો તો સંયમ થાય.

પરપરિણતિ જ ઉત્પન્ન ના થાય એ સંપૂર્ણ 'સંયમ' કહેવાય. સંયમ પરિણામ સમકિત પછી થાય. વૃત્તિઓ પોતાના ગામ ભણી પાછી ફરવા માંડી, અંશેરૂપે શરૂઆત થઈ તેને સંયમ કહેવાય.

કોઈએ કહ્યું કે મનુભાઈએ આ બધું બગાડયું તે ઘડીએ મહીં પરિણામ બદલાઈ જાય, પણ આ ખોટું થઈ રહ્યું છે એમ જાણ્યું તેને 'અર્ધ-સંયમ' કહ્યો, અને એવાં પરિણામ મહી ઊભા થાય જ નહીં તેને 'પૂર્ણ' સંયમ કહ્યો.

એક બહેન આવ્યાં હતા. તે મને કહે, "દાદા, રાત્રે મને મારા ધણીએ એક ધોલ મારી." ત્યારે મેં તેને પૂછ્યું : "તેં પછી શું કહ્યું ?" ત્યારે એ બોલીઃ "મેં બીજો ગાલ ધર્યો." મેં પૂછયું "તે વખતે તારા મહીં પરિણામ કેવાં હતાં ?" ત્યારે એ બોલીઃ "બિલકુલ શાંત. કાંઈ

ખરાબ વિચાર નહોતો આવ્યો. આપનું જ્ઞાન હાજર થયું" આનું નામ ' સંયમ ' કહેવાય. આવો એક વખત સંયમ પાળે તો તેને બે વખત સંયમ પાળવાની શકિત ઉત્પન્ન થાય.

આત્મા પ્રાપ્ત કર્યો પછી જેટલો સંયમ રહ્યો તેટલું સ્વાનુભવ પદ કહેવાય. એક અંશ થયો તે સર્વઅંશ થઈ જાય.

સંયમ એ જ પુરુષાર્થ. સાચો સંયમ આત્માની હાજરીમાં ઉત્પન્ન થાય. પોતાના સ્વરૂપની પ્રતીતિ બેસે ત્યારથી સાચા સંયમમાં આવે. ત્યાર પછી જ પોતાના દોષ દેખાય, અને તેનું પ્રતિક્રમણ કરે એ સાચો સંયમ. સંયમ પુરુષને લાગુ થાય છે; પ્રકૃતિને લાગુ પડતો નથી. પ્રકૃતિ ઉદયકર્મને આધીન છે. ત્યાં સંયમ કેવો ? લૌકિક સંયમમાં તો વ્યવહારની 'પ્રેક્ટિશ' (અનુશીલન) કર્યા જેવું છે. વ્યવહાર સારો કયાંથી ગણાય ? જ્યારે સંયમિત થાય ત્યારથી.

પરિષહ કે ઉપસર્ગ આવે છતાંય મહીં અસર ના થવા દે, અને અસર થાય તો તેને ' જાણે ' અને સંયમ-વેદનને 'જાણે' તે સંયમ.

## એને સંયમ ન કહેવાય

વિષયોના સંયમને સંયમ ના કહેવાય. વિષયોનો ત્યાગ હોય. દેહના સંયમને સંયમ ના કહેવાય, એ ઉદયાધીન છે, પૂર્વ-પ્રારબ્ધાધીન છે. સંયમિત મન પુરુષાર્થને આધીન છે.

## સંયમ

ભગવાને માત્ર કષાયના સંયમને સંયમ કહ્યો છે. કષાયના સંયમને લઈને વિષયો છૂટે છે. વિષયો તો સમકિત થયા પછી પણ હોય. એ વિષયો ગુણસ્થાન આગળ ચઢવા ના દે. છતાં તેનો વાંધો નથી કહ્યો, કારણ કે તેથી ફરીને સમકિત જતું રહેતું નથી.

# ૫૧. ચતુર્વિધ ધ્યાન

જીવમાત્ર ચાર ધ્યાનમાં જ રહે છે : રૌદ્રધ્યાન, આર્તધ્યાન, ધર્મધ્યાન અને શુક્લ ધ્યાન. જે ધ્યાન રૌદ્ર, આર્ત અને ધર્મ ધ્યાનમા સમાવેશ ન પામે તે અપધ્યાન. છૂટવા માટેના ધ્યાનને પદ્ધતિસર ના કર્યું તે અપધ્યાનમાં ગયું. સામાયિક કરે, અને ધ્યાનમાં હોય કે, "મેં કર્યું" વળી એનું મન ઘડિયાળમાં હોય કે ક્યારે સામાયિક પૂરુ થશે. આ છે અપધ્યાન.

## રૌદ્ર ધ્યાન

ઘરાકને માપમાં કંઈક ઓછું આપીને, સામાને છેતરીને તેના ભાગનુ પડાવી લેવું એ રૌદ્રધ્યાન છે. તમારે તમારા ધંધામાં પહેલેથી જ ૧૫ કે ૨૦ ટકા ચઢાવીને ધંધો કરવો. તે ઉપરાંત તમે કપડું ખેંચો તે ગુનો છે. પોતાના સુખને માટે બીજાનું કિંચિત્ માત્ર સુખ ખૂંચવી લેવાનો વિચાર કરે તે રૌદ્રધ્યાન ક્રોધ કરે, ગાળો ભાંડે, કલેશ કરે એ બધુંય રૌદ્રધ્યાન. કોઈના દબાણથી, પરાણે દાન કરે એ રૌદ્ર ધ્યાન. બીજા પાસેથી તલભાર પણ પડાવી લેવું, કોઈને ઓછુ આપવાની ભાવના કરવી એ રૌદ્રધ્યાન.

રૌદ્રધ્યાન બંધ થાય એટલે નવાં કર્મો બંધાતાં અટકે.

રૌદ્રધ્યાનનું ફળ શું ? નર્કગતિ.

## આર્તધ્યાન :

આર્તધ્યાન એટલે પોતાના આત્માને પીડાકારી ધ્યાન. ચિંતા કરે તે આર્તધ્યાન. દસ વર્ષની છોડીને પરણાવવાની ચિંતા કરે એ આર્તધ્યાન. ન ગમતા મહેમાન આવે ને કહે કે, "આ જાય તો સરું" એ આર્તધ્યાન. ગમતો મહેમાન આવે અને એ "ના જાય" એમ ઈચ્છવું એ પણ આર્તધ્યાન. શિષ્ય સારો ન મળ્યો હોય, તો તેના પર અંદર અકળાયા કરે એ પણ આર્તધ્યાન. દુકાને બેઠો બેઠો ઘરાકની રાહ જુએ તો એને આર્તધ્યાન કહ્યું. પોતે પોતાની ચિંતા કરે એ આર્તધ્યાન.

આર્તધ્યાનનું ફળ શુ ? તિર્યંચ ગતિ.

## ધર્મધ્યાન :

ધર્મધ્યાન એટલે રૌદ્રધ્યાન કે આર્તધ્યાનમાં કયારેય પણ ના હોય, અને નિરંતર શુભમાં જ રહે.

ધર્મધ્યાન શેને કહેવાય ? કોઇ ગાળ ભાંડતો હોય, તો તમને ગાળો ભાંડનાર દોષિત ના દેખાય, કારણ કે તમને સમજાય કે તે તમારા કર્મના ઉદયને લીધે છે. સામો નિમિત્ત છે. આટલું ભાન રહે તો સામો માણસ નિર્દોષ દેખાશે. અપમાનને ઉપેક્ષાભાવે ભૂલે એ ધર્મધ્યાન. પોતે સહન કરીને ય બીજાને સુખ આપે.

આખો દિવસ ચિંતા ન થાય, અને આંતર કલેશ સમાઈ ગયેલા રહે એ ધર્મધ્યાન.

પૂજા સેવા કરીએ એ ધર્મધ્યાન કહેવાય ? ના, પૂજા-સેવા કરતી વખતે તમારુ ધ્યાન કયા વર્તે છે તે જોવાય છે. સામાયિક કરતા હો કે માળા ફેરવતા હો, પણ ધ્યાન તેમા ના હોય, બીજે રખડતું હોય, તો ક્રિયાનું ફળ ન મળે. સામાયિકમાં જે ના સંભારવાનું તે જ પહેલું યાદ આવે. સામાયિક લે અને મનમાં નક્કી કરે કે આજે દુકાન યાદ કરવી નથી તો દુકાન યાદ આવ્યા કરે, કારણ કે મન પ્રતિક્રિયાવાળું છે.

ધર્મધ્યાનના ચાર પાયા છે. ભગવાનની આજ્ઞા સાચી જ છે એમ માનવામાં આવે એ ધર્મધ્યાનનો પહેલો પાયો અર્થાત્ આજ્ઞા-વિચયઃ બીજો પાયો એટલે ક્રોધ, માન, માયા, લોભ એને ના હોય એવું રહે એ 'અપાય-વિચય'. સામાએ ઢેખાળો માર્યો તે મારા જ કર્મનો ઉદય છે એવું રહે એ ત્રીજો પાયો–'વિપાક–વિચય' ચોથો પાયો એ 'સંસ્થાન-વિચય' : 'સંસ્થાન' એટલે શરીર અને અન્ય પુદ્ગલ–સંધોના વિવિધ આકાર અને 'વિચય' એટલે અન્વેષણ.

ધર્મધ્યાનમાં મુખ્ય પુરુષાર્થ જ ત્યાં કરવાનો છે કે રૌદ્રધ્યાન અને આર્તધ્યાન ના થાય.

કેવળ ધર્મધ્યાનનું ફળ દેવગતિ અને ધર્મધ્યાન સાથે આર્તધ્યાન હોય તો તેનું ફળ મનુષ્ય–ગતિ.

## શુક્લ ધ્યાન

શુક્લ ધ્યાન : શુક્લ ધ્યાનના ચાર પાયા : આત્માનું અસ્પષ્ટ વેદન, આત્માનું સ્પષ્ટ વેદન, કેવળી ભગવાનનું પદ અને ચોથો પાયો મોક્ષ.

અસ્પષ્ટ વેદન એટલે આ ઓરડામાં અંધારામાં બરફ પડ્યો હોય, અને એને અડીને પવન વાતો આવતો હોય તો પવન ઠંડો લાગે એટલે તેને સમજાય કે અહીં બરફ છે. આત્માનું સ્પષ્ટ વેદન એટલે બરફને અડીને બેઠા હોય એવો અનુભવ થાય. સ્પષ્ટ વેદન એટલે પરાત્પરને પૂર્ણતઃ જાણી લેવા તે. આત્માનું જ્યારથી વેદન શરૂ થાય એ આત્માનું 'સ્વ–સંવેદન', અને તે ધીમે ધીમે વધીને 'સ્પષ્ટ વેદન' સુધી પહોંચે

અત્યારે તમને કહે કે, "ચાલો, ઊઠો, જમવા માટે," તો ત્યારે તમે જ્ઞાતાદષ્ટા અને પરમાનંદી રહો, અને પછી કહે કે, "તમારે અહીં જમવાનું નથી," તોયે જ્ઞાતાદષ્ટા અને પરમાનંદી રહેવાય તો એને 'શુક્લધ્યાન' કહ્યું.

ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણે એકરૂપ થાય પછી જ 'લક્ષ' બેસે.

લક્ષ વધારે રહે એ 'અનુભવ' કહેવાય. શુદ્ધાત્માના ધ્યાનમાં રહ્યા તે શુક્લધ્યાન. આપણે શુદ્ધાત્માના ધ્યાનમાં હોઈએ અને 'ફાઈલ' આવે તો એનો 'સમભાવે નિકાલ' કરીએ એ ધર્મધ્યાન.

જ્યાં "મારે હજી ધ્યાન કરવાનું છે", ત્યાં કર્તા જુદો, ધ્યેય જુદું અને ધ્યાનેય જુદું. એમાં તો ત્રણેય જ્યારે એક થાય ત્યારે કાંઈક નિર્વિકલ્પનો સ્વાદ ચાખી શકાય. ક્રમિક માર્ગમાં ઠેઠ સુધી કર્તાપણું રહે છે.

શુક્લધ્યાનનું ફળ મોક્ષ.

## ચતુર્ધ્યાન

રૌદ્રધ્યાન અને આર્તધ્યાન એની મેળે જ થાય છે. ધર્મધ્યાન અને શુક્લધ્યાન કરવાં પડે. હમણાં તમને કોઈ ગાળ દે કે, "તમારામાં અક્કલ નથી." એટલું જ બોલે તો તમને રૌદ્રધ્યાન એની મેળે જ થાય. કોઈ વખત મનમાં થાય કે હવે મારું શું થશે ? એ આર્તધ્યાન આપમેળે થાય. જે ધ્યાન ઉત્પન્ન થાય છે તેમાં અહંકાર નથી.

"હું આર્તધ્યાન કરું છું" એમ ના હોય, તેથી એ ધ્યાનમાં અહંકાર ના હોય. નિરહંકારી ધ્યાતા હોય તો જ શુક્લધ્યાન ઉત્પન્ન થાય, નહીં તો ધર્મધ્યાન, આર્તધ્યાન કે રૌદ્રધ્યાન થાય. રૌદ્ર, આર્ત અને ધર્મધ્યાન એ પુદ્ગલ પરિણતિ કહેવાય અને શુક્લધ્યાન એ સ્વાભાવિક પરિણતિ છે.

## ચતુર્વિધ ધ્યાનનું મહત્ત્વ

એક બાજુ ભગવાન મહાવીરે ૪૫ આગમો કહ્યાં અને એક બાજુ ચાર 'શબ્દો' કહ્યા. આ બન્નેના તોલ સરખા કહ્યા. ચાર 'શબ્દો' જેણે સાચવ્યા એણે આ બધાં આગમો સાચવ્યાં. એ ચાર શબ્દો કયા ?

# ૫૨. યોગ

## ધ્યાન

એકાગ્રતા કોણ કરે ? જેને વ્યગ્રતાનો રોગ છે તે. મજૂરોને એકાગ્રતા કરવી પડતી નથી. તેમને વ્યગ્રતા નથી. જ્ઞાની પુરુષને પણ એકાગ્રતા કરવાની જરૂર હોતી નથી, કારણ કે એમનામાં વ્યગ્રતા નામેય ના હોય.

આત્માથી અજાણ તે આત્માનું ધ્યાન શી રીતે કરી શકે ? ધ્યેયને ઓળખ્યા વગર ધ્યાન શેનું કરવાનું ધ્યાન એ સાધન છે. ધ્યેય સ્વરૂપનું અને ધ્યાતા 'શુદ્ધાત્મા' તો જ તે ધ્યાન ફળે, બાકી "હું નટુભાઇ" અને તેને ધ્યાતા માનીને પોતાની કલ્પનાયે કરીને ધ્યેય નક્કી કરે, અને પોતાની જ કલ્પનાથી આવડે તેવું ધ્યાન કરે. ધ્યેય, ધ્યાન અને ધ્યાતા એક જ સ્વરૂપે થાય. દાદા કહે છેઃ "સ્વરૂપ સ્વરૂપમાં જ રહે ત્યારે જ મોક્ષ વર્તાય."

ધ્યાતા અને ધ્યેયને જે જોડે તે ધ્યાન છે. યથાતથ ધ્યાન થાય તો ધ્યેયનો સાક્ષાદ્‌બોધ થવો જ જોઇએ. ધ્યાનનો અર્થ એ કે કોઇ પણ ધ્યેય નક્કી કરવું અને તેની સાથે સાંધો લગાડવો. તમે અહીંથી મુંબઈ જવાનું નક્કી કર્યું, અને તેની ટિકિટ લીધી એટલે ગાડીમાં મુંબઈનું ધ્યાન રહેશે. ધ્યાનમાં ધ્યાતા કોણ અને ધ્યેય શું તે સ્પષ્ટ થવું જોઇએ. ધ્યેય અને

ધ્યાતા તન્મયાકાર રહે એ ધ્યાન.

" હું શુદ્ધાત્મા છું " એ ભાન થાય ત્યારથી જ એનું ધ્યાન રહ્યા કરે. એ સહજ, આપમેળે થાય; એમાં પ્રયત્ન કરવો પડતો નથી. જ્યાં કંઈ કરવાનું હોય છે ત્યાં સંયોગ પ્રમાણે થાય છે. સંયોગો અનુકૂળ હોય તો થાય, નહિતર ના થાય. શુદ્ધાત્માનું એક વાર પ્રતીતિ-લક્ષ બેસે, પછી ધ્યાન સહજતઃ થયા કરે. ધ્યાન કરવું ન પડે. એક હીરો કોઇ જગ્યાએ મૂક્યો હોય અને તમે એકલા જ જાણતા હોય તો તે તમારા ખ્યાલમાં હોય કે તે અમુક જગ્યાએ છે. એટલે તમારું ધ્યાન ત્યાં સહજ રહ્યા કરે. સાસરીમાં બેઠા હો તોય તમારું ધ્યાન ત્યાં હોય. ભૂલી જાય તે ઘડીએ પ્રતીતિ તો હોય જ

દાદા કહે છે. " પોતાના સ્વરૂપનું ધ્યાન એને 'ધ્યાન' કહેવાય. "

## ધ્યાન અને એકાગ્રતા

યોગચક્રો પર ધ્યાન કરવાથી એકાગ્રતા થાય, મન સારું થાય સ્થિરતા આવે, પણ અહંકાર વધી જાય. સાચું જ્ઞાન " કાઉન્ટર વેટ' (સમતોલ વજન) માગતું નથી; બાકી 'કાઉન્ટર વેટ' (સામું સરખું વજન) માગે એવી આ બીજી બધી વસ્તુઓ છે. એટલે એક બાજુ એકાગ્રતા કરો તો બીજી બાજુ અહંકાર 'કાઉન્ટર વેંટ' વધી જાય.

જેને કરવામાં અહંકાર હોય એ ધ્યાન ન કહેવાય એ એકાગ્રતા છે. જ્યાં અહંકાર હોય નહીં ત્યાં ધ્યાન જ હોય. ધ્યાન સમજવા જેવી વસ્તુ છે. કરવાની નથી. એકાગ્રતા માટે અહંકારની જરૂર રહે. અહંકાર વધે-ઘટે એને ધ્યાનમાં રાખે એ ધ્યાન. ધ્યાનમાં અહંકાર ન હોય, ક્રિયામાં અહંકાર છે.

મન એકાગ્ર કેમ થતું નથી ? શાક લેવા જાય ત્યાં એકાગ્રતા કેવી રીતે થઈ જાય છે ? આ તો ભગવાનમાં રસ (ઈન્ટરેસ્ટ) નથી એટલે એકાગ્રતા થતી નથી જ્યાં સુધી પૈસામાં રસ છે ત્યાં તેમાં મન એકાગ્ર રહે. હવે ભગવાનમાં રસ નથી એમાં તમારો દોષ નથી. જે વસ્તુ જોઇ જ નથી તેમાં રસ કેવી રીતે હોઇ શકે ? જ્ઞાની પુરુષમાં રસ હોઈ શકે, કારણ કે તે

જીવંત છે, અને તેમને ઓળખી શકાય એમ છે.

## યોગ—પ્રકાર

ચાર પ્રકારના યોગ છે-દેહયોગ, વાણીયોગ, મનોયોગ, અને આત્મયોગ. દેહનાં ચક્રો પર એકાગ્રતા એ દેહયોગ. ઉપવાસ, તપ, ત્યાગ એ દેહયોગ. જપ કરવા એ વાણીયોગ. કોઈ પણ પ્રકારનું માનસિક ધ્યાન કરે એ મનોયોગ. 'જ્ઞાન' આપે ત્યારે ધ્યેય નક્કી થાય. સ્વરૂપ જ્ઞાન આપે તો ધ્યેય પ્રાપ્ત થાય; એ સિવાય "હું શુદ્ધાત્મા છું" એમ બોલે તો કશું જ ના વળે. આત્મ-પદાર્થનું ધ્યાન એ આત્મયોગ. આ યોગ નિરપેક્ષ અને બાકીના સાપેક્ષ. આપણે શુદ્ધાત્માપદમાં રહીએ એ આત્મયોગ. સ્વરૂપનું જ્ઞાન એ આત્મયોગ.

મન, વચન, કાયા એ 'ફિઝિકલ' (પૌદ્ગલિક) છે. એના બધા યોગ 'ફિઝિકલ' (ભૌતિક) પ્રાપ્ત કરવા માટે છે. આમાં પડેલો માણસ દારૂ કે જુગારથી બચે એટલો ફાયદો. આત્મયોગ સિવાય મોક્ષ નથી. પોતાના સ્વરૂપનું 'ધ્યાન' એને ધ્યાન કહેવાય.

## સમાધિ

નિર્વિકલ્પ સમાધિ એટલે સહજ સમાધિ. ઊઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, અને ઝગડતાંય સમાધિ ના જાય. આવી સમાધિ મોક્ષ સુધી લઈ જાય.

જે નિર્વિકલ્પી થઈ ગયા તે જ બીજાને નિર્વિકલ્પ પદ આપી શકે. દેહ અને આત્મા બિલકુલ છૂટા ને છૂટા રહે, કયારેય તન્મયાકાર ના થાય આ નિર્વિકલ્પ સમાધિ સંકલ્પ-વિકલ્પ બંધ થાય એટલે નિર્વિકલ્પ સમાધિ થાય. પ્રત્યેક અવસ્થામા અનાસક્ત યોગ એ જ પૂર્ણ સમાધિ.

ઇન્દ્રિયો જાગ્રત હોય અને સમાધિ રહે તે જ સાચી સમાધિ છે.

ઉપાધિમાં સમાધિ રહે અને તે ચિરંતન રહે. સમાધિ સહજ હોય,

એમાં પાંચેય ઇન્દ્રિયો જાગ્રત હોય, દેહને સ્પર્શ થાય તો ખબર પડે. દેહનું ભાન જતું રહે એ સમાધિ ના કહેવાય. એ તો કષ્ટ છે, સમાધિમાં સંપૂર્ણ જાગ્રતિ હોય છે. આ ઊંઘે છે ત્યારેય દેહનું ભાન જતુ રહે છે, તો પછી એનેય નિર્વિકલ્પ સમાધિ જ કહેવાય ને ?

વિકલ્પ એટલે 'હું' અને સંકલ્પ એટલે 'મારું' વિકલ્પ કરે એટલે વિકલ્પી થાય. 'હું' અને 'મારુ' કર્યા કરે એ વિકલ્પ-સંકલ્પ છે. સ્વરૂપનો બોધ થાય તો બન્નેમાંથી છૂટાય, અને નિર્વિકલ્પી થવાય.

સમાધિ કોને કહેવાય કે બહાર સંપૂર્ણ જાગ્રત અને અંદરેય સંપૂર્ણ જાગ્રત હોય. ઊઠતાં, બેસતાં, ખાતાં, પીતાં પણ જાગૃતિ હોય. જ્યાં સુધી કર્તા પદ છે ત્યાં સુધી આધ્યાત્મિક જાગૃતિ આવતી નથી.

અખંડ જાગૃતિપૂર્વકની સમાધિ એનું નામ 'સમાધિ'. શરીર ઉપર ધૂળની એક રજકણ પણ પડી હોય તો ખબર પડી જાય, એ સમાધિ.

# ૫૩. જાગૃતિ

## ભાવનિદ્રા

આખું જગત ભાવનિદ્રામાં ઊંઘે છે. ભાવનિદ્રા એટલે સ્વભાવમાં ઊંઘ્યો તે. દેહનિદ્રામાં દેહનું ભાન ન રહે. પોતાનો સ્વભાવ શું છે તે નહીં જાણતો હોવાથી 'ભાવનિદ્રા' કહી છે.

ક્રોધ, માન, માયા, લોભ એ ભાવનિદ્રાને લીધે થાય છે,

દાદા કહે છે કે, "હું તો એક જ તમને કહેવા આવ્યો છું કે જાગો. "કોઈ પણ મતભેદ થયો તો તેનું કારણ શું ? – તો કે ભાવનિદ્રા. કોઈને ક્રોધ થયો, લોભ થયો એ ભાવનિદ્રાને લીધે થાય છે. ક્રોધ આવવો, લોભ આવવો એ અજાગૃતિ છે. અજાગૃત એટલે ક્રોધ કર્યા પછી, લોભ કર્યા પછી પણ પસ્તાય નહીં. ક્રોધ કરીને જે પસ્તાય તે થોડી જાગૃતિ. ક્રોધ કર્યા પછી ખબર પડી જાય અને ધોઇ નાખે એ કંઈક જાગૃતિ કહેવાય. ખરી જાગૃતિ તો ક્રોધ થવાનો હોય તેને વાળી લે તે. પોતાનો દોષ દેખાય ત્યારે જાણવું કે જાગૃત થયો છે.

## જાગૃતિ

જાગૃતિ એ જ મોક્ષ છે–સંપૂર્ણ જાગૃતિ એ જ મોક્ષ છે, એ જ

કેવળજ્ઞાન છે.

જાગૃત કોને કહેવાય ? પોતે પોતાથી કોઈ પણ સંયોગોમાં કલેશગ્રસ્ત ના થાય. તેનાથી કોઈને કલેશ ના થાય, અને બીજાથી પોતે કલેશિત ના થાય.

જો તને ભાવનિદ્રા હશે તો જગત તને ચોંટશે.
જ્યાં ભાવનિદ્રા આવે ત્યાં જ પ્રતિક્રમણ કરવું.

જાગૃતિના પ્રકાર બે - પૌદ્‌ગલિક અને આત્મિક. પૌદ્‌ગલિક જાગૃતિ-વાળો પુદ્‌ગલમાં-વિનાશી ચીજોમાં જ રમણતા કરે, અને આત્મિક જાગૃતિ-વાળો આત્મામાં જ રમમાણ થાય.

પુદ્‌ગલમાં રમણતા કરતાં કરતાં થાકે, કંટાળે એટલે તે સાચા સુખની ઈચ્છા કરે, અને તેથી સ્વરૂપ જાગૃતિના સયોગ ભેગા થાય. સંયોગ બાઝયા પછી સ્વરૂપ-જાગ્રતિમાં આવે. સંસારની જાગૃતિ જેમ જેમ સર્વાંશે થતી જાય તેમ તેમ તેને સંસાર ન ગમે. તેને સંસાર દુઃખદાયી લાગે, ભૌતિક સુખો દુઃખ જેવાં લાગે.

ભૌતિક સુખ દ્વંદ્વવાળું છે, એટલે કે સુખ પછી દુઃખ આવે, આત્મિક સુખ દ્વંદ્વાતીત હોય છે. તે આવ્યા પછી કયારેય જાય નહીં.

પોતાના ઘરની બાબતમાં, ધંધામાં જાગૃતિ હોય, પણ એ જાગૃતિ એટલામાં જ વર્તે, અને બીજે બધે ઊંઘે. જો કે આ જાગૃતિ પણ 'મિકેનિકલ' જ કહેવાય. 'મિકેનિકલ' કયારે છૂટે કે જ્યારે પોતાનું હિત અને અહિત બે નિરંતર જાગૃતિમાં હોય. આ દાન આપે, અને મહીં કીર્તિની ઈચ્છા હોય તો તે બધું ઊંઘમાં ગયું.

## ૫૪. ચતુર્સાધન

### (સામાયિક, આલોચના, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન)

### સામાયિક

સામાયિક એટલે સમ+આય+ઇક=મધ્યસ્થ સ્થિતિ+લાભ+ભાવ અર્થાત્ સમભાવમાં આત્માને સ્થાપિત કરવો તે. સમભાવમાં રહેવું તે.

સામાયિક કરતા હોય અને ધ્યાન શીશીમાં સરકતી રેતી પર હોય અને કહે કે, " મેં સામાયિક કર્યું. " સામાયિકમાં તમારું ધ્યાન ક્યાં છે એ અતિ અગત્યનું છે.

ભગવાન મહાવીરની સામે આચાર્ય મહારાજ બેઠેલા. તે સામાયિકમાં બેઠેલા. બીજા મહાત્માઓએ પૂછ્યું : "ભગવંત, આ આચાર્યની શી ગતિ થશે ?" ભગવાન બોલ્યા " અત્યારે દેવગતિમાં જશે."

પછી થોડી વાર રહીને કોઈએ પૂછ્યું: " હવે અત્યારે આ આચાર્યની કઈ ગતિ થશે ?" ત્યારે મહાશ્રમણ બોલ્યા: "અધોગતિમાં જશે."

ત્યાર પછી વળી પંદર મિનિટ પછી કોઈએ પૂછ્યું "ભગવંત, અત્યારે

આચાર્ય કઈ ગતિમાં જશે ?" ત્યારે મહાવીરે કહ્યું : "હવે મોક્ષે જવાનો છે."

પહેલા ધ્યાનમાં આચાર્યે દેવગતિનું ચિતરામણ દોર્યું, બીજી વાર નર્કગતિનું ચિત્રણ કર્યું અને અંતે શુક્લ ધ્યાનમાં સ્થિતિ સ્થાપી. જેવું ધ્યાન તેવું ફળ. જે ચિતરામણ થયું હોય તેને માત્ર 'જુઓ' અને 'જાણો', તો તે આત્માથી છૂટો જ છે.

દાદા કહે છે : " આઠ મિનિટ મન, વચન, કાયા જેને બંધ થઈ જાય એને સામાયિકની શરૂઆત કહી, અને આઠથી અડતાલીસ મિનિટ રહે તેને સામાયિક કહ્યું. અડતાળીસ મિનિટથી તો વધારે કોઈને પણ સ્થિરતા ના રહે. આત્મામાં જ રહેવું એ સામાયિક છે. "

આ ચંદુભાઈ બધા રાગદ્વેષ બંધ કરીને સામાયિકમાં બેઠા, તો તે શેની સામાયિક કરશે ? નથી જાણ્યો આત્મા, નથી મિથ્યાત્વ સમજતા ! પોતાનું એક કુંડાળુ વાળેલું હોય અને બીજા કોઈ વિચાર આવે- દુકાનના, લક્ષ્મીના, કે વિષયના-તો તેને કુંડાળાની બહાર હાંક હાંક કરે. એના માટે સામાયિક કરતા પહેલાં ભાવ ભાવવો પડે કે, " હે ભગવાન ! આ ચંદુલાલ મારું નામ, આ મારી કાયા, આ મારી જાત, મારું મિથ્યાત્વ બધું આપને ધરાવું છું. અત્યારે મને આ સામાયિક કરતી વખતે વીતરાગ ભાવ આપો." આમ વિધિપૂર્વક કરે તો કામ થાય.

સામાયિકથી જે બહુ મોટી ગ્રંથિ હોય, જે બહુ હેરાન કરતી હોય તે ઓગળી જાય. અહીં તમને બધું જ દેખાશે. તમને કોઈ જગ્યાએ જીભનો સ્વાદ નડતો હોય તે જ સામાયિકમાં મૂકવાનો. તે દેખાડે એ પ્રમાણે તેને 'જોયા,' કરવાનું. ખાલી 'જોવા'થા જ બધી ગાંઠો ઓગળી જાય છે.

સામાયિક કરતી વખતે શ્રાવક પણ શ્રમણ જેવો બની જાય, 'શ્રમણ' એટલે સાવદ્યયોગ (હિંસારંભ) થી રહિત અને સમતાભાવયુક્ત.

## આલોચના

આલોચના એટલે પ્રકટ નિવેદન, ભૂલોનો એકરાર.

દાદા કહે છે : "આલોચના એટલે જે કંઈ દોષ થઈ ગયા હોય તે 'જેવા છે તેવા' આપ્તજન પાસે વર્ણવવા તે." સંપૂર્ણ વિશ્વાસ હોય ત્યાં આલોચના કરાય. સમણસુત્તં અનુસાર, "મન, વચન અને કાયા દ્વારા કરેલાં શુભાશુભ કર્મો બે પ્રકારનાં છે – આભોગ કૃત અને અનાભોગ કૃત. બીજા દ્વારા જાણવામાં આવેલાં કર્મ આભોગ કૃત કહેવાય અને બીજા દ્વારા નહિ જાણવામાં આવેલ કર્મ અનાભોગ કૃત્ય કહેવાય. બન્ને પ્રકારનાં કર્મોની અને એથી લાગેલા દોષની આલોચના ગુરુ અથવા આચાર્ય સમક્ષ નિરાકુલ ચિત્તે કરવી જોઇએ." જેવી રીતે બાળક પોતાનાં કાર્ય–અકાર્યને સરળતા અને સહજતાથી માતા પાસે વ્યકત કરે છે તેવી રીતે દોષની આલોચના છલ–છદ્મ તજીને કરવી જોઈએ.

કાંટો વાગ્યો હોય તો શરીરમા વેદના રહે છે, કાંટો નીકળી ગયા પછી વેદના શમે છે અને શલ્ય–રહિત થવાય છે. એ પ્રકારે પોતાના દોષને ન પ્રકટ કરનાર વ્યક્તિ વ્યાકુળ અને તનાવયુકત રહે છે, અને એને આપ્તજન સમક્ષ પ્રકટ કરી દેવાથી સુવિશુદ્ધ બની સુખી થાય છે, આગમમા કહ્યું છે : "પોતાનાં પરિણામોને સમભાવમાં સ્થાપિત કરી આત્માને જોવો એનું નામ 'આલોચના' છે, જિનેશ્વરદેવે આ ઉપદેશ આપ્યા છે."

## પ્રતિક્રમણ એટલે શું ?

આલોચના પછી પ્રતિક્રમણ ( પ્રતિ=સામે અને ક્રમણ=જવું ) આવે. આચાર્ય હરિભદ્ર કહે છે : "પ્રમાદ કરી શુભયોગમાંથી સ્ખલિત થઈ, અશુભ-યોગને પ્રાપ્ત કર્યા બાદ ફરીથી શુભયોગને પ્રાપ્ત કરવો એ છે પ્રતિક્રમણ. અતિક્રમણ થતાં પ્રતિક્રમણ કરવુ, તત્ક્ષણ ભૂલોનો અનુતાપ કરી તેમાંથા નિવૃત્ત થવું.

દાદા કહે છે : " સંસારમાં જે કંઈ થાય છે તે ક્રમણ છે. એ સાહજિક રીતે થાય છે ત્યાં સુધી ક્રમણ છે, પણ જો ' એક્સેસ ' (અતિરેક) થઈ જાય તો તે અતિક્રમણ કહેવાય અને જેનું જેનું અતિક્રમણ થયું હોય. તો જો છૂટવું હોય તો તેનું તેનું પ્રતિક્રમણ કરવું જ પડે, એટલે કે ધોવું પડે, તો ચોખ્ખું થાય. "

દરરોજ એક કર્મ ઓછું થઈ જાય તો જીવન શનૈઃ શનૈઃ હળવું થતુ જાય. એક દિવસમાં એક કર્મ ઓછું કરોને ! એટલે બીજા દિવસે બે કર્મ ઓછાં કરી શકાશે. કશું હવે વધારશો નહીં ! કર્મકોઠારને અવિરત ખાલી કરતા જવાનું છે.

પરદર્શન કદી નહીં, સ્વદોષદર્શન નિરંતર. દાદા કહે છેઃ "તું તારા દોષને ઓળખ અને છૂટો થા. બસ આટલું જ મુક્તિધામ આપશે તને!"

હવે તમે એમને અવળું કહ્યું, તો તમારે પ્રતિક્રમણ કરવું પડે, અને એમણે પણ તમને પ્રતિક્રમણ કરવું પડે એમણે શું પ્રતિક્રમણ કરવું પડે કે, "મેં ક્યારે ભૂલ કરી હશે કે આમને મને ગાળ દેવાનો પ્રસંગ ઉત્પન્ન થયો." એટલે એમણે એમની ભૂલનું પ્રતિક્રમણ કરવું પડે, ને તમારે તમારા આ અવતારની ભૂલનું પ્રતિક્રમણ કરવું પડે.

અતિક્રમણ થયું એટલે પ્રતિક્રમણ કરવું જ જોઈએ. અતિક્રમણ તો મનમાં ખરાબ વિચાર આવે, આ બહેનને માટે ઈરાદો બદલાય, એટલે "સારો ઈરાદો હોવો જોઈએ" એમ ભાવ કરીને ફેરવી નાખવું. મનમાં એમ લાગ્યું કે, આ નાલાયક છે, તો એવો વિચાર કેમ આવ્યો? આપણને એની લાયકી-નાલાયકી જોવાનો અધિકાર નથી. છોકરાને ધીબી નાખ્યો, તો પછી પ્રતિક્રમણ ના કરે તો કર્મ ચોંટ્યું સમજો.

પૂર્વે ચીતર્યું કે, ફલાણાને ચાર ધોલ આપી દેવી છે, એથી આ ભવે જ્યારે એ રૂપકમાં આવે ત્યારે ચાર ધોલ આપી દેવાય. એ અતિક્રમણ થયું માટે પ્રતિક્રમણ કરવું પડે.

કોઇ ખરાબ આચાર થયો એ અતિક્રમણ. કોઈને માટે અતિક્રમણ થયું હોય તો એના નામનાં પ્રતિક્રમણ કરવાં પડે. તો જ પોતે છૂટે. જો બન્નેય સામસામાં પ્રતિક્રમણ કરે તો જલદી છુટાય.

## પ્રતિક્રમણો કયા સમયે ?

દાદા કહે છે : "આવાં પ્રતિક્રમણો દિવસના પાંચસો પાંચસો કરે તો

મોક્ષે જાય ! જો આટલું જ કરોને તો બીજો કોઇ ધર્મ ખોળો નહીં તોય વાંધો નથી."

પ્રતિક્રમણ રોકડું કરવાનું છે. અતિક્રમણ થાય એટલે તરત જ પ્રતિક્રમણ કરવું જોઇએ. બાર મહિને પર્યુષણ આવે તે દિવસે પ્રતિક્રમણ કરે એ તો ઉધાર છે. પ્રતિક્રમણ તો જ્યાં જ્યાં અતિક્રમણ થયેલું હોય ત્યાં ત્યાં 'ઑન ધી મોમન્ટ' (તત્ક્ષણ) કરવાનું હોય. આ કપડાં પર ચા પડે તો કેવો તરત જ ધોવા દોડે છે ! તારા પર મેલ ચઢે છે ત્યારે હાથપગ બાંધી બેસી રહેવાય ? પ્રતિક્રમણ રોકડું હોવું જોઇએ. આ તો બાર મહિને 'મિચ્છામિ દોકડો' કરે છે; નથી 'મિચ્છામિ' સમજતા કે નથી 'દુક્કડમ્' સમજતા !

અતિક્રમણ સામે આપણે પ્રતિક્રમણ રોકડું કરીએ. એટલે મન, વાણી ચોખ્ખાં થાય.

બંધન રાગનું હોય, દ્વેષનું હોય, જેનું હોય તેનું પ્રતિક્રમણ કરી નાખવાનું. સામો નમ્ર અને સરળ હોય, તો મોઢે માફી માગી લેવાની, નહિતર અંદર જ માફી મંગાય તોય હિસાબ ચોખ્ખો થઈ જાય.

સ્મૃતિ મરેલાનીય આવે અને જીવતાનીય આવે. જેની સ્મૃતિ આવે તેનું પ્રતિક્રમણ કરવું પડે, જેથી મૃતાત્માનેય તે હિતકર થાય છે.

બંધાવાનો રસ્તો અતિક્રમણ અને છૂટવાનો રસ્તો પ્રતિક્રમણ. નિરંતર પ્રતિક્રમણ કરીને આપણે રાગદ્વેષની ચીકાશને ધોઈ નાખવાની છે. ચીકાશને ધો ધો કરવાની છે. કોણ કોણ લેવા-દેવાવાળા છે તેમને ખોળી કાઢવાના છે. નવો ઊભો થશે તો તરત જ ખબર પડી જશે, પણ જે જૂના છે એને ખોળી કાઢવાના છે. જે જે નજીકનાં ઋણાનુબંધી હોય, ત્યાં જ ચીકાશ વધારે હોય. જે ચીકાશવાળું હોય તે જ ફૂટી નીકળે ને !

સાડીઓ ખરીદવાનો મોહ થાય તો પ્રતિક્રમણ કરવું પડે ? એ તો 'નોકર્મ' છે. મોહ એટલે મૂર્છા. મૂર્છા ઉત્પન્ન થાય ત્યારે પ્રતિક્રમણ કરવું પડે. જે કરે તેની ગુનેગારી, માટે પ્રતિક્રમણ શશી પાસે કરાવવું. 'આપણે' કરીએ નહીં, એટલે આપણે – 'શુદ્ધાત્માએ' પ્રતિક્રમણ શાનાં કરવાનાં ?

સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ પછી આક્રમક ભાવ ના હોય, છતાં અતિક્રમણ થઈ જાય. એટલે પ્રતિક્રમણ કરવું જ રહ્યું.

## પ્રતિક્રમણ શા માટે ?

પ્રતિક્રમણ તમને ચોખ્ખા કરે. સત્યતઃ આત્મા પ્રાપ્ત કર્યા પછી પ્રતિક્રમણ કરવાની જરૂર નથી. પણ આ તો અક્રમ વિજ્ઞાન છે. રસ્તે જતાં તમને આત્મા મળી ગયો છે. એટલે પાછલા દોષો ધોવા પ્રતિક્રમણ કરવાં પડે. આટલા બધા દોષોની અંદર જો પ્રતિક્રમણ ના કરે તો એ દોષો વિફરે ! આત્મા પોતે કર્તા થાય તો જ કર્મ બંધાય. પણ અમે ઘોડા આગળ ગાડી મૂકી છે. એટલે પ્રતિક્રમણ અનિવાર્ય છે.

## પ્રતિક્રમણની રીત

પ્રતિક્રમણ તો ચા પીતાંય કરાય, નાહતાં નાહતાં ય કરાય.

આ પ્રતિક્રમણ અત્યારે જે થાય છે તે માગધી ભાષામાં થાય છે, અને મહારાજ વાંચે અને બધાં સાંભળે, ત્યારે ચિત્ત કોનું એકાગ્ર થાય ? જો સમજણ પડે તો રસ પડે. આ તો સમજણ પડે નહીં, અને પછી કાંકરચાળી કરે ! પ્રતિક્રમણ દરેક માણસની ભાષામાં થવું જોઈએ.

'આપણે' ભુલાભાઈ પાસે પ્રતિક્રમણ કરાવવાનાં છે. ભૂલાભાઈના 'આપણે' જ્ઞાતાદ્દષ્ટા રહીએ અને જાણીએ કે ભુલાભાઈએ કેટલાં પ્રતિક્રમણ કર્યાં, કેટલાં સુંદર કર્યાં અને કેટલી વાર કર્યાં.

ભગવાન મહાવીરે એમ કહ્યું કે, "તમે બહુ મોટા વેપારી હો તો દહાડાનાં અતિક્રમણનાં રાત્રે પ્રતિક્રમણ કરજો." એને 'રાયશી' કહ્યું, અને રાતનાં અતિક્રમણનાં પ્રતિક્રમણ દહાડે કરજો." એને 'દેવશી' કહ્યું. પ્રતિક્રમણ શુદ્ધાત્માએ નહીં કરવાનાં. એ તો આ મન, વચન, કાયા પાસે કરાવવાનાં.

દાદા કહે છે : "મન, વચન, કાયાનો યોગ, ભાવકર્મ, દ્રવ્યકર્મ;

નોકર્મ, કસ્તુરભાઈ તથા કસ્તુરભાઈના નામની સર્વ માયાથી નોખા એવા શુદ્ધાત્માને સંભારીને કહેવું કે, 'હે શુદ્ધાત્મા ભગવાન ! મારાથી ઊંચે સાદે બોલાયું તે ભૂલ થઈ, માટે તેની માફી માગું છું, અને તે ભૂલ હવે ફરી નહીં કરું એવો નિશ્ચય કરું છું. તે ભૂલ ફરી નહી કરવાની શક્તિ આપો.''

## પ્રતિક્રમણનું ફળ

વાઘ સામે ''ખાઉ ખાઉ'' કરતો આવે ત્યારે પ્રતિક્રમણ કરે તો ખરેખર ફળ આપે ! પ્રતિક્રમણમાં એટલે શક્તિ છે કે વાઘ કૂતરા જેવો થઈ જાય !

જ્યાં પ્રતિક્રમણ નિરંતર હોય ત્યાં આત્મા શુદ્ધ જ હોય. આ પુદ્‌ગલ શું કહે છે ? અમને શુદ્ધ કરો 'તમે' શુદ્ધ થયા, પણ અમને શુદ્ધ કરો.

દાદા કહે છે : ''જો વાઘ જોડે પ્રતિક્રમણ કરીએ તો વાઘેય આપણા કહ્યા પ્રમાણે કામ કરે. વાઘમાં અને મનુષ્યોમાં ફેર કશો છે નહીં. ફેર તમારાં સ્પંદનોનો છે. તેની અસર થાય છે. વાઘ હિંસક છે એવું તમારા મનમાં હોય ત્યાં સુધી એ પોતે હિંસક જ રહે અને વાઘ શુદ્ધાત્મા છે એવું ધ્યાન રહે તો એ શુદ્ધાત્મા જ છે.''

## પ્રત્યાખ્યાન

પ્રતિક આખ્યાન એ પ્રત્યાખ્યાન. અશુભમાથી નિવૃત્તિ અને શુભ-યોગમાં પ્રવૃત્તિનું આખ્યાન-કથન-પ્રતિજ્ઞા એ છે પ્રત્યાખ્યાન. પ્રત્યાખ્યાનનો સામાન્ય અર્થ થાય છે. 'ત્યાગ કરવો'. થતા દોષ પ્રતિ સજાગતા અને તે ફરી ન થાય તેવો નિરધાર.

## ચતુર્સાધન

આલોચના, પ્રતિક્રમણ અને પ્રત્યાખ્યાન થાય એટલે ભરેલી કોઠી

ખાલી થાય. વિષયો સાંભરતા હોય તો આલોચના, પ્રતિક્રમણ અને પ્રત્યાખ્યાન કરે તો વિષયો યાદ જ ના આવે. આ તો પહેલાંનો કોઠીમાં માલ ભરેલો ને ! તે માલ નીકળે એટલે યાદ આવે અને તેનું આલોચના-પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન કરીએ એટલે ખાલી થતું જાય. આપણે તો આખી કોઠી ખાલી કરવાની જ છે.

## ૫૫. આસ્રવ, સંવર, નિર્જરા

### આસ્રવ

જે કારણોથી આત્મામાં કર્મમલ આવે છે એ પ્રક્રિયાને આસ્રવ કહે છે. સ્વભાવે શુદ્ધ એવો જીવ જ્યારે રાગદ્વેષ કરે છે ત્યારે જીવને વિષે કર્મ-પુદ્‌ગલ આસ્રવ પામે છે. પ્રવેશ કરે છે. આસ્રવ શુભ અને અશુભ હોય. આસ્રવ કાળે જ કર્મપુદ્‌ગલ જીવમાં પ્રવેશ કરે છે તેની પ્રકૃતિ આઠ પ્રકારની–જ્ઞાના વરણીય કર્મ, દર્શના વરણીય કર્મ, મોહનીય કર્મ, વેદનીય કર્મ, નામ કર્મ, ગોત્ર કર્મ, અંતરાય કર્મ અને આયુ કર્મ–હોય છે.

અજીવ કર્મપુદ્‌ગલની સાથે જીવનું મળી જવું એ 'બંધ'. અધ્યાત્મ-દષ્ટિથી જ્યારે પુણ્યપાપ અને શુભાશુભ કર્મ આત્માની સાથે સમ્બન્ધિત થાય છે ત્યારે બંધ પેદા થાય છે.

દાદા કહે છેઃ " મહીં બહુ વિચાર આવે, તેમાં તન્મયાકાર રહે તો આસ્રવ કરે. અને બંધ પડે. વિચારોના જ્ઞાતા–દષ્ટા રહ્યા તો નિર્જરા થાય, અને સંવર રહે. " આ તો પોતાને ગમતી ગાંઠ હોય તે સંયોગ મળે ત્યારે ફૂટે અને જો વંચાય અને તન્મયાકાર થયા તો કર્મ ચોંટે અને વાંચીને જવા દઈએ એટલે પાછી એ ગાંઠ ના આવે.

રાગદ્વેષ કરો એટલે કર્મ બંધાય. રાગદ્વેષનો આધાર અજ્ઞાન. નિજ સ્વરૂપનું જ્ઞાન એ જ્ઞાન.

આ મને છેતરી ગયો તેમ બોલ્યો તે ભયંકર કર્મ બાંધે, એના કરતાં બે ધોલ મારી લે તો ઓછું કર્મ બંધાય. આપણા કર્મનો ઉદય થાવ ત્યારે જ છેતરાવાય. એમાં સામાનો શો દોષ? એણે તો ઊલટું આપણું કર્મ ખપાવી આપ્યું–એ તો નિમિત્ત છે.

કર્મ અને આત્મા બેઉ અનાદિથી છે. એટલે એની કંઈ આદિ થઈ નથી. એટલે કર્મના આધારે ભાવ ઉત્પન્ન થાય છે, અને ભાવના આધારે આ કર્મ ઊભાં થાય છે, અને એમ નિરંતર ચાલ્યા કરે છે, આત્મા ત્યા ને ત્યાં જ રહે છે.

## સંવર

આસ્રવનું વિરોધ એ 'સંવર' (સમપૂર્વક) વૃ=રોકવું) એટલે કે કર્મ આપવાના દ્વારને રોકવું તે શુભાશુભરૂપ સકામ પ્રવૃત્તિથી નિવૃત્ત થવું તે. આસ્રવ જે વડે રોકાય એનું નામ 'સંવર'.

એકે કર્મ કોઈ ખપાવી શકે નહીં. સંવર થાય ત્યારે કર્મ ખપે. આ તો આસ્રવ ચાલુ હોય ત્યાં કર્મ શી રીતે ખપે? કર્મનું ખપાવવું અને આસ્રવ ચાલુ રહે એ વિરોધાભાસ છે. કર્મ ખપાવવું હોય તો સંવર જોઈએ.

સંવર એટલે પૂરણ થતું બંધ થઈ જાય તે. "હું રાયચંદ છું" એ ભાન છે ત્યાં સુધી આસ્રવ અને બંધ બન્ને ચાલુ રહે છે. "હું શુદ્ધાત્મા છું" એ ધ્યાન રહ્યું કે સંવર રહે. 'જ્ઞાન' લીધા પછી સંવર રહે. અને પહેલાંના આસ્રવની નિર્જરા થયા કરે. હવે નવો બંધ પડતો નથી.

આ કર્મોના જ્ઞાતાદષ્ટા રહો તો નવું કર્મ ના થાય, અને તન્મયાકાર રહો તો નવું કર્મ બંધાય. "હું શુદ્ધાત્મા છું" અને કર્તા 'વ્યવસ્થિત' છે એ સમજાયું તો બંધ ના પડે.

આત્માની ઉપર કર્મોનું જે આવરણ છવાયું છે તેને તપસ્યા, 'જ્ઞાન' આદિથી દૂર કરવું જોઈએ. સવિપાક નિર્જરા, એટલે નિર્દિષ્ટ ફળભોગ પછી કર્મનો સ્વાભાવિક ક્ષય થાય તે. અવિપાક નિર્જરા, એટલે ફળભોગ પહેલાં ધ્યાનાદિ સાધન વડે જે કર્મક્ષય થાય તે.

બધાં કર્મ ખપી જાય એટલે 'મોક્ષ'. મોક્ષનો સીધો અર્થ છે સમસ્ત કર્મોથી મુક્તિ. સત્યતઃ આત્માનુ નિજના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થવું તે મુક્તિ કે મોક્ષ છે. કર્મોથી આંશિક મુક્તિ એ નિર્જરા, અને સર્વથા મુક્તિ એ મોક્ષ. આત્મા એક વાર કર્મમુક્ત થઈ જાય, તો પછી કદી પણ કર્મોથી આવૃત્ત થતો નથી.

આજે ભોગવવાં પડે છે એ જ કર્મફળ. કર્મને દેખી ના શકાય; કર્મફળ દેખી શકાય.

કર્મ-નિર્જરા તો જીવમાત્રને થયા જ કરે છે. સ્વરૂપનું ભાન ના હોય તો નિર્જરા થાય અને જોડે જોડે બંધ પણ પડે, સ્વરૂપજ્ઞાન પછી માત્ર નિર્જરા થયા કરે.

કર્મ આત્માને ફસાવે છે. પુદ્દગલની એટલી બધી શક્તિ છે કે મહીં પરમાત્મા જુઓ તે કેવા ફસાયા છે ! પોતે બંધાયેલા શી રીતે છૂટી શકે ? એ તો આત્મ-સ્વભાવમાં આવે તો કર્મો ખપે. સ્વભાવમાં આવ્યા પછી તો ગમે તેવાં કર્મો હોય તોય ઉડાડી મૂકાય.

, જેના સંબંધમાં આપણું કર્મ હોય ત્યાં રાગદ્વેષ ના રહે ત્યાં જાણવું કે આપણું કર્મ લય થઈ ગયું છે અને પરિણામનો વિચાર કર્યા વિના કામ કર્યે જા. સાહેબ મને વઢશે એવો વિચાર કર્યા વિના કામ કર્યે જા. પરીક્ષા આપવાનો વિચાર કર્યો હોય, તો પછી પાસ થવાશે કે નહિ, એવો વિચાર કર્યા વિના પરીક્ષા આપ્યે જા.

દાદા કહે છે : "તમારે આ 'જ્ઞાન' પછી હવે બધી ઉદીરણા થઈ શકે. તમને કંઈ વીસ વર્ષ પછી કર્મ આવવાનાં છે, તો આજે તમે એ બધાં

ભસ્મીભૂત કરી શકો ! " અક્રમનાં સામાયિક દ્વારા કર્મની ઉદ્દીરણા થઈ જાય એવું છે. જો ચરમશરીર હોય તો ઉદ્દીરણા કરવી પડે, કારણ કે એને લાગે છે કે હવે જીવનનો અંત નજીકમાં છે, અને દુકાનનો માલ ઢગલે બંધ પડેલો જણાય ! હવે એ માલ ખપાવ્યા વગર શી રીતે જવાય ? એક બાજુ મુદ્દત પૂરી થાય છે, આપણને ગમો કે અણગમો થતો હોય તો જાણવું કે કર્મની સત્તા હજી ચાલુ છે.

ચીકણાં કર્મ એટલે શું ? પસ્તાવો કરે તોય જેને ભોગવવાં જ પડે તેને 'ચીકણાં કર્મ' કહ્યાં, એને ભોગવ્યે જ છૂટકો. જૈનો એને 'નિશ્ચિત કર્મ' કહે છે. એ નિશ્ચિત કર્મ ધોવાય શાથી ? આલોચના, પ્રતિક્રમણ અને પ્રત્યાખ્યાનથી. ત્યાર પછી જ્ઞાતાદષ્ટા રહી શકાય.

પોતે માને છે કે આ હું નિષ્કામ કર્મ કરું છું. નિષ્કામ એટલે એના આગળનાં પરિણામ ધાર્યા વગર કર્યે જાવ. નિષ્કામ કર્મ પણ ગલન છે. જે જે જાતની ક્રિયા થાય છે એ બધું 'ડિસ્ચાર્જ' છે. "હું નિષ્કામ કર્મ કરું છું" એ બધું જ બંધન છે "હું નિષ્કામ કર્મનો કર્તા છું" ત્યાં સુધી બંધન છે. એટલે કર્મનો વિપાક કરવો રહ્યો. 'વિપાક' એટલે એને પકવો. ઉદ્દીરણા એટલે કર્મોનો ઉદય આવ્યા પહેલાં કર્મોને બોલાવીને ખપાવી દેવાં. પુરુષ થયા પછી જે યોગ માંડીને કર્મો ઉડાડે તેને ઉદ્દીરણા કહેવાય. ઉદ્દીરણા કરવા માટે તમારે આત્મસ્વરૂપ બનવું પડે.

પોતે છે 'ભમરડો', તે પોતે ઉદ્દીરણા કરવા કેમનો બેઠો ? પુરુષ થયા નથી એટલે ભમરડો કહ્યો, પછી ભમરડો અને ઉદ્દીરણા એ બેનો મેળ કેમનો જામશે ?

નિકાચિત કર્મ એટલે ભોગવ્યે જ છૂટકો, અને બીજાં બધાં ઊડી જાય એવાં કર્મો છે. જે ઉદ્દીરણા કહે છે તેને તપ કહી શકાય. એ તપ નૈમિત્તિક છે. જો એ તપ જાતે કરી શકતો હોય તો એ કર્તા થયો. એટલે કે ઉદયમાં તપ આવે તો પેલાં કર્મો ઊડી જાય.

આ જે શુદ્ધાત્મા પ્રાપ્ત થયો છે તે તમારાં બધાં કર્મોનો નિકાલ કર્યા પછી પ્રાપ્ત થાય તો કશું મહીં પેસે નહીં. આ તો કર્મ તમારાં ખપાવ્યા સિવાયનાં ઊભાં રહ્યાં છે, અને આ 'જ્ઞાન' પ્રાપ્ત થઈ ગયું છે.

દાદા કહે છે કે, "હું શું કહું છું કે આવું પ્રાપ્ત થયા પછી આ કર્મોનો નિકાલ ઝટપટ કરી નાખો."

## કર્મ-ફળ

કર્મ કર્યું કે ના કર્યું એ તો કોઈનાથી ના દેખાય.

આજે કોઈ માણસે ચોરી કરી. તે ચોરી એ સ્થૂળ કર્મ છે, અને તેનું ફળ આ ભવમાં જ મળી જાય છે, જેમ કે એને અપયશ મળે, પોલીસ મારે, વગેરે, ગુસ્સો આવ્યો તો એનું ફળ અહીં જ તરત મળી જાય. લોકો કહે કે જવા દો એને, એ તો બહુ ક્રોધી છે. કોઈ એને ધોલ પણ મારી દે. ગુસ્સો થવો સ્થૂલ કર્મ છે. તારો આજનો ભાવ છે કે ગુસ્સો ના કરવો જોઈએ. તારા મનમાં નક્કી હોય કે ગુસ્સો નથી જ કરવો, છતાં પણ થઈ જાય તો તને આવતા ભવ માટે બંધન ના રહ્યું. એટલે બહાર જે ગુસ્સો થાય છે તે સ્થૂલ કર્મ છે, અને તે વખતે જે ભાવ થાય છે તે સૂક્ષ્મ કર્મ છે. સ્થૂલ કર્મથી બિલકુલ બંધન નથી.

આ સૂક્ષ્મ કર્મો જે અહીં પૂરણ થાય છે પછી 'કમ્પ્યુટર' (ગણન વીજાણુ-યંત્ર)માં જાય છે. એક વ્યષ્ટિ 'કમ્પ્યુટર' છે અને બીજું સમષ્ટિ 'કમ્પ્યુટર' છે. વ્યષ્ટિમાં પહેલાં સૂક્ષ્મ કર્મો જાય અને ત્યાંથી પછી સમષ્ટિ 'કમ્પ્યુટર'માં જાય. પછી સમષ્ટિ કામ કર્યા કરે.

કર્મ ખરેખર જડ નથી, અને ચેતનેય નથી, પણ નિશ્ચેતન-ચેતન છે. કર્મોનું ફળ મળે છે તે અહીં આત્મા બેઠેલો છે એટલે મળે છે. કર્મને નિશ્ચેતન-ચેતન શા માટે કહ્યું ? નિશ્ચેતન-ચેતનને શુદ્ધ ચેતનનો સ્પર્શ થવાથી કર્મ 'ચાર્જ' થાય છે. પોતાનું સ્વરૂપ જાણે એટલે કર્મ ભોગવવાના બંધ થાય.

## ૫૬. જ્ઞાન વિધિ અને પાંચ આજ્ઞાઓ

દાદા કહે છે કે, "અમે જ્યારે 'જ્ઞાન' આપીએ છીએ ત્યારે આત્મા અને અનાત્મા બેને જુદા પાડી આપીએ છીએ અને પછી ઘેર મોકલીએ છીએ. પ્રથમ પ્રતીતિ થઈ અને પછી શુદ્ધાત્માનું લક્ષ નિરંતર રહે એ જ આપણું ! એ જ આપણી ખબર લે. શુદ્ધાત્મા થયા સિવાય "હું શુદ્ધાત્મા છું'" એમ ન બોલાય.

'જ્ઞાન' આપતી વખતે દર્શન મોહનીય ઉડાવી દેવાય છે, અને ચારિત્ર મોહનીયને નીરસ કરવામાં આવે છે. પછી નવો રસ ઉત્પન્ન ના થાય અને નવો દર્શન મોહ રહે જ નહીં. રસઉત્પત્તિ છે માટે જ દર્શન મોહનીય ઊભી છે; નીરસથી 'ચાર્જ' (પૂરણ) બંધ થાય છે.

આત્માની પ્રતીતિ જ બેસવી બહુ મુશ્કેલ છે, તો પછી લક્ષ અને અનુભવની તો વાત જ ક્યાં કરવી ? આત્માની પ્રતીતિ એટલે નિઃસંગતા. આ જ આત્મા છે એની ખાતરી થવી તે. દાદા કહે છે : "એ ખાતરી તમને અમે કરી આપીએ છીએ, એટલે મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ બધાં નિઃશંક થઈ જાય."

'જ્ઞાન' તો તેનું નામ કહેવાય કે ગમે તેવા સંજોગોમાં હાજર થઈને સમાધાન આપે.

પૌદ્‌ગલિક લેવાદેવાનો વ્યવહાર જેનો બંધ થયો તેને નિઃશંક આત્મા પ્રાપ્ત થયો કહેવાય – 'શ્રાવક સમકિત' કહેવાય. સંપૂર્ણ ભીખ ગયા પછી જ જગત જેમ છે તેમ દેખાય.

"હું નટુભાઈ છું" એ સ્થૂલ અહંકાર છૂટયા પછી સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ અહંકાર હોય છે. સૂક્ષ્મતમ અહંકારનો અનુભવ થાય છે કે, "હું શુદ્ધાત્મા છું," ત્યારે હવે સ્થૂલ અહંકાર રહે કે જે નિર્જીવ છે, સજીવ ભાગ ખેંચાઈ ગયો.

પુદ્‌ગલ એ પરસત્તામાં છે, અને આત્મા પણ જ્યાં સુધી સ્વરૂપનું જ્ઞાન થયું નથી ત્યાં સુધી પરસત્તામાં જ છે. 'જ્ઞાની' મળે અને આત્મા સ્વસત્તામાં આવે ત્યાર પછી પુદ્‌ગલનું જોર નરમ પડે અથવા મૃતઃપ્રાય થાય. જેમ પુરૂષાર્થ વધે તેમ પુદ્‌ગલ નરમ પડતું જાય. દાદા કહે છે : "એક કલાક શુદ્ધાત્મપદમાં બેસી પ્રતિક્રમણ કરો તો સ્વસત્તાનો અનુભવ થાય."

'પરિણતિ' એટલે શું ? જે સ્વાભાવિક જ થયા કરે, એમાં કશું કરવું ના પડે તે. આ પુદ્‌ગલની ક્રિયાઓ જે 'વ્યવસ્થિત' કરે છે એમાં "હું કરું છું" એવું ભાન ઉત્પન્ન ના થવું જોઈએ એ 'વ્યવસ્થિત'નાં જે પરિણામ છે તેને 'પર-પરિણામ' કહેવાય. પર-પરિણામને પોતે કરું છું એમ માનવું એનું નામ 'પરપરિણતિ'। સ્વપરિણતિ એ જ મોક્ષ.

જે દીપક બધું કરે છે તે, ' વ્યવસ્થિત ' કરાવે છે. તેને આપણે ' જોયા ' કરવાનું છે. ખરાખોટાની ભાંજગડ કરવાની નથી–તેમાં રાગેય નહીં અને દ્વેષેય નહીં રાખવાનો.

' તમારે ' રણછોડભાઈ સાથે વ્યવહાર સંબંધ રાખવો. રણછોડભાઈ તો જોડે ને જોડે સૂઈ જવાના. એટલે એમની જોડે વ્યાવહારિક સંબંધ રાખવો. પગ કે માથું દુઃખતું હોય તો દાબી આપવું, આશ્વાસન આપવું. પાડોશી છે ને !

પુદ્‌ગલ પુદ્‌ગલના રૂપે પરિણામ થયા કરે અને ચેતન ચેતનને ભજ્યા કરે છે. બન્ને પોતપોતાના સ્વભાવને છોડતાં નથી.

એક ક્ષણ પણ સ્વપરિણતિ ઉત્પન્ન થાય એને ' સમયસાર ' કહ્યો. એક સમય પણ ' સમયસાર ' જેને ઉત્પન્ન થયો તેને એ કાયમ રહે.

સ્વ-પરિણતિ સિવાય બીજી બધી જ પુદ્ગલ-પરિણતિ છે.

સ્વરૂપ-જ્ઞાન થયા પછી 'ડિસ્ચાર્જ' (ગલન) ભાવને પોતાનો માને છે એ ભૂલ છે, એ પાછલી પ્રતિક્રિયા (રિએક્શન) છે. આ ન સમજાય એ જાગૃતિની મંદતા છે. આ પરિણામ તો "ડિસ્ચાર્જ" સ્વરૂપ છે એટલે એની મેળે જ બંધ થઈ જવાનાં. આપણે મહીં હાથ ઘાલીએ નહીં એટલું જ જોવાનું છે. પર-પરિણામમાં નરી મૂંઝવણ જ છે, એમાં જવાનું જ નહીં. પર-પરિણામને માત્ર 'જોવાનાં'.

કર્તાભાવ છૂટી જાય અને સ્વરૂપ-જ્ઞાન થઈ જાય તો કર્મ બંધાતું નથી.

એની મેળે "હું શુદ્ધાત્મા છું" એવું આવે તો 'લક્ષ' બેસી ગયું છે એમ જાણવું; એને યાદ કરવું ના પડે. "હું આત્મા છું, હું આત્મા છું" એમ બોલે કશું વળે નહીં. આત્માનો 'અનુભવ' તો ક્ષણે ક્ષણે થાય તો કામનું.

દાદા કહે છેઃ "અમે 'જ્ઞાન' આપીએ તે ઘડીએ તમારા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર બધાએ સ્વીકાર કરેલું છે. ત્યાર પછી શંકા ઊભી થતી જ નથી."

અત્યાર સુધી ચેતનનું પુદ્ગલ આધાર હતું, હવે ચેતન (શુદ્ધાત્મા) આધાર થયો. એટલે પોતે પોતાનો જ આધાર થયો. પુદ્ગલનો આધારી નિરાધાર કહેવાય. આત્માનો આધારી સનાથ છે.

હવે માથે તો એવું લેવાય જ નહીં કે મને દુઃખે છે. કોઈ કહેશે કે, "કેમ, તમને શું થયું છે?" ત્યારે કહેવું કે, "પાડોશીને માથું દુઃખે છે તે હું 'જાણું' છું." આપણે તો કહીએ, "જયંતીભાઈ" બહુ માથુ દુઃખે છે? હું હાથ ફેરવી આપું છું;" ઓછું થઈ જશે." પણ "મને દુઃખ્યું" કહ્યું કે વળગ્યું!

દાદા કહે છેઃ 'જ્ઞાન' અપાય એવી ચીજ નથી. જ્ઞાન તો સમજ આપીએ તેમાથી ઉત્પન્ન થાય" સમજ એ બીજરૂપ છે અને જ્ઞાન એ વૃક્ષરૂપ છે. દિલ્હી શી રીતે પહોચાશે એ વાતને સમજ એટલે દિલ્હી પહોંચાશે. પછી 'જ્ઞાન' જ કામ કરી રહ્યું છે; તમારે કશું કરવાનું નહીં. ઊંઘમાંય જ્ઞાન કામ કરી રહ્યું છે. જાગતાંય જ્ઞાન કામ કરી રહ્યું છે, અને સ્વપ્નમાંય જ્ઞાન કામ કરી રહ્યું છે.

# પાંચ આજ્ઞાઓ

એ વિરલ 'જ્ઞાની પુરુષ' ૪૮ મિનિટમાં જ્ઞાનવિધિ કરાવીને પર-પદમાંથી સ્વ-પદમાં બેસાડી દે છે. જડ-ચેતન વચ્ચે ભેદ-લકીર દોરાવ છે. આપણને આપણા સાચા સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. જે નામધારીને હું અત્યાર-પર્યંત મારું સ્વરૂપ માનતો હતો એ ભ્રાંતિ હતી. સત્યતઃ "હું શુદ્ધાત્મા છું", બીજું કશું નથી.

જ્ઞાન-વિધિ પૂરી થયા પછી પાચ આજ્ઞાઓ આપવામાં આવે છે, એ શા માટે આપવામાં આવે છે ? દેહાધ્યાસ જવાથી આપણે "શુદ્ધાત્મા" તો બન્યા, પણ આપણાં કર્મો હજુ ખપાવાં નથી. તેથી વ્યવહારશુદ્ધિ બાકી રહે છે. તે માટે પાચ આજ્ઞાઓ આપવામાં આવે છે, અને એનું પાલન એ જ 'મહાત્મા' માટે પુરુષાર્થ બને છે.

૧. 'રેલટિવ' (સાપેક્ષ) : "હું વસંત છું" એ ખોટી માન્યતા છે. "હું શુદ્ધાત્મા છું" એ સાચી માન્યતા છે. હવે ખોટી માન્યતા ઊડી ગઈ, છતાં વ્યવહારમાં વસંતે એનો ભાગ નાટકીય રીતે ભજવવાનો છે. શુદ્ધાત્મા વસંત શું કરે છે તેને 'જુએ' અને જાણે. તે એના જ્ઞાયક ભાવમાં જ રહે.

૨. 'રિયલ' (દર અસલ) : "હું વસંત છું" એ વિકલ્પ તૂટ્યો. વસંતનું કર્તા-ભોક્તાપણું ગયું. તે સ્વ-પદમાં સ્થિત થયો. બીજી આજ્ઞાથી જીવને 'દિવ્યચક્ષુ'ની ભેટ મળે છે. દિવ્યચક્ષુથી પ્રાણીમાત્રમાં, વનસ્પતિમાં પણ શુદ્ધાત્મને જોવાનો છે, અને ઉપરના 'પૅકિંગ' (ખોખા)ને દૂર અલગ મૂકવાનું છે. ગધેડામાં પણ શુદ્ધાત્માનાં દર્શન કરવાના છે. પૅકિગ જુદું અને શુદ્ધાત્મા જુદો.

૩. વ્યવસ્થિત : વસંતના સંચાલનની બધી જ જવાબદારી 'વ્યવસ્થિત' ની છે. 'વ્યવસ્થિત' કર્તા હોય તો વસંત કર્તા નથી. એકી વખતે બે કર્તા હોઈ ન શકે. ગત્ જન્મમાં જે કર્મબંધ કર્યા હોય તેના ફળ સ્વરૂપ તેવા સંયોગ 'વ્યવસ્થિત' શક્તિ ભેગા કરી આપે છે. એક વાર કર્મબંધ થયા, પછી પરિણતિ રૂપે તે કયારે ઉદયમાં આવે એ 'વ્યવસ્થિત' ને અધીન છે. જ્યાં સુધી વસંત પોતે પોતાને કર્તા

માને છે ત્યાં સુધી 'વ્યવસ્થિત' સમજી શકાય એમ નથી. 'જ્ઞાન' લીધા પછી પુરુષ થયા, અને ત્યારે જ 'વ્યવસ્થિત' સમજાય. તે પહેલાં 'વ્યવસ્થિત' છે એમ બોલાય નહીં.

૭ તત્ત્વોનું સંમેલન જે જગત છે તે 'વ્યવસ્થિત'ને તાબે છે. પૂરેપૂરી કાળજી રાખ્યા છતાં કાચનો પ્યાલો હાથમાંથી પડી જાય, યા ખિસ્સામાંથી પૈસા ચોરાઈ જાય એટલે એ 'વ્યવસ્થિત' છે કહીને આપણે ખસી જવું. હળવા થઈ જવું. એ અદશ્યનો સૂક્ષ્મ ન્યાય છે, અને તે બરાબર છે.

૪. 'ફાઇલો'નો સમભાવે નિકાલ :

નામધારી વસંત એ પહેલી ફાઈલ. બીજા નંબરની 'ફાઈલ' તેમની પત્ની, ત્રીજી 'ફાઈલ' સગાસંબંધી, ચોથી મિત્રો. બજારની, ઑફિસની ઘણી ફાઇલો હોય એ બધાનો સમભાવે નિકાલ કરવાનો છે. પાછલો હિસાબ હોય એટલે ફાઇલો આવે, પણ નવી ફાઈલો ન વધારવા જે છે તેનો નિકાલ કરી નાખો.

ખાસ અગત્યના કામે બહાર શીઘ્ર જવાનું છે અને જમવા બેઠા, પણ પત્નીથી કઢી ઢળી ગઈ. તો હસતાં હસતાં જે હોય તે ખાઈને ઊઠી જવું. એટલે તમે ફાઈલનો સમભાવે નિકાલ કર્યો કહેવાય. બિલકુલ ભાવ બદલાવો ના જોઈએ

૫. શુદ્ધાત્માનો ચોપડો: તમે 'વસંત' હતા ત્યાં સુધી નિરાધાર હતા; 'શુદ્ધાત્મા' બન્યા પછી તમે સનાથ થયા. હવે સંસાર વ્યવહાર ગૌણ થાય છે અને શુદ્ધાત્માનો ચોપડો પ્રાધાન્ય ભોગવે છે. શુદ્ધાત્માના ચોપડામાં કલંક ન પડે તે માટે પૂરી જાગૃતિ રાખવાની છે. વસંત અને એનો સંસાર 'વ્યવસ્થિત' ના હાથમાં સલામત છે, અને તે 'શુદ્ધાત્મા' થયો એટલે જ્ઞાતા, દૃષ્ટા, અને પરમાનંદી બની ગયો.

'મહાત્મા'એ તો પાંચ આજ્ઞાઓ પાળવી જ છે એવો નિશ્ચય કરવો, પછી ન પળાય તો ખેદ ન કરવો. આપણાં નિષ્ઠા અને નિશ્ચય સાચાં હોવા જોઇએ.

## નિશ્ચય અને વ્યવહાર

નિશ્ચય અને વ્યવહાર : અક્રમ વિજ્ઞાન એટલે શું ? શુદ્ધ નિશ્ચય અને

શુદ્ધ વ્યવહાર. અક્રમ વિજ્ઞાન વ્યવહારને કિંચત્‌માત્ર તરછોડતું નથી. પોતાની 'રિએલિટિ'માં સંપૂર્ણપણે રહીને વ્યવહાર કરવાનો છે. દાદા કહે છે. "અંબાલાલ મુળજીભાઇ એ વ્યવહાર સત્તાને આધીન છે, અને 'અમે' નિશ્ચય સત્તામા છીએ."

નિજ સ્વરૂપનું ભાન થયા સિવાય વ્યવહાર સહાય કરી શકે નહી, અને શુદ્ધ વ્યવહાર સિવાય નિજ સ્વરૂપનું ભાન સહાય કરી શકે નહીં. બન્ને જોડાયેલાં છે. આ તો વિજ્ઞાન છે.

શુદ્ધ નિશ્ચય અને શુદ્ધ વ્યવહાર અન્યોન્ય ઓતપ્રોત છે. જ્યાં સુધી શુદ્ધ વ્યવહાર નથી, વ્યવહારનો બુનિયાદ નથી ત્યાં સુધી નિશ્ચય જેવી કોઇ વસ્તુ નથી. વ્યવહારના 'બેસમન્ટ' (તળભોમ) પર નિશ્ચય છે. વ્યવહાર છે તો નિશ્ચય છે. વ્યવહાર તમે દૂર કરશો તો નિશ્ચય નથી. નિશ્ચયમા રહીને વ્યવહાર કરવાનો છે. જે માણસ નિશ્ચય ચૂકે એનો વ્યવહાર 'વ્યવહાર' જ ન હોય. નિશ્ચય શુદ્ધ હશે તો વ્યવહાર આપોઆપ શુદ્ધ થશે, નહિતર વ્યવહાર નિશ્ચયને લક્ષમાં રાખીને શુદ્ધ કરવો પડશે નિશ્ચયમાં કશુ કાચું ના રહેવુ જોઇએ, અને વ્યવહારમાંય કશું કાચુ રહે તો ભૂલ જ કહેવાય. વ્યવહારમાં કચાશ રહે તો નિશ્ચયમાં પણ કચાશ રહે.

નિશ્ચય પોતાનું સ્વરૂપ છે. વ્યવહાર પોતાની ગુનેગારી છે. નિશ્ચય અભેદ છે. વ્યવહાર સામાજિક છે. જે વ્યવહાર નિશ્ચયનું પ્રતિપાદન ના કરે તે વ્યવહાર 'વ્યવહાર' ન કહેવાય. પરમાર્થના પ્રતિપાદન કર્યા સિવાય જે વ્યવહાર કરવામાં આવે તે સંસાર-વર્ધક છે.

આત્મા વ્યવહારથી કર્તા છે. અને નિશ્ચયથી અકર્તા છે. પુદ્‌ગલ વ્યવહારથી અકર્તા છે, અને નિશ્ચયથી કર્તા છે.

નિશ્ચય એટલે પૂર્ણ સત્ય; વ્યવહાર એટલે મર્યાદિત સત્ય. વ્યવહાર લૌકિક, નાટકીય અને નિશ્ચય અલૌકિક અસલ.

આ કુદરતને ઘેર તો નિશ્ચયમા દુઃખ નથી અને વ્યવહારમાય દુઃખ નથી. અજ્ઞાનને લીધે વ્યવહાર દુઃખદાયી લાગે છે. ગજવું કાપે અને અસર ના થાય, તો નિશ્ચયની હદમાં પેઠા.

વ્યવહાર સમજે તો નિશ્ચય સમજે. આપણે તો બન્ને ચીલા પૂરા કરવાના છે-મોક્ષનો અને વ્યવહારનો. વ્યવહારમાં ખામી હોય તો મોક્ષ ના થાય.

નિશ્ચય સ્વાધીન છે, વ્યવહાર પરાધીન. વ્યવહાર નિકાલી છે; નિશ્ચય ગ્રહણીય. માટે વ્યવહારનો ઝટપટ નિકાલ કરી નાખો. જ્યાં સુધી જ્ઞાની પુરુષ મળ્યા નથી ત્યાં સુધી વ્યવહાર કરવા યોગ્ય છે અને જ્ઞાની પુરુષ મળ્યા પછી વ્યવહાર નિકાલી છે. વ્યવહાર પરાશ્રિત છે. તે સંયોગોનું મિલન છે, અને સંયોગો પોતાને આધીન નથી.

દાદા કહે છેઃ " અમે બધાં વાક્યો વ્યવહારથી બોલ્યા છીએ; નિશ્ચયથી બોલ્યા નથી, તમે નિશ્ચય માની લો તેમાં અમે શું કરીએ ? 'તપ કરવાથી મોક્ષ થશે' એમ તમે નિશ્ચયથી માન્યું તેમાં અમે શું કરીએ ?

વ્યવહાર તો મહાવીરને હતો, જ્ઞાનીઓને હોય જગતના લોકોને વ્યવહાર હોય જ નહીં. તે તો વ્યવહારને નિશ્ચય માની લે છે.

વ્યવહાર એટલે શું ? વ્યવહાર એટલે શેષ ના વધે તે-નવ હોય તેને નવથી ભાગવાનું. જો નવને બારથી ભાગીએ તો વ્યવહાર કેમ ચાલે ? વ્યવહારનો તો નિઃશેષ ભાગાકાર થઈ રહ્યો છે. નહી તો ઉકેલ ક્યાથી આવે ?

નિરંતર વ્યવહારને વ્યવહારમાં રાખવો અને નિશ્ચયને નિશ્ચયમાં રાખવો, એ છે શુદ્ધ વ્યવહાર.

વ્યવહારનો સાર આખો હોય તો તે છે નીતિ. વ્યવહારમાર્ગીને કહેવાય કે, સંપૂર્ણ નીતિ પાળ; તેમ ના થાય તો નીતિ નિયમસર પાળ; તેમ ના થાય તો અનીતિ કરે તોય નિયમમાં રહીને કર. નિયમ આગળ લઈ જશે.

વ્યવહારને જે સાચો માની બેઠા તેમને હૃદય-હુમલો (હાર્ટ અટૅક) થયો, અને વ્યવહારને જે જૂઠો માનીને રહ્યા તે તગડા થઈ ગયા. બેઉ કિનારાવાળા રખડી પડયા. સંસાર ખોટો નથી. સંસાર વ્યવહાર છે. પણ તમે તમારી જાતને જાણો. પોતાની જાતને જાણ્યા વગર વ્યવહાર શી રીતે થાય ?

વ્યવહારના બે પ્રકાર છે : એક શુદ્ધ વ્યવહાર અને બીજો સદ્‌વ્યવહાર

યા શુભ વ્યવહાર. સ્વરૂપનું જ્ઞાન થયા પછી જ શુદ્ધ વ્યવહાર શરૂ થાય, ત્યાં સુધી સદ્દ્વ્યવહાર કહેવાય. સદ્વ્યવહાર અહંકારરહિત હોય, અને શુદ્ધ વ્યવહાર નિરહંકારી હોય શુદ્ધ વ્યવહાર પૂર્ણ ધર્મધ્યાન આપે, અને સદ્દ્વ્યવહાર આંશિક ધર્મધ્યાન આપે. જેટલો શુદ્ધ વ્યવહાર એટલો 'શુદ્ધ ઉપયોગ' રહે. શુદ્ધ ઉપયોગ એટલે પોતે જ્ઞાનદષ્ટા રહે અને શુદ્ધ વ્યવહારને જુએ. શુદ્ધ વ્યવહાર પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે; શુભ કે સદ્દ્વ્યવહાર એ પરોક્ષ મોક્ષનું કારણ છે.

આર્તધ્યાન, રૌદ્રધ્યાન ના થાય એ શુદ્ધ વ્યવહાર. આર્તધ્યાન, રૌદ્રધ્યાન થાય તે અશુભ વ્યવહાર. આર્તધ્યાન અને રૌદ્રધ્યાન શલ્યની માફક ખૂંચે ત્યારે શુભ વ્યવહાર–સદ્વ્યવહાર. શુભ વ્યવહારમાં અહંકારની જરૂર હોય છે. શુદ્ધ વ્યવહારમાં અહંકારની જરૂર હોતી નથી. નિશ્ચય પ્રાપ્ત થયા પછી જે રહે તેનું નામ શુદ્ધ વ્યવહાર.

વ્યવહાર કેવો હોવો જોઈએ ?

વ્યવહાર આદર્શ હોવો જોઈએ. 'આદર્શ' વ્યવહાર એટલે કોઈ જીવને કિંચિત્‌માત્ર દુઃખ ના થાય તે અને દુઃખ થાય તો તત્ક્ષણ પ્રતિક્રમણ કરી લેવું. આદર્શ વ્યવહાર દુશ્મનને પણ ખૂંચે નહીં.

દાદા કહે છે : "અમારી પાંચ આજ્ઞાઓ તમને આદર્શ વ્યવહાર તરફ લઈ જશે. તે સંપૂર્ણ સમાધિ આપે તેવી છે આધિ, વ્યાધિ, ઉપાધિમા પણ સમાધિ રહે તેવું છે."

વ્યવહાર નિર્લેપ જોઈએ. 'નિર્લેપ' વ્યવહાર એટલે શું કે, કોઈ વસ્તુ સારી દેખી તેને જોઈને આનંદ પામવાનું, પણ ચીટકી નહીં રહેવાનું. બાવળ સારો લાગે; ગુલાબ પણ સારું લાગે. વ્યવહારનો વાંધો નથી, પણ વ્યવહારમાં એકરૂપ થઈ જાઓ એનો વાંધો છે.

વ્યવહાર ચોખ્ખો હોવો જોઈએ. કોઈનેય બૂમ–બરાડો ના હોવો જોઈએ. વ્યવહારમાં કોઈને બાધકરૂપ ના થવું. વ્યવહારના પ્રેમમાં ખોટ આવેલી લાગે તો ખસી જાઓ. વ્યવહાર એટલે સામાને સંતોષ આપવો તે

તમે જ તમારા વ્યવહાર માટે જવાબદાર છો.

આદર્શ વ્યવહાર ક્યારે થાય? આત્મજ્ઞાન થાય ત્યારે. આત્મજ્ઞાન ક્યારે થાય? જ્ઞાની પુરુષ 'ભેદજ્ઞાન' કરાવે ત્યારે. શુદ્ધાત્મા અને મફતલાલને જુદા કરી આપે ત્યારે. ભેદ-જ્ઞાન થયા પછી પ્રજ્ઞા-ચક્ષુ ખુલે છે, જે તમારો વ્યવહાર ચલાવી લે છે. અચિંત્ય પ્રજ્ઞાનું ઉદ્ઘાટન થાય છે. જેનાં વાણી, વર્તન અને વિનય મનોહર થઈ જાય એનો વ્યવહાર બધોય આદર્શ થઈ જાય. સમભાવથી જે વ્યવહાર બંધાય તે આદર્શ વ્યવહાર હોય વ્યવહાર તમને સ્પર્શવો ન જોઈએ.

શુદ્ધ વ્યવહારમાં બિલકુલ બુદ્ધિની જરૂર નથી.

ક્રમિકમા શુદ્ધ વ્યવહારવાળા થઈને શુદ્ધાત્મા થાઓ. અક્રમમાં પ્રથમ શુદ્ધાત્મા થઈને પછી શુદ્ધ વ્યવહાર કરો. શુદ્ધ વ્યવહારમાં વ્યવહાર બધો હોય, પણ તેમાં વીતરાગતા હોય.

વ્યવહાર એ રીત છે, અને નિશ્ચય એ જવાબ છે. કોઈ તમને ગણિત-ના દાખલાનો જવાબ લખાવી દે તેથી તમને ગુણ મળતા નથી; તમારે તેની રીત જાણવી જોઈએ. શાસ્ત્રો જીવનના ઘણા પ્રશ્નોના તૈયાર જવાબ આપી દે છે, પણ રીત તો જ્ઞાની પુરુષ જ શીખવી શકે. બાકી શાસ્ત્રના આધારે જ્ઞાનની મોટી મોટી, છટાદાર વાતો કરનારા તો કેવળ પોપટો જ છે. જ્ઞાની ચોપડીમાંથી નથી બોલતા; તે 'જોઈ'ને બોલે છે.

## ૫૭. કેવળ જ્ઞાન

પોતે પોતાની આખા બ્રહ્માંડમાં પ્રકાશવાની જે સ્વ-સંવેદન શક્તિ તેને 'કેવળ જ્ઞાન' કહે છે. દાદા કહે છે : "અમે 'જ્ઞાન' આપ્યા પછી રાત્રે જે અનુભવમાં આવે છે તે સ્વ-સંવેદન શક્તિ છે.

આત્માના શુદ્ધ ઉપયોગની ઉપરેય ઉપયોગ રાખે કે શુદ્ધ ઉપયોગ કેવો વર્તે છે. ઉપયોગમાં ઉપયોગ એ કેવળ જ્ઞાન.

દાદા કહે છે : "સંપૂર્ણ જાગૃતિ એને જ કેવળ જ્ઞાન કહ્યું છે." કેવળ (absolute) આત્મપ્રવર્તન એ કેવળ જ્ઞાન જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા સિવાય અન્ય કોઈ પ્રવર્તન નહીં એનું નામ 'કેવળ જ્ઞાન' અનંત જાતના અનંત પર્યાયોમાં પોતાના 'જ્ઞાન' સિવાય અન્ય કંઈ જ નથી એ કેવળ જ્ઞાન. કેવળ જ્ઞાન એટલે બીજું કંઈ જ એમાં ભળેલું નથી એવું નિરપેક્ષ જ્ઞાન.

આ શુદ્ધાત્મા-પદ પ્રાપ્ત થાય એટલે કેવળ જ્ઞાનની શરૂઆત થાય. જાગૃતિ એ જ જ્ઞાન છે અને સંપૂર્ણ જાગૃતિ એનું નામ 'કેવળજ્ઞાન'. તમામ પ્રકારની જાગૃતિ, અણુએ અણુ, પરમાણુએ પરમાણુની જાગૃતિ એનું નામ 'કેવળ જ્ઞાન'. કેવળજ્ઞાનનું જે ચરમ પગથિયું છે. તેમાં કેવળ સ્વરૂપની જ રમણતા રહે.

કેવળ જ્ઞાન એ આકાશ જેવું સૂક્ષ્મ છે, જ્યારે અગ્નિ સ્થૂલ છે. કેવળ જ્ઞાન સ્વરૂપ કેવું દેખાય ? આખા દેહમાં આકાશ જેટલો જ ભાગ પોતાનો દેખાય. આકાશ જ ખાલી દેખાય. બીજું કશું દેખાય નહીં. કોઈ મૂર્ત વસ્તુ એમા ના હોય.

કેવળજ્ઞાન અબુધ થયા વગર ઉત્પન્ન થાય જ નહીં. હંમેશાં બુદ્ધિ હોય ત્યાં વ્યાવહારિક અહંકાર હોય, જ્ઞાની હોય તો પણ !

## ૫૮. નિમિત્તને બચકાં ભરે

સાસુ નિમિત્ત છે. ગજવું કાપનાર પણ નિમિત્ત છે. આપણા કર્મના ઉદયને લીધે બન્ને મળ્યાં. તે બિચારાં નિમિત્ત છે. સાસુનો દોષ જોયો એટલે કર્મ વધ્યાં. ચોરને પણ નિર્દોષ જોવો જોઈએ. નિમિત્તનો તો ઉલટાનો આપણે ઉપકાર માનીએ કે એણે કર્મમાંથી મુક્ત કર્યાં.

## ૬૦. લગામ છોડી દો.

રવિવાર હોય તે દહાડે સવારના પહોરમાં લગામ છોડી દો. આ પાંચેય ઈન્દ્રિયોના ઘોડાઓની નાડ ઈશ્વરને સોંપી દેવાની, અને તમારે તો ખાલી 'જોયા' જ કરવાનું કે કેવી રીતે ચાલે છે. શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું કે તું અંદર બેસ અને રથ હાંકવાનો મને સોંપી દે. અર્જુને લગામ છોડી દીધી અને ભગવાને સોંપી દીધી.

હવે રસિકભાઈ શું બોલે છે એને 'જો જો' કરવાનું કે આ બરાબર છે કે નહીં. જેટલા અંશે આપણે 'જોયું', જેટલા અંશે આપણી જાતને છૂટી દેખી, વાણીને જુદી જોઈ, આ રસિકભાઈ શું શું કરે છે તે 'જોયું' તેટલે અંશે મુક્તભાવ અનુભવાય. વાણી એ રેકર્ડ છે, અને તે ખોટું બોલતી હોય તો તમે તે 'જાણો'.

અંદરની 'મશીનરી' ઢીલી નહીં મૂકવાની. આપણે એની ઉપર દેખરેખ રાખવાની કે કયાં કયાં ઘસારો થાય છે, શું થાય છે, કોની જોડે વાણી કડક નીકળી. બોલ્યા તેનો વાંધો નથી, પણ આપણે 'જોયા' કરવાનું કે રસિકભાઈ કડક બોલ્યા! બોલવું ના બોલવું એ આપણા હાથમાં રહ્યું નથી. એક મોટર છે. એ ચાવી આપવાથી ચાલતી હોય. ચાવી આપીએ એટલે તે 'ચાર્જ' થાય. પછી એને 'ડિસ્ચાર્જ' તરીકે મૂકી ત્યાર પછી એ આપણી

## ૫૯. પ્રાપ્તને ભોગવ

પ્રાપ્તને ભોગવ. અપ્રાપ્તની ચિંતા ના કરીશ. જમવા બેઠા હોઈએ અને મન મિલમાં હોય. આ થાળી અત્યારે તને પ્રાપ્ત થઇ છે તેને નિરાંતે ભોગવ. મિલ અત્યારે અપ્રાપ્ત છે. ભૂત અને ભવિષ્ય બન્નેય અપ્રાપ્ત છે. વર્તમાન પ્રાપ્ત છે તેને નિરાંતે ભોગવ.

# ૬૧. સમભાવે નિકાલ કરો

## એ શું છે ?

નાફાવતો માણસ આવે એટલી મહીં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર બધું જ કૂદાકૂદ કરે. તે ઘડીએ આપણે કહીએ કે 'સમભાવે નિકાલ કરવાનો છે,' એટલે બધું ચૂપ થઈ જાય. સમભાવે નિકાલ કરવાનું નક્કી કર્યું ત્યાંથી જ સામા માણસ પર એની અસર થાય, સામો માણસ ઠંડો થઈ જાય.

દાદા કહે છે : "આ 'અક્રમ'નું સમભાવે 'ફાઈલ'નો નિકાલ-એ તો એક અજાયબ વસ્તુ છે ! આ અમારી આજ્ઞા તમે નક્કી કરી કે 'ફાઈલ'નો સમભાવે નિકાલ કરવો જ છે તો એ તમને હાજર થઈ જશે. આપણો નિશ્ચય જોઈએ કે સમભાવે નિકાલ કરવો છે."

આ શબ્દો જ જ્ઞાનરૂપે છે, પછી બહારનું બધું 'વ્યવસ્થિત'ને આધીન છે. તમારી ભાવના દૃઢ જોઈએ કે આ આજ્ઞા પાળવી જ છે.

સમભાવે નિકાલ કરવો એટલે સંજોગોને અનુસરીને કામ લેવું; નમતું જોખીને કે ગમે તે રસ્તે પણ ઉકેલ લાવવો.

સત્તામાં ખરી. જેટલી ચાવી આપી હશે એટલી જ તે જશે. તેને આપણે અટકાવી ન શકીએ. વાણીની, અને મનની 'બૅટરીઝ' (વિદ્યુતઘર) તમારી ઈચ્છા ના હોય તોય નિરંતર 'ડિસ્ચાર્જ' થયા જ કરે છે. તમે કહો, હાથ હલાવવો નથી, પણ હાથ હાલી જાય. તમારી ઈચ્છા ના હોય તોય વિચાર થયા જ કરવાના. એટલે જે ઘટી રહ્યુ છે તેને 'જોતા' રહો.

લગામ છોડી દેવી એટલે શું ? આપણે તો એમ માનીએ છીએ કે, આ બધુ બરાબર ચાલે છે. કારણ કે આપણે લગામ ઝાલી છે. એક દિવસ લગામ છોડી દો; બાકીના દિવસોમાં તો તેનું પુનરાવર્તન થશે.

સવારના ઊઠીએ ત્યારથી મહીં ચાની બૂમ પાડે છે કે શાની બૂમ પાડે છે, એની ખબર ના પડે ? એ પ્રકૃતિ છે. પછી બીજું શું માગે છે ? ત્યારે કહે કે, "જરાક નાસ્તો, ચેવડો કંઈક લાવજો." એ પણ ખબર પડે ને ? આવું આખો દિવસ પ્રકૃતિને જુએ તો પ્રકૃતિનું પૃથક્કરણ થઈ જાય. એનાથી દૂર રહીને બધું જોવું જોઈએ. આ બધું આપણી મરજીથી કોઈ નથી કરતું, પણ પ્રકૃતિ કરાવે છે. ઈચ્છા તો થાય, પરંતુ એ ઈચ્છા કોને થઈ એ આપણે જોઈ લેવું કે આ ઇચ્છા મારી છે કે પ્રકૃતિની છે. એ આપણે જોઈ લેવું, કારણ કે અંદર બે વસ્તુઓ કામ કરે છે.

આમ એક જ દહાડો કરે તો બધું આવડી જાય.

## ૬૨. 'એડ્જસ્ટ એવરિવેચર'

### પારિવારિક સંબંધ સાપેક્ષ

તમારો સંબંધ તમારા પિતા, તમારાં માતા, તમારી પત્ની, તમારાં સંતાનો સાથે હોય છે. શું એ સંબંધ 'રિયલ' (નિરપેક્ષ) છે ? એ સંબંધ અસલ હોય. તો બાપ મરી જાય એટલે તમારે નિયમથી મરી જ જવું જોઈએ.

મા, બાપ, ભાઈ, બ્હેન, બૈરી, છોકરાં સાથે સંબંધ ખરો, પણ તે અસલ નહીં. તે સંબંધ 'રેલટિવ' (સાપેક્ષ) છે. સાચો સંબંધ હોય તો તે અતૂટ રહે આ તો જો બાપને કહ્યું હોય કે, "તમારામાં અક્કલ નથી" એટલે ખલાસ ! બાપ કહે : "જા, તારું આખી જિંદગી મોઢું ના દેખાડીશ. હું તારો બાપ નહીં ને તું મારો દીકરો નહીં." તેમ આ બૈરીનેય સગી માનેલી તેય "'ડિવોર્સ'' (લગ્નવિચ્છેદ) થાય છે કે નહીં ? તેવું છે આ જગત. "All these are temporary adjustments." અરે ! આ દેહ પણ તારો સગો નથી. એય દગો કરી જાય. સત્યતઃ પોતે ચિરંતન અને સંબંધ ચંચળ. એટલે આ સંબંધમાં તો સંબંધના આધારે જ વર્તવું જોઈએ. બહુ સત્ય-અસત્યની જક ન પકડવી. બહુ ખેંચવાથી તૂટી જાય.

સમતા અને સમભાવમાં ફેર છે. સમતા કોનું નામ કે ફૂલ ચઢાવે તો તેની પર રાગ નથી કે ગાળો દે તેની પર દ્વેષ નથી. શુભ હોય કે અશુભ હોય બન્નેને સમાન ગણે. શુભાશુભમાં રાગદ્વેષ નહીં તેનું નામ 'સમતા'. અને સમભાવ એટલે આ ત્રાજવું આ બાજુ નમ્યું એટલે બીજી બાજુ થોડું કશુંક નાખીને સરખું કરે તે. એમા સમતોલ રાખવાનો પ્રયાસ છે.

સામો સ્વતંત્ર છે. તે ગમે તેમ બોલી શકે છે. તે વક્ર થઈ શકે. માટે ચેતતા રહેજો. વક્ર થાય તો જેમ તેમ કરીને, ભાઈબાપા કરીને પણ છૂટી જજો. આ જગતથી છૂટવા જેવું છે.

જગતના લોકોને અવળો વિચાર આવ્યા વગર રહે નહીં, અને આપણે તો સમભાવે નિકાલ કરવાનો છે. 'સમભાવે નિકાલ' એટલે એને માટે કંઈ પણ વિચાર કરવો નહીં.

આપણે નક્કી કરવું કે આ 'ફાઈલ'નો નિકાલ કરવો જ છે. ત્યારથી એ આવરણ તૂટશે. એમાં તમારે કશી મહેનત નથી, ખાલી તમારે તો ભાવ જ કરવાનો છે. સામી 'ફાઈલ' વાંકી થાય તોય આપણે તો સમભાવે નિકાલ કરવો. સમભાવે નિકાલ થાય કે ના થાય તે તમારા હાથની વાત નથી. પતે તો સારું બાકી તો બધું છેવટે કુદરતને આધીન છે।

"મારે સમભાવે નિકાલ કરવો છે" એટલું નક્કી કરો. પછી તેમ થયું કે ના થયું તે તમારે જોવાનું નથી.

આપણે શું કહીએ છીએ કે "સમભાવે નિકાલ કરો." એ જ્ઞાન હાજર રાખો.. એટલે પ્રજ્ઞાશક્તિ કામ કર્યા કરે છે. એ પ્રજ્ઞાશક્તિ સમભાવે નિકાલ કર્યા કરશે. તમારે જાણવાનું કે આમ થાય છે, તેમ થાય છે.

## ૬૭. વર્તમાનમાં રહો

આવતી કાલની ચિંતા કરવાનો શો અર્થ ? આવતી કાલ હોતી જ નથી. જ્યારે જુઓ ત્યારે આજ. જે કાળ આવી રહ્યો છે તે આનંદ છે, અને ગયા કાળને ગઈ કાલ કહે છે, એ ભૂતકાળ છે. ભૂતકાળને તો કોઈ મૂર્ખો જ સંભારે, અને આવતી કાલ 'વ્યવસ્થિત'ના હાથમાં છે. માટે વર્તમાનમાં રહો.

દાદા પૂછે છે : "અમારામાં ને તમારામાં ફેર શો ? અમે કાળને વશ કર્યો છે. તમારે કાળ વશ કરવાનો બાકી છે." કાળ વશ કેવી રીતે થાય ? ભૂતકાળ વિસારે પડી ગયો, ભવિષ્યકાળ 'વ્યવસ્થિત'ના હાથમાં છે, માટે વર્તમાનમાં રહો. એટલે કાળ વશ થાય.

આપણે જ્યારે સામાયિકમાં બેસીએ છીએ ત્યારે વર્તમાનમાં જ રહીએ છીએ ને ?

ભૂતકાળ વહી ગયો. ભવિષ્યનો વિચાર કરે એ અગ્રશોચ છે. માટે વર્તમાનમાં રહો. વર્તમાન કાર્યમાં ચિત્તને એકાગ્ર કરો. ભૂલી જવાનું નહીં, વર્તમાનમાં જ રહેવાનું. ભૂલવું એ તો બોજો કહેવાય. જે ભૂલવા જઈએ તે વધારે યાદ આવે. વર્તમાનમાં જ રહે એનું નામ અમરપદ.

દાદા કહે છે: "વ્યવસ્થિતના તાબામાં બધું સોંપી દેવાનું, અને વર્તમાનમાં જ રહેવું. ભવિષ્ય તો 'વ્યવસ્થિત'ને તાબે છે."

# સંબંધ તરફ અભિગમ

જેને આ સંસાર ઘટમાળમાંથી છૂટવું હોય તેને તો 'અડ્જસ્ટ' (અનુકૂળ) થઈ જવું જોઈએ. ધણીધણિયાણીમાં જો એક ફાડ ફાડ કરતું હોય, તો બીજાએ સાંધી લેવું. ચોરની સાથે પણ બંધ બેસતા થઈ જવું જોઈએ.

કોઈનીય અથડામણમાં ન આવીશ. અથડામણ ટાળજે, ભૂલેચૂકે અથડામણમાં આવી ગયા, તો તેનો સમભાવે નિકાલ કરી નાખવો.

દાદા કહે છે : "પારકા માટે લાફા અને જાતને માટે કરકસરિયા." સંબધમાં અન્યને સદાય ઉદાર અને સહાયભૂત થવું.

સંબંધમાં એક નિયમ બરાબર સમજો—

'અડ્જસ્ટ એવરિવેઅર', આપણે તો બધાને બંધબેસતા થવું. મતભેદ પડે તો જાણવું કે આપણી ભૂલ છે. એટલે જાગૃત થઇ જવું. જે પાણીએ મગ ચડે તે પાણીએ મગ ચડાવવા. ગમે ત્યાંથી લાવીને પાણી નાખો ને; આપણે તો મગ ચડાવવા સાથે કામ છે. સામાને આપણાથી સમાધાન થવું જ જોઈએ

અગિયાર વાગે મને તમે કહો કે, "તમારે જમી લેવું પડશે" એટલે મારાથી એમ ન કહેવાય કે "થોડી વાર પછી જમીશ" મારે તો નિયમઅનુસાર 'અડજસ્ટ' થવાનું છે. એમાં કાયદેસર-ગેરકાયદેસર જોવાનું નથી.

એ જ નિયમને બીજી રીતે મૂકીએ તો—"અથડામણ ટાળ." અહંકાર અણસમજ ઊભી કરે છે અને અણસમજથી અથડામણ થાય છે. આપણે અહંકારના મૂળનું છેદન કરવું પડે.

આપણે 'અડજસ્ટ' થવું હોય તો પણ ન થવાય, ટિકિટ ચોંટે જ નહી ! માટે સામાને આપણાથી સુખ થાય કે દુઃખ થાય, આપણે પ્રતિક્રમણ કરી લેવું.

આપણું મન આમળે ચઢે એટલે એ વાત બંધ રાખવી.

## ૬૪. ક્રમિક માર્ગ અને અક્રમ માર્ગ

### ક્રમિક–અક્રમ શું છે ?

ક્રમિક માર્ગ એ ધોરી માર્ગ છે. તેમાં ડગલે ડગલે પગથિયે ચઢવાનું. સત્સંગ મળે તો ૫૦૦ પગથિયાં ચઢી જાય, અને કુસંગ મળે તો ૫૦૦૦ પગથિયાં ઉતારી પાડે, બહુ કષ્ટદાયક માર્ગ. તપ, ત્યાગ, જપ કરતાં કરતાં ચઢવાનું, તોય ઠેકાણું નહીં કે ક્યારે પડશે.

બીજો અક્રમ માર્ગ 'લિફ્ટ–માર્ગ'. તેમાં પગથિયાં નહીં ચઢવાનાં; સીધું જ 'લિફ્ટ'માં બેસીને, બૈરી–છોકરાં સાથે, છોકરાં–છોકરીઓ પરણાવીને —બધું જ કરીને પાછું મોક્ષે જવાનું. આ બધું જ કરતાં છતાં તમારો મોક્ષ ના જાય.

### શા માટે અક્રમ માર્ગ ?

આવો અક્રમ માર્ગ એ અપવાદ માર્ગ છે.

આ ખંડન મંડન ન હોય. આ અક્રમ તો ફંટાયેલો માર્ગ છે. ક્રમિક

તમારે તો ખાલી 'લિફ્ટ'માં બેસવાનું. 'લિફ્ટ'માં પાંચ આજ્ઞાઓ પાળવાની. 'લિફ્ટ'માં બેઠા પછી મહીં કૂદાકૂદ કરશો નહીં, હાથ બહાર કાઢશો નહીં.

## ઇતિહાસ

ઋષભદેવ ભગવાને તેમના સો પુત્રોમાંથી એક ભરતને જ અક્રમ જ્ઞાન આપેલું. તેમના સો પુત્રોમાંથી ૯૮એ દીક્ષા લીધી હતી. રહ્યા બાહુબલી અને ભરત. બન્નેને રાજ સોંપ્યું. પાછળથી બાહુબલી વૈરાગી થઇ ચાલી નીકળ્યા. એટલે ભરતને માથે રાજ આવ્યું. તેમને ૧૩૦૦ રાણીઓ હતી તે કંટાળી ગયેલા. ઉપરથી રાજની ઉપાધિઓ હોય. લડાઈઓ કરવી પડે. તેમણે ભગવાન પાસે જઇને કહ્યું " ભગવાન ! મારે રાજ જોઈતું નથી. બીજાને સોંપી દો. મારેય મોક્ષે જવું છે; મને દીક્ષા આપો. " ત્યારે ભગવાને કહ્યું "કે, તું આ રાજ ચલાવવાનો નિમિત્ત છે. તું ના ચલાવે, તો રાજમાં ઝગડા, મારામારી અને અંધાધૂંધી થઇ જશે. અમે તને જ્ઞાન આપીએ છીએ, એટલે રાજ અડે નહીં, ૧૩૦૦ રાણીઓ અડે નહીં અને લડાઈઓય અડે નહીં."

ઋષભદેવ ભગવાને ભરતને જે જ્ઞાન આપ્યું તે જ આ 'અક્રમ વિજ્ઞાન'. ભરત રાજાને તો જ્ઞાન ખસી ન જાય તેટલા માટે ચોવીસે કલાક નોકરો રાખવા પડતા. તે વારા ફરતી દર પંદર મિનિટે ઘંટ વગાડીને બોલે :" ભરત ચેત, ચેત, ચેત ! " પણ આ કાળમાં તમે દોઢસોની નોકરી કરતા હો તે શી રીતે નોકર રાખો. તમે પૂ. દાદાએ મહીંજ એવું ગોઠવી દીધું છે કે ક્ષણે ક્ષણે અંદર " ચેત, ચેત, ચેત ! " બોલે.

## ક્રમિક માર્ગ

ભ્રાંતિથી ભ્રાંતિને કાપવું. એમ ક્રમિક માર્ગમાં છે. કપડું મેલું હોય તો તેનો મેલ કાઢવા સાબુ જોઈએ. હવે તે સાબુ એનો મેલ મૂકતો જાય. તે સાબુનો મેલ કાઢવા વળી ટિનોપોલ જોઈએ. ટિનોપોલ સાબુનો મેલ કાઢે, અને તે પોતાનો મેલ મૂકતો જાય. આમ ઠેઠ સુધી જે જે સાધન વાપરે તે તેનો

માર્ગના બધા પુલ તૂટી ગયા છે. તેથી આ (જુદો માર્ગ) 'ડાયવર્જન્ટ' રોડ શરૂ થયો છે. 'બ્રિજ' બંધાઈ જશે એટલે આ 'ડાયવર્જન્ટ' રોડ ઊડી જશે,

## અક્રમ માર્ગ

અક્રમ માર્ગ દસ લાખ વર્ષે નીકળે છે, અને તે અગિયારમું આશ્ચર્ય છે. 'લિફ્ટ'માં બેસીને મોક્ષે જવાનું. એ મહેનત વગરનો મોક્ષમાર્ગ છે. એમાં ગ્રહણ કે ત્યાગ કશું જ કરવાનું હોય નહીં.

"હું કોણ છું !" એ નથી સમજાતું. અસ્તિત્વનું ભાન છે, પણ વસ્તુત્વનું ભાન નથી. જો વસ્તુત્વ (હું કોણ છું ? )નું એક અંશ પણ ભાન હોય, તો પૂર્ણત્વને પહોંચે વસ્તુ સહજ છે. માર્ગ સહેલો, સરળ અને ટૂંકો છે. દાદા કહે છે : "મોક્ષનો માર્ગ તો ખીચડી કરતાંય સહેલો હોય. જો અઘરો હોય, કષ્ટસાધ્ય હોય, તો તે મોક્ષનો માર્ગ નથી. અન્ય માર્ગ છે, જ્ઞાની પુરુષ મળે તો જ મોક્ષનો માર્ગ સહેલો અને સરળ થઈ જાય."

શુદ્ધાત્માની પ્રતીતિ થાય અને પછી લક્ષ બેસે, જીવનના સારા-માઠા પ્રસંગોમાં "તમે શુદ્ધાત્મા છો" એ ભૂલાય નહીં.

ક્રમિક માર્ગમા તો કે અહંકાર શુદ્ધ કરો. વિભાવિક અહંકાર થઈ ગયો છે તેને શુદ્ધ કરવાનો છે. અક્રમ માર્ગમાં જે અહંકાર છે તે નિકાલી અહંકાર છે. અહીં અહંકાર નિમિત્ત છે. ક્રમિક માર્ગમાં જે અહંકાર છે તેમાં "મારે આ ત્યાગવાનું છે" એ રહે એટલે ક્રમિક માર્ગનો અહંકાર એ કર્મચેતના છે. તેનાથી નવું 'ચાર્જ' (પુરણ) થતું જાય, અને અક્રમમાં અહંકાર એ કર્મફળ ચેતના છે. છતા, એ નૈમિત્તિક છે ક્રમિકમાં અહંકાર કર્મને બંધાવે, કારણ કે ત્યાં તો 'હું' અને 'મારા'નું પ્રાધાન્ય છે. " આ ત્યાગ્યું અને પેલું બાકી છે." દાદા કહે છેઃ "અમારું 'જ્ઞાન' પ્રાપ્ત કર્યા પછી અહંકાર તો બધામાં હોય, પણ તે 'નિકાલી અહંકાર' હોય. નિકાલી અહંકાર એટલે કેવું કે, વાળો તેમ વળે, ગાંડાં ના કાઢે. "

અક્રમમાં તમારે કશું જ કરવાનું નહીં, કરવાથી તો કર્મ બંધાય

થાય, તો એ ક્રોધ કહેવાય. આત્મા છૂટો જ છે. એટલે ઉગ્રતાનું તોફાન થાય, પણ તાંતો ના રહે.

દાદા કહે છે : "ક્રમિક માર્ગ આકુળતા-વ્યાકુળતાનું કારખાનું છે."

ક્રમિક માર્ગમા નકલ ચાલી શકે,

ક્રમિક માર્ગથી આગળ વધવું એ અત્યંત કઠોર ઉપાય છે. છતાં એ કાયમનો માર્ગ છે. જ્યારે મનમાં જુદું હોય, વાણીમાં જુદું હોય અને વર્તનમાં જુદું હોય ત્યાં સુધી કોઈ ધર્મ ચાલે નહીં.

## ક્રમિક-અક્રમ

ક્રમિક માર્ગના જ્ઞાનીઓનો નિયમ એવો છે કે, ૮૦ ટકા સુધી જ્ઞાની પહોચેલા હોય, તો તે ૭૯ ટકાના જ્ઞાની પાસે પગે લાગવા ના જાય. ૮૧ ટકાવાળા પાસે જ જાય. અક્રમ માર્ગમાં જ્ઞાની ૧૦૦ ટકાવાળા હોય, છતાં તે ૫ ટકાવાળા પાસે જઈને પગે લાગે. જેનો કેફ ઉતરી ગયો છે એને શો વાંધો આવે ? તે નિમિત્ત હોય. કર્તા ન હોય.

અક્રમ માર્ગમાં 'જ્ઞાન' મળતાની સાથે જ પ્રજ્ઞા ઉદ્‌ભૂત થાય છે. પછી તમારે કશુ જ કરવું ના પડે. એ પ્રજ્ઞા જ કાર્ય કર્યા કરે.

ક્રમિક માર્ગમાં અહંકાર શુદ્ધ કરતા કરતા જવાનું. ત્યાં બધું મનથી જ કરવું પડે છે, અને આ અક્રમ માર્ગમાં પ્રજ્ઞાથી બધું થાય છે.

જગતનો ક્રમિક માર્ગ છે. ક્રમિક માર્ગમાં પહેલી ભક્તિ અને પછી મુક્તિ, અને અક્રમમાર્ગમાં પહેલી મુક્તિ અને પછી ભક્તિ.

ક્રમિક માર્ગ એ સાપેક્ષ માર્ગ છે. તે ભૌતિક ફળો આપે. તે મોક્ષ ભણી ધીમે ધીમે લઈ જાય. તપ અને ત્યાગ કરતાં કરતાં છેવટે અહંકાર શુદ્ધ કરવો પડે. ત્યાં આગળ ઉપર મોક્ષનો દરવાજો ભેગો થશે. ક્રોધ, માન, માયા લોભ એ બધામાંથી અહંકાર શુદ્ધ કરવો પડે ત્યારે મોક્ષ દ્વાર ખુલ્લુ થાય. અક્રમ માર્ગમાં જ્ઞાની પુરુષ તમારો અહંકાર શુદ્ધ

મેલ મૂકતું જાય. નિર્મળ કયારેય ના થાય. આનો છેલ્લો ઉકેલ તો જ્ઞાની પુરૂષ આપે.

ક્રમિક માર્ગમાં ક્રમે ક્રમે તપ-ત્યાગ કરતાં કરતાં, અહંકારને શુદ્ધ કરતાં કરતાં જવાનું. અહંકારને એટલો શુદ્ધ કરવાનો કે માન આપે તો અડે નહીં, અપમાન કરે તોય અડે નહીં, અને ગજવું કપાય તો પણ અડે એવો નહીં. અહંકાર શુદ્ધ થાય તો આત્મા પ્રાપ્ત થાય. અહંકાર શુદ્ધ કરતાં કરતાં એટલો બધો શુદ્ધ થાય કે શુદ્ધ અહંકાર અને શુદ્ધ આત્મા બેઉ ભેગા થઈ જાય !

માન અને અહંકાર એ બે જુદી વસ્તુઓ છે. સંક્ષેપમાં 'પોતે' જ્યાં છે ત્યાં પોતે માને તે અહંકાર નથી. જ્યાં પોતાનું અસ્તિત્વ નથી ત્યાં હું માનવું એ અહંકાર કહેવાય. જ્યારે ક્રોધ, માન,માયા, લોભ એકુય ના રહે ત્યારે અહંકાર સંપૂર્ણ શુદ્ધ થાય. ક્રમિકમાં ત્યાગ કરતાં કરતાં આગળના પદનું ઉપાદાન કરે, અને પાછલા પદનો ત્યાગ કરે. ત્યાગ કરે તો પણ અહંકાર તો રહે જ—" મેં ત્યાગ્યું " એનો કેફ ચઢે. એમાં કંઈક છોડતા જવાનું, અને કંઇક ગ્રહણ કરવાનું. ત્યારે કોઈ કુસંગ મળે તો 'કેન્ટીન'મા લઈ જાય, અને કહેશે, " ચાલો, લિજ્જત ઊડાવીએ ! " એટલે પડે; કરેલું ધોઈ નાખે.

'મહાત્માઓ'માં જે અહંકાર હોય છે તે નાટકીય હોય છે; માત્ર બતાવવાનો, કારણ કે 'ફાઇલો' રહી હોય તેનો નિકાલ તો કરવો પડે ને ! માત્ર નટુભાઈનું નાટક સમભાવે ભજવવાનું. નફો થાય તો અડે નહીં અને ખોટ જાય તોય અડે નહીં.

ક્રમિક માર્ગમાં આરંભ અને પરિગ્રહ, અહંકાર અને મમતા ઓછા કરતાં કરતાં આગળ વધવાનું. ત્યાગ કરવાથી પરિગ્રહ ઓછો થાય, એટલે મમતા ઓછી થાય. એમ આગળ વધવાનું, અને છેક સુધી જો કુસંગ પ્રાપ્ત ન થાય, તો ઠેઠ સુધી પહોંચી જાય. બાકી તો, એક જ કુસંગ પાછાં કેટલાંય પગથિયાં ઉતારી દે ! આરંભ-પરિગ્રહ ઘટતો જાય એટલા અંશે ક્રોધ, માન, માયા, લોભ ઘટતાં જાય. છતાં મહીં અકળામણ રહ્યા કરે. અક્રમ માર્ગમા ક્રોધ એ પ્રકૃતિનો ઉગ્રતાનો ગુણ છે, અને એમાં આત્મા ભળે, તન્મયાકાર

કરી આપે છે, તે અહંકાર અને મમતા બેઉ કાઢી લે. પછી રહ્યું શું ? પછી તો તમે તમારા સ્વરૂપના અનુભવમાં આવી જાઓ. આત્માનો તમને અનુભવ થાય, અને તો જ બેડો પાર પડે.

અક્રમ વિજ્ઞાન એ જ્ઞાનીની કૃપાથી પ્રાપ્ત થાય. ક્રમિકમાં ગુરુ કહે તેમ કરવું પડે. અક્રમમાં કર્તાપદ ના હોય; અહીં તો સાક્ષાત્ જ્ઞાન જ ક્રિયાશીલ થાય. એટલે આ સરળ માર્ગ છે. આમાં મહેનત ના હોય. આજ્ઞામાં રહેવાનું, એટલે પૂરણી ના થાય-નવાં કર્મ ના બંધાય. પછી તો નિર્જરા સહજ થયા જ કરે. જેવા ભાવે સર્જન થયું હતું તેવા ભાવે વિસર્જન થયા કરે.